કચ્છ, ગિબ્સ મેમોરિયલ ગ્રંથમાળા નં. ૪

# હિંદના હાકેમ.

# રણજીતસિંહ.

અંગ્રેજીમાં કર્તા,

**સર લેપલ ગ્રિફિન, કે. સી. એસ. આઈ.**

તેનું ભાષાન્તર કર્તા,

**ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, બૅરિસ્ટર-ઍટ-લૉ.**

સરળ અર્થશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, સરળ પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, બુલબુલ, વગેરેના કર્તા.

પ્રસિદ્ધ કર્તા,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી—અમદાવાદ.

બીજી આવૃત્તિ. પ્રત ૫૦૦

યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ.

સન ૧૯૦૫. સંવત ૧૯૬૧

કિંમત બાર આના.

## અનુક્રમણિકા.

# કચ્છ ગિબ્સ સ્મારક ગ્રંથમાળાનો ઉપોદ્ઘાત

મહારાવ સર શ્રી ખેંગારજી સવાઇ બહાદુર એમના સગીરપણામાં નીમાએલી રીજન્સીએ સરકારની પરવાનગી લેઇને ઇ. સ. ૧૮૮૦માં ઑનરેબલ જેમ્સ ગિબ્સ, સી. એસ. આઇ. જેઓ તે વખતે વાઇસરાય અને ગવર્નર જનરલની કૌન્સિલના મેમ્બર હતા, અને જેઓ એક વખત મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર હતા, તેમના કચ્છ કાઠિયાવાડ તથા ગુજરાત સાથેના સંબંધના સ્મરણાર્થે તથા ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિને ઉત્તેજન આપવા માટે સોસાઇટીને રૂ. ૨૫૦૦ ની નોટો સ્વાધીન કરી છે. તેના વ્યાજમાંથી વખતે વખતે ઇનામ આપી પુસ્તકો રચાવવામાં આવેછે, અને તે પુસ્તકો **સોસાઇટી** છપાવે છે. આજ સુધી આ ફંડમાંથી નીચેનાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવ્યાં છેઃ—

૧. ઉદ્યોગથી થતા લાભ અને આળસથી થતી હાનિ.
૨. માંદાની માવજત. ( બીજી આવૃત્તિ. )
૩. જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ.
૪. રણજીતસિંહ. ( બીજી આવૃત્તિ. )
૫. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન.
૬. લાર્ડ લૉરેન્સ.
૭. બ્રાહ્મણોના સોળ સંસ્કાર.
૮. હિંદની રાજ્યવ્યવસ્થા અને લોકસ્થિતિ.

તા. ૧-૩-૧૯૦૫.

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

મહારાજા રણજીતસિંહના જીવનચરિત્ર અને એના સમયનુ આ વૃત્તાંત લખતાં મેં એજ વિષયપર લખેલાં મારાં "ધી પંજાબ ચીફ્સ," "ધી રાજાસ ઑફ પંજાબ" અને "ધિ લૉ ઑફ ઇન્હેરીટન્સ ટુ સીખ ચીફ્શીપ" નામનાં પુસ્તકોનો ઘણો અને છુટથી ઉપયોગ કર્યો છે. એ પુસ્તકો લખવામાં હિંદુસ્તાનમાં મારી નોકરીનાં કેટલાંક વર્ષો તેમ જ ત્યાર પછી હિંદુ અમલદારને મળતી નવરાસનાં કેટલાંક વર્ષો ગાળ્યાં છે. પંજાબ ખાસ અને સતલજની આ પારનાં સઘળાં મોટાં સીખ કુટુંબોનો, તેમજ જે પુરુષો મહાન મહારાજાના દરબારીઓ, સલાહકારો અને સેનાપતિઓ હતા તેમનો સવિસ્તર ઇતિહાસ આ પુસ્તકોમાં સમાયલો છે. એ પ્રાંતમાં એવું એક પણ આબરૂદાર સીખ કુટુંબ નહિ હોય કે જેની જોડે મારે પોતાને નાતો નહિ હોય. આવાં કુટુંબની અંદરનાં લખાણો અને ખબરો, સરકારી દસ્તાવેજો અને લખાણો ઉપરથી એ કાળનો ઇતિહાસ લખવામાં આવ્યો છે. આ પ્રમાણે મારા પોતાના લખાણનાં વખાણ મારે પોતાને કરવાની ફરજ પડી છે. સીખધર્મ વિષેના પ્રકરણમાં આવેલી કેટલીક ખબરોને સારૂ હું ડા. અરનેસ્ટ ટ્રમ્પના **આદિગ્રન્થનો** ઉપકૃત છું. તેમ જ કેટલાક આંકડા અને તેના ઉપરથી કાઢેલા અનુમાનને સારૂ મી. ડેન્ઝીલ ઇબેટસનના ૧૮૮૧ ના વરસના વખાણવાલાયક સેન્સસ રીપોર્ટનો પણ આભારી છું.

**લેપલ ગ્રિફિન.**

# ભાષાંતરકર્તાની પ્રસ્તાવના.



મૂળ ગ્રંથના સારાસારપણા ઉપર વિવેચન કરવું એ ભાષાંતર કર્તા તરીકે મારૂં કામ નથી; એની તુલના વાચકો કરી લેશે.

ભાષાંતરકર્તાનું કામ, મૂળ લખનાર કરતાં એક રીતે તો કઠિન છે. મૂળ લખનારને હોય છે તેવી ભાષાંતર કરનારને છૂટ હોતી નથી, અને એના જેવીજ તદાકાર ચિત્ત–વૃત્તિ કરીને લખવું પડેછે. વળી ભાષા ભાષાની રૂઢિયો ભિન્ન ભિન્ન હોય છે; મૂળ લખનારના વિચારમાં ભિન્નતા હોય તોપણ ભાષાંતર કરનારને એ વિચાર જ ગૃહણ કરવા પડેછે. આવી આવી અડચણો છતાં પણ જો વાચકોને પસંદ પડે એવું લખાય તો હું ધન્યવાદ માનું.

આ ભાષાંતર કરવામાં ફક્ત મૂળ ગ્રંથ ઉપરજ આધાર ન રાખતાં કનિંગહામકૃત "સીખ લોકોનો ઇતિહાસ," સર લેપલકૃત "પંજાબ ચીફ્સ્," અને રાજાસ્ ઑફ્ પંજાબ" તેમજ એ વિષયને લગતાં બીજાં પુસ્તકોનો આશ્રય લીધો છે. વળી ભાષાંતર કરવામાં આવતી કેટલીક અડચણો દૂર કરવા માટે "આદિગ્રંથ" નામના સીખ ધર્મનો ગુરુમુખિ ભાષાનો ગ્રંથ અવલોકવા તે ભાષા શિખવાનો પણ પ્રયાસ કરવો પડ્યો છે.

મિ. જે. ડબ્લ્યુ. એ. વેર, કાઠિયાવાડના પોલિટિકલ એજંટના જ્યુડીશિયલ આસિસ્ટંટ સાહેબ, એમણે મારૂં ભાષાંતર વાંચીને જે અમૂલ્ય સૂચનાઓ કરી છે તે જો ન કરી હોત તો આ ભાષાંતર કેટલુ દોષિત રહેત તે કહી શકાતું નથી. એમના અથાગ શ્રમને માટે હું ઘણોજ આભારી છું.

આ ભાષાંતરને અંગે તે દેશના વપરાતા શબ્દોનું અંગ્રેજીમાં થયેલા અનુકરણમાંથી ગુજરાતીમાં અનુકરણ કરવામાં જે જે સંશય રહેતા હતા તેને દૂર કરવા સારૂ તેમ જ સીખ લોકો અને તે ધર્મના સાંપ્રદાયિક શબ્દો, રીત-રિવાજ, અને તેમની આખ્યાયિકાઓ વગેરેની માહીતિ સારૂ ૨૩મી પલટણના સીખ અમલદારોની મદદ મેળવી આપવામાં રાજકોટના એક્ટિંગ કમાન્ડિંગ ઓફીસર કેપ્ટન આર. આઈ. રકેનલ સાહેબે જે મદદ કરી છે તે માટે તેઓ સાહેબનો તથા તે તે સીખ અમલદારોનો ઉપકાર માનું છું.

| | |
|---|---|
| અમદાવાદ, | ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી. |
| તા. ૩-૧-૯૫. | ભાષાંતરકર્તા. |



# રણજીતસિંહ.

## પ્રકરણ ૧ લું.

### ઉપોદ્‌ઘાત.

મોગલ શહાનશાહતના પડી ભાગવાથી ઘણા નવા રાજાઓ હયાતીમાં આવ્યા હતા; પરંતુ તેઓમાં થોડા કાળસુધી ટકેલા **સીખ** રાજ્યના સ્થાપનાર **મહારાજા** રણજીતસિંહના કરતાં વધારે નામાંકિત અને ચિત્તાકર્ષક રાજા ભાગ્યેજ થયો હશે. આ શૈકાની શરૂઆતના તોફાની સમયમાં જૂદી જૂદી જાતો અને જૂદા જૂદા ધર્મો વચ્ચે ઘણો વિરોધ હતો. આથી મહારાજા રણજીતસિંહને સારો લાગ મળ્યો. પોતાને મળેલી આ તકનો એણે શ્રમ, તત્પરતા, અને વિલક્ષણ બુદ્ધિથી ઉપયોગ કર્યો. એણે ગુરૂ ગોવિંદસિંહના ફિતૂરી અને લડાયક મતાનુયાયીઓનું ઐક્ય કરી એક ધર્મી પ્રજા ઉત્પન્ન કરી. એના દૃઢ અને દયારહિત રાજ્યમાં એણે **સીખ** લોકોને સખ્ત બંદોબસ્તમાં રાખ્યા, અને લશ્કરી કેળવણી આપી. એવી લશ્કરી પદ્ધતિ એની પૂર્વે અને એની પછી કોઇપણ દેશી રાજ્યમાં અમલમાં આવી નથી. એથી કરીને એકત્ર થયેલા **સીખ** લોકો કોઇથી જીતાય નહિ એવી લડાયક પ્રજારૂપ નીવડ્યા. એની પછી એના વંશજો નબળા અને કમઅક્કલ થયા. એમણે એ પ્રજાને ઇંગ્રેજો સામે લડવાને ઉશ્કેરી તેથીજ એના ઐક્યમાં ભંગાણ પડ્યું.

સીખ રાજ્ય ફ્રાન્સના નેપોલિયનની શહાનશાહતને ઘણી બાબતમાં મળતું આવે છે. એની પેઠે એ એકદમ સ્થપાયું હતું. એની પેઠેજ એના વિજયો પરાક્રમથી ભરપૂર હતા, અને એની પેઠેજ એનો નાશ પણ સમૂળો થઇ ગયો. રણજીતસિંહે નાનાં નાનાં ઘણાં રજપૂત, મુસલમાન, અને સીખ સંસ્થાનો જીત્યાં હતાં. પોતાના સમકાલિન નેપોલિયન બોનાપાર્ટની પેઠેજ રણજીતસિંહ જીતાયલાં રાજ્યને ઠેકાણે ઝાઝુ નભે એવો રાજ્યવંશ સ્થાપી શક્યો નહિ. એના વિજયોનું પરિણામ ઝાઝુ ટક્યું નહિ. એની હયાતીમાં એનું રાજ્ય એની સત્તાવાન ઇચ્છાને આધારે ટકી રહ્યું હતું. જેમ લાકડાની ભારીને બાંધેલી દોરી કાઢી નાંખવાથી ભારી છૂટી પડી જાય તેમ એના મૃત્યુ પછી એવા પ્રબળ બંધનની ગેરહાજરીથી એનાં સંસ્થાનો છૂટાં પડી ગયાં. એની પછી એનુ રાજ્ય અને એની કીર્તિ અને મોટાઇની આખ્યાયિકા એના નબળા વંશજોના હાથમાં આવ્યાં. એમણે રાજ્યના નાવને ખરાબે ચ્હડી જવા દીધુ અને પરિણામે અનિવાર્ય નાશથયો. નેપોલિયન અને રણજીતસિંહ વચ્ચે આથી પણ વધારે સરખામણી કરી શકાય. એ બંનેનાં ચરિત્ર અને નશીબ માત્ર આમ દેખીતી ઉપરચોટીઆ રીતેજ મળતાં આવેછે એમ નથી, પરંતુ એ સરખામણીથી સાબિત થાય છે કે એશિયા, યુરોપ, અગર ગમે ત્યાં પણ સરખાં કારણોથી સરખાં પરિણામ નીપજે છે. આ બાબતને લીધે એ સરખામણી વધારે મનોરંજક લાગે છે. પશ્ચિમમાં અને પૂર્વમાં થયેલી રાજ્ય ઉથલપાથલને સરખાવીએ. ત્યાં ફ્રેંચ લોકોએ લશ્કરી ચાકરી બદલ જમીન ખેડવાની જૂની જુલમગાર પદ્ધતિ વિરૂદ્ધ બંડ કર્યાં હતાં. અહીંઆં સીખ લોકોએ બ્રાહ્મણોના ફચરી નાંખે એવા ધર્મ સંબંધી જુલમ વિરૂદ્ધ ઝુંડો ઉઠાવ્યો હતો. આ બંને કારણો-

થી બંને પ્રજાઓ ઉશ્કેરાઇ ગેઈ હતી. આમ ઉશ્કેરાવાથી તેમનામાં નવું બળ આવ્યું હતું. ફ્રેંચ રાજ્ય ઉથલપાથલ કરનારાઓને નેપોલિયન, અને સીખ લોકોને રણજીતસિંહ જેવા આગેવાનો મળી ગયા હતા. આ બને સરદારો લશ્કરી કામમાં કુશળ, તદ્દન સ્વાર્થી, દયાહીન, અને અનીતિવાન હતા. એઓ બંને રાજા થઈ પડયા. પરંતુ તે બંને પોતે મેળવેલી સત્તા સ્થાયી કરીને પોતાના વંશજોને મળે એવું કરી શક્યા નહિ; એ ખરૂં છે કે હાલ થોડાં વર્ષ ઉપર નેપોલિયનના વશજોને રાજગાદીપર લાવવાનો પ્રયત્ન થયો હતો, પણ તે વ્યર્થ ગયો. એ વાત ઉલટી એમ સાબિત કરે છે કે રાજ્ય બથાવી પડનારાઓનો વંશ સહેલાઇથી સ્થાયી કરી શકાતો નથી. એ વાત ખરી છે કે લોકો પોતાના અગ્રેસર નિપુણ સેનાપતિને પોતાની મેળેજ સ્વાધીન થઇ જાય છે, લોકો એમનાથી અંજાઇ જાય છે અને માને છે કે આ પુરૂષોજ આપણા દેશના ઉત્સાહ અને કીર્તિરૂપ છે, તથાપિ તેઓ માત્ર આ પુરૂષો ઉપરજ મોહ પામેલા હોય છે. એમના વંશજો અને એમની પછી ગાદીપર આવનારાઓ ઉપર લોકોનો મોહ ટકી રહેતો નથી. વિલક્ષણ માણસની બહાદૂરી વડે પ્રિય થઈ પડેલું નવું રાજ્ય એ માણસના મુઆ પછી દમવગરનુ અને નિસ્તેજ લાગેછે. લોકોને લાગેછે કે એમની પછી ગાદીનશીન થનારાઓ લોભી અને બીજાની બહાદૂરી ઉપર જીવનારા—પરભાગ્યોપજીવી—છે; અને રૈયતને ખર્ચે તાજા થવું એજ એમની ધાનત છે. એ સિવાય એઓ બીજું થવું કાંઇજ ઇચ્છતા નથી. જ્યારે લોકોના મનમાં આવી આવી લાગણીઓ થાય છે ત્યારે મૂળ પુરૂષના વખતનો બંદોબસ્ત અને આજ્ઞાધીનપણું પલાયન કરી જાય છે, ઠેર ઠેર કાવતરાં અને બંડ થાય છે, આસક્તિ ઉડી જાય છે, અને તેને બદલે તિરસ્કાર આવે છે. જેમ

બિલાડીનો ટોપ રાતોરાતમાં ઉગી વધી અને કરમાય છે, તેમ આ સહજમાં સ્થપાયલો રાજ્યવંશ ઉખડી જાય છે. જે લોકોએ એને સ્થાપના વખતે હર્ષનાદે વધાવ્યો હોય છે તેના તેજ લોક એના નાશ વખતે એની તરફ તિરસ્કારપૂર્વક હસેછે. નેપોલિયન અને એની પછી તખ્તનશીન થનારની, અને રણજીતસિંહ અને એની પછી ગાદીએ આવનાર ખરકસિંહ અને આ "પંજાબના સિંહ" ના વારસાને માટે લડી મુએલા દાસી પુત્રોની સ્થિતિ આ બાબતમાં સરખી હતી.

જૂના અને પ્રૌઢ રાજ્યવંશની વાત તદન જૂદીછે. તેમની પરંપરાની મોટાઈ ઘણા કાળથી પેઢીદરપેઢી અવિચ્છિન્ન ઉતરીઆવેલી હોયછે. ઇતિહાસોપરથી ઘણીવાર આવા વંશોના પણ નાશ થયેલા આપણે જાણીએ છીએ. રાજવંશીઓના દુર્ગુણો અને તેમની બેદરકારીથી આવા વંશનો નાશ થાય છે, એ વાત ખરી છે; પણ આવા વંશપર પ્રજાભક્તિ માત્ર અલ્પ પ્રયાસે દૃઢ રહેછે, અને જો એ પ્રજાભક્તિ શિથિલ થવા પામે છે તો તે માત્ર રાજ્યકર્તાઓની નબળાઇ અને મુર્ખાઇને લીધેજ એમ થાયછે. વળી એ મૂર્ખાઇ અને નબળાઈ તે જેવીતેવી નહિ પણ ઘણીજ નીચ અને દોષભરેલી હોયછે તોજ એમ બનેછે. આમ છતાં પણ એમની સત્તા ટકી રહેવાના સંભવ ઘણા હોયછે. રાજાનો હક ઇશ્વરી હોયછે કે નહિ, પરંતુ એટલું તો ખરૂં કે કુદરતજ જાણે એમને મદદ કરેછે. એઓ દેવાંશી હોય એમ ભાસ થાયછે અને આખી પ્રજા એમને પ્રેમ અને માન પુરસ્સર જુએછે. મોટાં મોટાં લશ્કરો કરતાં આવો પ્રજાપ્રેમ અને માન એમને ઘણાંજ કીમતી છે. અનાદિકાળથી મનુષ્ય જાતને રાજા જોઇએ છે. જન સ્વભાવમાં એવી નબળાઇ હોય છે કે તેઓ બીજાને સ્વાધીન રહેવાનું ચહાયછે. આવી જાતના મનોવિકારો વડે પ્રાચીન

રૂઢ થઇ ગયેલાં રાજ્યો ટકી રહેછે. આવા મનોવિકારો એમના સં-
ગીન પાયારૂપ થઇ પડેછે; પણ નવાં સ્થપાયલાં રાજ્યને સંબંધે આ-
મ થતું નથી. એવાં રાજ્યો તો રાજ્યકર્તાની એકાદ નજીવી ભૂલ
અગર કોઈના નિંદાવાળા ઉશ્કેરણી ભરેલા લખાણવડે ઉખડી જાયછે.
પરંતુ પરંપરાનો રાજ્યકર્ત્તા સઘળી જાતના ભયથી પર રહી, પો-
તાની ગાદી "ધ્રુવની પેઠે અચળ" ભોગવેછે. એવા રાજ્યકર્તાની ભૂલો
તરત ભૂલી જવાય છે; અને એમના વાંકની પ્રજા હજારોવાર મોટા
મનથી દરગુજર કરેછે. વખતે આવાં રાજ્યનો નાશ થાયછે તોપણ
તે ભાવીની અસ્થિરતાને લીધે થતો નથી રાજા પોતે પોતાના હાથે
પોતાનો નાશ વહોરી લે તોજ તેનો નાશ થાયછે.

જો યૂરોપમાં આમ બનેછે તો હિંદુસ્તાનમાં તો એમ બનવા-
ને ઘણોજ વધારે સંભવછે હિંદુસ્તાનમાં લોકો જૂના રીત રિવા-
જને ચુસ્ત રીતે વળગી રહેનારા છે. હિંદુસ્તાનના લોકો રાજાના
જાતીય ગુણ અવગુણ કરતાં તેના ભોગવટા, આખ્યાયિકા અને પ-
રંપરાની ગણના વધારે કરેછે. જે દેશમાં બાપદાદાનો ધંધો જાણીને
લૂટફાટ અને ખૂન કરનારા માણસો નઠારા ગણાતા નહિ, અને જે
દેશમાં ખાસ દેવતાઓને નામે ધંધો કરનારી કૃત્રિમ શિયળવાળી વે-
શ્યાઓ હોયછે તે દેશમાં રાજાઓના ડોળ અને દમામવાળાં રાજ
ચિન્હના ભપકાવડે લોકોના મનમાં તેમના અધિકાર અને માનની
મજબૂત અટલ લાગણી ઉત્પન્ન થાય એ સહજ સમજી શકાય એવું છે.
હિંદુસ્તાનના ઇતિહાસમાં ઠેકાણે ઠેકાણે રાજાઓને પડેલાં સંકટો,
રાજાઓનાં ખૂન, અને રાજ્યવંશના ફેરફાર જોવામાં આવેછે એવાત
ખરી, તથાપિ જો વિચાર કરીએ તો જણાય છે કે એ બધા બના-
વો લોકના સાધારણ મતથી ઉલટા નથી. લોકો રાજાનો હક ઇશ્વરી

માનેછે, પછી તે નઠારી રીતે રાજ કરે તોએ શું થયું. હિંદુસ્તાનને તેના રસાળ મુલકો લઈ લેવાને વાયવ્ય કોણ ભણીથી સેંકડો વર્ષસુધી હુમલો કરનારાં ધાડાંનો દુઃખ ભરેલો અનુભવ થયેલોછે. આવાં ધાડાં નાશ કરતાં કરતાં ઘણીએવાર આખા દેશમાં ફરી વળ્યાં છે. હિંદુસ્તાનની વસ્તી પરસ્પર વિરોધી જૂદી જૂદી જાતો અને જૂદી જૂદી પ્રજાની બનેલીછે. એઓ નિરંતર માંહેમાંહે લડ્યાં કરેછે, છતાં પણ દરેક સંસ્થાનની પ્રજા પોતાના વંશપરંપરાના સ્થાનિક રાજાને સર્વદા વફાદાર હોયછે: અને સારે કે નરતે સ્થાનિક રાજ્યના રક્ષણસારૂ તેઓ પોતાના જીવ આપવા તૈયાર હોયછે. ઉદેપુર, જયપુર અને જોધપુર જેવાં બળવાન રાજ્યો પરદેશી હુમલાને અટકાવવાને સમર્થ હોવાને લીધે, અને ચંબા, મંડી સુકેત એવાં નાંનાં રાજ્યો ચ્હડી આવનારા દુશ્મનોના માર્ગથી દૂર હોવાથી અગર છેક હિમાલયની દૂરની ખીણોમાં આવેલાં હોવાને લીધે તે ઠેકાણે રાજ્ય કરનારા વંશ ઘણાજ જુનાછે. એમના પૂર્વજો છેક ઐતિહાસિક સમયની પહેલાના કાળથી ગણી શકાય છે. આ રાજાઓ મગરૂરીથી પોતાને સૂર્યવંશી ગણાવેછે. આવાં રાજ્યોમાં સારા અને નઠારા, તેમજ ભલા અને જુલમગાર રાજા થઇ ગયાછે, પરંતુ રૈયત તો બધાને તાબે રહેલીછે. પ્રજાના મનમાં સામા થવાનો કે બંડ કરવાનો વિચાર કદીએ આવ્યો નથી, અને ખરેખાત હાલ જેમ ગ્રીસ અને રોમનો ઇતિહાસ શીખવાયછે તેમ જ્યારે બ્રિટિશ હિંદુસ્થાનનો ઇતિહાસ પણ પ્રાચીન ઇતિહાસ તરીકે શીખવાનો હશે ત્યારેપણ આજથી સેંકડો વર્ષ પછી ભવિષ્યમાં આરાજ્યોમાં આના આજ રાજ્યવંશો ગાદી ઉપર હશે. આવાં રાજ્યોમાંનાં ઘણાં તો અપ્રસિદ્ધ અને નમાલાં તેમજ નબળાં અને ગરીબ છે. જીરણ ખખ થઇ ગયેલો એકાદ કિલ્લો, અને થો-

ડાક ચોરસ માઇલ વિસ્તારવાળી પહાડીઅગર ખીણની જમીન એજ માત્ર આવા રાજ્યની સમૃદ્ધિ. એકજ હાથના વેઢાપર ગણાય એટલા સિપાઇઓ એજ એમનું લશ્કર. આવાં રાજ્યો પરંપરાથી અવિછિન્ન ટકી રહ્યાંછે એ પોતાના બળવડે નથી ટકી રહ્યાં એ ઉઘાડુંજ છે. અનુકૂળ વર્ષાદ અને ઋતુમાં જેમ ઝાડ જડ ઘાલેછે તેમ આ રાજ્યો-એ પણ પોતાનાં મૂળ ઉંડાં નાંખેલાં હોયછે. ઘણાં વર્ષોના સહવા-સને લીધે તેઓ સ્વાભાવિક જેવાં લાગેછે. તેઓ જાણે કુદરતના યો-ગ્ય ક્રમમાં ઉત્પન્ન થયેલી કુદરતી વસ્તુઓજ હોય નહિ એવાં થઈ ગયાં હોયછે, અને ગામડાની ગરીબ વસ્તીને જેવી રીતે કુદરતી બ-નાવોથી પોતાના થતા નફા નુકશાનને માટે કુદરતની જોડે લડવાનો ખ્યાલ આવતો નથી તેવી રીતે પોતાના પરંપગના રાજાને પોતાની ઉપર રાજ્ય કરવાનો હક છે કે નહિ એવી વાત એમના સ્વપ્નામાં પણ આવતી નથી.

હાલ પણ હિંદુસ્તાનમાં એવાં ઘણાંએ રાજ્યો છે કે જેમના ઇતિહાસવડે ઉપરચોટીઆ રીતે તો "રાજ્ય બથાવી પડનારાનો વંશ સ્થાયી થતાં ઘણીજ મુસ્કેલી પડેછે" એ સિદ્ધાંત આપણને ખોટો જ-ણાય. હૈદરાબાદનું મોટું રાજ્ય દિલ્હીના શહનશાહના બંડખોર સરદારે સ્થાપ્યું હતું. વડોદરા, ગ્વાલિયર, અને ઇંદોરનાં મરાઠા રાજ્યો તે-મજ ભોપાળનું મુસલમાની રાજ્ય એ બધાં વિજયી સેનાપતિઓએ છેલ્લા સૈકામાં સ્થાપ્યાં હતાં. એઓ બધા રાજ્યવંશી નહોતા, અને અપ્રસિદ્ધ કુટુંબમાં જન્મેલા હતા. વળી કાશ્મિરનું રાજ્ય તો છેક ઇ. સ. ૧૮૪૬ માં બ્રિટિશ સરકારેજ ઉત્પન્ન કર્યું છે. એમ છતાં પણ આ હકીકત ઉપરથી આપણો પરંપરાનો સિદ્ધાંત ખોટો ઠરતો નથી. ઉપર કહેલાં બધાં રાજ્યના સ્થાપનારાઓના વંશજો

બાપદાદાઓએ બથાવી પડેલાં રાજ્ય ભોગવી શકત અને રાજસત્તા એમના વંશમાં કાયમ ટકી રહેત એ કેવળ અસંભવિત છે. જેમ પૃથ્વીના પેટમાંથી કોઇ જબરી આગ્નેય ઉપાધિ પૃથ્વીના પોપડામાં ધસી આવીને તે પડોને સ્ફટિકરૂપ બનાવી દેછે તેમજ હિંદુસ્તાનની પ્રજાની વચ્ચે એક મહા ઉગ્ર બળ એકાએક આવ્યું હતું. આ બળે પોતાની આવવાની વખતે જે જે રાજ્ય હતાં તે બધાંને તેમની તે વખતની સ્થિતિમાં સ્થાયી કરી દીધાં. જો આ બળ ઉત્પન્ન થયું ન હોત, અને એની અસરથી આ રાજ્યો સ્થિર ન થયાં હોત તો અમારો ઉપર કહેલો સિદ્ધાંત ખરોજ પડત, અને આ નવા વંશોના હાથમાં રાજસત્તા નજ રહેત. આ ઉગ્ર બળ તે ઇંગ્રેજી રાજ્ય. અઢારમી અને ઓગણીસમી સદીમાં એનો ઉદ્ભવ વધારે ને વધારે થતો ગયો હતો. એ રાજ્યે બહાદુરીવડે, રાજ્ય ખટ્પટવડે, બળવડે અ-ગર દગાવડે, ટુંકામાં કહીએ તો સામ, દામ, ભેદ અને દંડવડે પોતાના વિજયો મેળવ્યા હતા. એને વખતે દબાઇ જવું પડતું હતું તો તે થોડી મુદતજ. આ પ્રમાણે આ રાજ્યની શક્તિ વધતીજ જતી હતી. આ નવી ભયંકર શક્તિને અગાડી હિંદુસ્તાનની કોઇપણ લ-ડાયક પ્રજા ટકી શકી નહિ. એક પછી એક એમ દરેકનો કચરઘાણ વળ્યો અને તેમને પાછા હઠવું પડ્યું. છેવટે આખા હિંદુસ્તાનની નજરે પડ્યું કે મોગલ શહાનશાહતને બદલે સાર્વભૌમરાજા થનાર ઇંગ્રેજો સિવાય બીજું કોઇજ નથી. આ સત્તાએ મોગલરાજ્ય લીધું અને આખા દેશમાં અરધા સૈકા સુધી શાંતિ ફેલાવી. આ શાંતિનો ભંગ માત્ર એકજ વખત ૧૮૫૭ ના બળવામાં થયો હતો. ઇંગ્રેજ સામ્રાજ્યે પોતાની સર્વોપરી સત્તા કબૂલાવી તે વખતે સઘળા રાજા અને નવાબોને તેમની તે વખતની સ્થિતિમાં મંજુર રાખ્યા.

આ રાજાઓએ પોતે પોતાનાં રાજ્ય ગમે તેમ મેળવ્યાં હોય, પરંતુ રાજ્ય સ્થાપન કરનારા વિજયી પુરૂષોનો દૈવી હક તપાસવાનું કામ કાંઇ ઈંગ્રેજોનું નહોતુ. રાજ્ય જીતવામાં તો તરવારદેવી એજ ખરી; બળ એજ હક, અને જે રાજ્ય જે ભોગવતો હોય તેજ તેનો માલિક એજ ન્યાય. આ બાબતમાં હિંદુસ્તાનનાં ખંડિયાં રાજ્યના આપણે સાધારણ રીતે બે વર્ગ પાડી શકીએ છીએ. પ્રજાની ઘણી વફાદારી ભોગવતાં પરંપરાનાં જુનાં રાજ્યો એ એક, અને ઈંગ્રેજોની પેઠેજ મોગલ શહાનશાહતના પડીભાગવાથી ઉત્પન્ન થયેલાં તેમના કરતાંએ નવાં રાજ્યો એ બીજો. ફરતા ફરતી છાંયડી હોયછે, અને કાળે કરીને ઈંગ્રેજ લોકો પોતાને માથે આવી પડેલા રાજ્યના બોજાથી કંટાળીને વખતે હિંદુસ્તાન છોડીને જાય એ બને એવું છે. તે વખતે જેમ કોઇ મોટી રેલ ઉતરી ગયા પછી જળ જળ થઈ ગયેલા આખા પ્રદેશમાં ઠેકાણે ઠેકાણે કાદવનાં ઝુંપડાંવાળાં આંબાવાડીઆં ટકીને ઉભાં રહેલાં દેખાય છે, તેમ ઈંગ્રેજોના જવાના ઝપાઝપીના તોફાની સમય પછી પણ અમે પહેલા વર્ગમાં મૂકેલાં જુનાં હિંદુ રાજ્યો ટકી રહેલાં જણાશે. પરંતુ એ કટાકટીના સમયમાં બીજા વર્ગની અવસ્થા નોખીજ થશે. એ બીજા વર્ગમાં મૂકેલાં રાજ્યો માત્ર લડાઇમાં મેળવેલી જીતો લીધેજ ઉત્પન્ન થયેલાં છે. આ રાજાઓ પોતે જે લોકો ઉપર રાજ્ય કરે છે તેમનાથી જૂદા વંશના, જૂદી જાતના અને જૂદા ધર્મના છે. તેઓ ઘણીએ વખત તેમની પ્રજા ઉપર જુલમ કરે છે, અને તેમનાં મૂળ ઉંડાં જામેલાં નથી. આ કારણોને લીધે હોલ્કર, સિંધિઆ અને ગાયકવાડ જેવા નવા રાજ્યવંશોને પોતાના પૂર્વજોની પેઠેજ પોતાની રાજસત્તા ટકાવી રાખવાને લડવું પડશે. જો તેઓ હારશે તો રાજ્ય ખોશે, અને જીતશે

તો તેમનાં રાજ્ય રહેશે.

રણજીતસિંહની સત્તા પણ એની પોતાની જાતને લીધેજ હતી. એ કાંઈ જૂના રાજ્યવંશમાં ઉત્પન્ન થયો નહોતો કે એના વંશજો ઉપર પ્રજાભક્તિ દૃઢ રહે. આ કારણથીજ **સીખ** રાજ્ય ભાગી પડ્યું. **સીખ** લોકો પ્રજાસત્તાકીઓ હતા. એથીજ સાધારણ જાતમાંથી રણજીતસિંહનો ઉદય થયો હતો. આવું હતુ તેથી જો એના વંશજો એના જેવાજ કુશળ તેમજ એના જેવા લક્ષણવાળા અને શક્તિવાન હોય તોજ તેમનું રાજ્ય ટકી રહે એમ હતું. પણ એના વંશજોમાં એના જેવાં લક્ષણો નહોતાં. એનો એકનોએક દીકરો ખુરકસિંહ તદ્દન દમ વગરનો હતો. એનો પૌત્ર નાહોનિહાળસિંહ સારો નીવડે એવો હતો, પણ તે અકાળ મૃત્યુ પામ્યો; અને તેની પછી ગાદીએ બેસનારામાંએ અંધાધુંદીનો વખત આવ્યો હતો, તેનો નાશ કરવાની અગર તેને દાબમાં રાખવાની બિલકુલ તાકાદ નહોતી. અમે મહારાજાના પૂત્ર છીએ એવો દાવો કરનારા ઘણાએ નીકળી આવ્યા પરંતુ રણજીતસિંહના ઝનાનાની હાલત જગ જાણીતી હતી; અને **સીખ** લોકોએ તેમાંના એકેને ખરા દાવાદાર તરીકે કબૂલ રાખ્યો નહિ. એવામાંજ ઇંગ્રેજો જોડે વિગ્રહ થયો. તેમાં તેમના સરદાર સારા ન હોવાથી ઘણી બહાદૂરી બતાવ્યા છતાં પણ સીખ લોકોની હાર થઇ. પરદેશી લશ્કરે પંજાબનો કબજો લીધો. રાજ્યને તોડી નાંખ્યું અને આખરે ખાલસા કરી દીધું. રણજીતસિંહ ઘણીએવાર કહેતો કે ઈંગ્રેજ લોકોનું રાજ્ય **સતલજથી બીઆ**, સિંધુ, અને **અફ્ઘાનીસ્તાનના** પહાડો સુધી ફેલાશે; અને થયું પણ એમજ. ઈંગ્રેજી રાજ્યની હદ છેક **અફ્ઘાનિસ્તાનનાં** પર્વતો સુધી જઇ પહોંચી; અને આ સમયે દેશનિકાલ થઇને વિલાયતમાં રહે-

નારા મહારાજા ધુલિપસિંહ સિવાય, તેમજ મહારાણીશ્રીના તાજમાં બિરાજનાર પૌરાણિક ઇતિહાસવાળા સત્રાજીત યાદવના અપશુકનિયાળ મણિ, "કોહિનૂર" સિવાય સીખરાજ્ય એકવાર હયાતીમાં હતું એ સૂચક બીજું કાંઈપણ ચિન્હ જણાતું નથી.

સમયના કરતાંવધારે બળવાન બીજું કોઇ નથી. સીખ લોકો અને સરદારો જુસ્સાવાળા અને કાબુમાંન રહે એવા હતા. એથી સીખ લોકો જોડે વિગ્રહ થયો, અને પરિણામે પોતાની નાખુશી છતાં પણ ઇંગ્રેજોને સીખરાજ્યખાલસા કરવું પડ્યું. આવિગ્રહમાં ઇંગ્રેજોનો બિલકુલ દોષ નહોતો. પરંતુ સીખ વિગ્રહ ન થયો હોત અને રણજીતસિંહની પેઠે તેના વારસો પણ ઇંગ્રેજોને વફાદાર રહ્યા હોત તોપણ ઉત્તર હિંદુસ્તાનમાં એમાંથી સર્વોપરી સત્તા કઇ છે તેનો વહેલો મોડો ફેંસલો કરવો પડત. સતલજના પ્રદેશમાં અને અફઘાનિસ્તાનમાં વારે વારે કજીયા અને ફિતુર ઉત્પન્ન થતાં. એક તરફ સીખ લોકોનો સ્વભાવ ઘણો તીખો અને તેઓ કોઇને તાબે રહે એવા નહતા; બીજી તરફ ઇંગ્રેજોને પોતાનો મોભો જાળવવાની ઘણી જરૂર હતી; અને તેથી આ બે બળવાન પ્રજાઓ એક બીજાની જોડે લડ્યા વગર ઘણા કાળસુધી શાંતિથી રહે એ અસંભવિતજ હતું. એ ઠીક હતું કે વિગ્રહની પહેલી ઉઠાવણી ઇંગ્રેજોની તરફથી નહિ પણ સીખ લોકોની તરફથી થઇ હતી. પહેલો હુમલો પણ એમણેજ કર્યો હતો. ઇંગ્રેજોને તો નાખુશી સાથેજ લડવાની ફરજ પડી હતી. આને લીધે ઇંગ્રેજોની કીર્તિને કાંઇ પણ ડાઘ લાગ્યો નથી; તેમજ સીખ લોકો જોડે સંબંધ પણ સારો રહ્યો છે. હિંદુસ્તાનમાં ઇંગ્રેજોએ ઘણા ઘણા વિજયો મેળવ્યા છે. એ સમયના ઇતિહાસોમાં મર્દાની અને ઉચ્ચ લક્ષણો ઠેર ઠેર દીપી નીકળે છે; તેમજ જીતની વખતે

અંકુશમાં રહીને જીતાયલા તરફ ઉદાર વૃત્તિથી વર્ત્યાના ઘણાએ દાખલા જડેછે. આમ છતાં પણ એવી વર્તણુકના દાખલા પણ મળી આવે છે કે જેને તે વખતે તો વાંક ન કઢાય, પરંતુ પછવાડીથી કોઇ પણ નિષ્પક્ષપાતી ઇતિહાસ કર્ત્તા તેને વખાણેજ નહિ. એમ છતાંએ પંજાબનું ખાલસા કરવું એ એવું નિંદ્ય નથી. આખી સીખ પ્રજાએ એને વાજબી ગણ્યું હતું. વળી દુશ્મનો જોડે લડવામાં સીખ લોકોએ બંને વિગ્રહ વખતે જે બહાદૂરી બતાવી હતી, તે ઇંગ્રેજો પણ કબુલ કરતા, તેથી અને ઇંગ્રેજોને એમણે જે નુકશાન કર્યું હતું તેથી પોતાની હાર થઇ તે એમને વધારે હીણી લાગી નહિ. હિંદુસ્તાનમાં સીખ પ્રજા કૈસરેહિંદ તરફ સૌથી વધારે વફાદાર છે એઓની રાજ્યભક્તિ અને બહાદૂરી ઘણીવાર જણાઈ છે અને જો એમની તરફ એમનું રાજ્ય જીત્યા પછી શરૂઆતનાં વર્ષોના જેવી ડહાપણ અને માયા ભરેલી વર્તણુક ચાલુ રાખી તો તેઓ તેવાને તેવા દૃઢ રહેશે. ખરેખાત તેઓ ઇંગ્રેજ રાજ્યની ઢાલ અને તરવાર છે.

---

## પ્રકરણ ૨ જું.

### સીખ.

ઘણાખરા સીખ લોકો જાટ જાતમાંથી થયેલા છે. એમની બે જૂદી જૂદી જાતો છે. એક જાતનું નામ માંઝ અને બીજીનું નામ માળવા છે. જે મુલકમાં એઓ રહે છે તે ઉપરથી તેમનાં આ નામ પડયાં છે. આ બંને સીખ જાતોની ઉત્પત્તિ અને તેમનો ઇતિહાસ તદ્દન જૂદો છે. દોઆબ શબ્દનો અર્થ બે પાણીની વચ્ચેનો પ્રદેશ થાય છે એ તો અમારા વાંચનારા જાણે છે. બીઆ અને રાવી

નદીની વચ્ચેના દોઆબને **બારી દોઆબ** કહેછે.. **લાહોર** અને **અ**-મૃતસરની આસપાસના આ **બારી દો**આબના દક્ષિણ ભાગનું નામ **માં**ઝા છે. એ શબ્દનો બહોળો અર્થ કરીએ તો **મુ**સલમાન પાદશાહત તુટી તે વખતે **સ**તલજ નદીની ઉત્તરે રહેનારા બધા લોકોને *મંજાઇલ સીખ કહી શકાય.

**સ**તલજ નદીના દક્ષિણ કિનારાના મુલકને ×**માળવા** કહેછે. છેક **દિલ્હી**થી **બિક**ાનેર સૂધી એની હદ આવેલી છે. **મં**જાઇલ **સીખ** લોકોમાંથી વખતે વખતે આ પ્રાંત ઉપર હુમલો કરવાને ધાડાં આવતાં, અને અહીંજ રહી પડતાં. આવા લોકોને અગર બીજેથી આવીને વસેલાઓને **માળવા સીખ** એવું નામ કહેતા નથી. જેઓ આ પ્રાંતના મૂળ રહેવાસી છે તેઓજ માત્ર **માળવા સીખ** કહેવાય છે. આ લોકો ફુલકીઆ વંશના તાબાના છે. **પ**તીઆળાના મહારાજા આ વંશમાં સર્વોપરી ગણાય છે. તેમજ **ના**ભા, **ઝીં**દ, **બધૂ**ર, **મ**લોદ, **બ**દ્રુકન, **જી**ઉદાંન, **દ**યાલપૂર, **લં**ધાડીઆ, **રા**મપુર, અને **કોટ**દુણ એ આ વંશના પાસેના સંબંધીઓ છે, અને ફરીદકોટ અને કૈથલનાં કુટુંબો આજ વંશનાં દૂરનાં સંબંધીઓ છે.

**મા**ળવા જાતના સીખ લોકોના પૂર્વજો રજપૂત જાતના હિંદુઓ હતા. તેઓ ખેતી કરતા, અને સુમારે સોળમો સૈકો અધવારતાં **જે**સલમીરની આસપાસના મુલકમાંથી આવીને દિલ્હીના પાદશાહોની વસ્તી તરીકે રહ્યા હતા. તેઓ સલાહ સંપીને ચાલનારા હતા અને મુસલ-

* **સર લે**પલ એમને **માં**ઝા કહે છે, પરંતુ સીખ લોકો "**મં**-જાઇલ" નામ આપે છે.

× આ **મા**ળવા અને **ન**ર્મદાની દક્ષિણનું ઇંદોર જેની રાજધાની છે એ **મા**ળવા એક ન સમજવું.

માન રાજાઓને "માલગુજાર" ભરતા હતા. રાજની તરફનું કાંઇ દુઃખ ન હોવાને લીધે તેઓ મુસલમાન રાજાઓને તાબે રહ્યા હતા. વખતે વખતે તેમને ઘણી જમીન ઇનામમાં મળી હતી. તેમણે ગામ વસાવ્યાં હતાં, અને સારા પૈસાવાળા અને વગવાળા થયા હતા. પરંતુ અઢારમા સૈકાના આરંભમાં માળવા સીખના આગેવાનોએ હિંદુ ધર્મ તજી દીધો અને સીખ થયા. તે સમયે છેલ્લો ગુરૂ ગોવિંદ-સિંહ સીખમાર્ગનો બોધ કરતો હતો. આ ગુરૂ સઘળા સીખ ગુરૂઓ કરતાં શ્રેષ્ઠ થઇ ગયો છે. ત્યાર પછીના સો વર્ષ અંધાધુંદી ભરેલાં ગયાં હતાં. મૂળની નબળાઇને લીધે મુસલમાન પાદશાહતમાં ફાટ પડી હતી. મુસલમાન રાજાઓમાં સીખ લોકોના આ નવા ધર્મનો નાશ કરવા જેટલી શક્તિ નહોતી, છતાં તેઓ એમને કનડગત કર્યા કરતા હતા. આ પ્રમાણે હોવાથી સીખ લોકો દિવસાનુદિવસ બળવત્તર થતા ગયા, અને તેમના માત્ર નામના મુસલમાન રાજકર્તાઓ પાસેથી મુલક પ્રાપ્ત કરતા ગયા. જેવી રીતે સાતમા અને આઠમા સૈકામાં મુસલમાની ધર્મ લડાયક હતો, અને જેવી રીતે આપણા હાલના વખતમાં વહાબીઓનો ધર્મ પણ લડાયક છે, તેવીજ રીતે તે સમયે સીખ પંથી એ લડાયક પંથ હતો. નવા થયેલા સીખ લોકો તેમના સામાન્ય શત્રુ મુસલમાનોની સામે લડવાને એક સંપથી ઉઠયા. તેઓ માત્ર મુસલમાનોની સામે લડવું હોય ત્યારેજ પોતાનો પરસ્પરનો વિરોધ તજી દેતા. સીખ લોકો પરાપૂર્વથી મનાતા હિંદુ ધર્મ શાસ્ત્રને કાંઇ ઉઘાડી રીતે તજી દેતા નહિ. તેમજ ગુરૂ નાનક અને ગુરૂ ગોવિંદે લગ્ન, વારસા, વગેરે બાબતના નિયમો નવા દાખલ કર્યા નહતા, કે જેથી સીખ લોકોને જૂના હિંદુ રિવાજો છોડવા પડે. તોપણ હિંદુશાસ્ત્રમાં ઠરેલા વિવિધ પ્રતિબંધો અને તેમાં ખૂલ્લા દેખાતા અમુક જાતોનાપ-

ક્ષપાતને લીધે **સીખ** લોકોના મનમાં તેમને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો; અને જ્યારે જ્યારે **હિંદુ** ધર્મ એમના તાત્કાલીય લાભમાં આડો આવતો ત્યારે ત્યારે તેઓ તેને માનતાજ નહિ. આખું જન-મંડળ નીતિભ્રષ્ટ થઇ ગયું હતું. દરેક માણસ પોતાની અક્કલમાં ખરૂં લાગે તે કરતો, અને જે કરતાં પોતાને હરકત ન થાય એજ દરેક માણસને ખરૂં ભાસતું. બળવાન પાડોસીઓ, ગરીબ વિધવાઓ, અને નબાપાં છોકરાંની મિલ્કત ખુશીમાં આવે ત્યારે પચાવી પડતા. કોઈ પણ આદમી એમને રોકનાર હતું નહિ. બળવાન સરદાર નબળાઓને લૂટી લેતો. માત્ર જેઓ તેને લશ્કરી મદદ કરવાને બંધાતા તેજ પોતાની મિલ્કત ભોગવી શકતા. એઓ પેલાં બળવાન સરદારના તાબેદાર ગણાતા, અને એમની લશ્કરી નોકરીના બદલામાં બળવાન સરદાર એમનું રક્ષણ કરતો. **સતલજની** આજુબાજુનાં રાજ્યો આ પ્રમાણે હયાતીમાં આવ્યાં છે. આ સરદારો અપ્રસિદ્ધ કુળના હતા અને એમણે અનાચારથી રાજ મેળવ્યાં હતાં, છતાં પણ તેઓ દિલ્હીના પાદશાહ પાસેથી સરજોરીએ મોટા ઇલ્કાબો મેળવીને મોટા થઈ પડયા હતા. દિલ્હીના પાદશાહો હજુ પણ **માળવાના** નામના માલિક ગણાતા, અને **સીખ** લોકો પોતાના કટ્ટા શત્રુ છે એ જાણ્યા છતાં પણ તેમને કશી વાતની ના કહેવાની તેમનામાં તાકાદ નહોતી. સીખ લોકોથી તેઓ ડરતા રહેતા.

ચાલુ સૈકાના આરંભમાં સીખ સરદારોની હાલત ઘણી કઢંગી **થઇ પડી. જેવી રીતે તેઓ બીજાઓની દુર્દશા કરતા હતા તેવીજ રીતે તેમની દુર્દશા થવાનો સમય આવ્યો. લાહોરના મહારાજા-રણજીતસિંહે પોતાની રાજધાનીની પડોશના સરદારોને તાબે કર્યા, અને પછી તેણે ઈંગ્રેજ લોકની જોડે લડ્યા વગર સહેલથી લેવાય એટલો**

સતલજની દક્ષિણથી છેક જમના નદી સૂધીનો મુલક જીતી લેવાનો વિચાર કર્યો.

આ સીખ સંસ્થાનોની હાલત રણજીતસિંહની ધારણા ફળીભૂત થાય એવીજ હતી. એઓ માંહોમાંહે એકબીજાનો દ્વેષ કરતાં હતાં. મુસલમાની રાજ્ય તદ્દન પડી ભાગ્યું હતું એટલે તેમની વચ્ચે એક તંત્ર હોવાનો બિલકૂલ સંભવ હતો નહિ. રણજીતસિંહની દઢતા અને શક્તિવડે તેઓ એક પછી એક તાબે થઇ જાત. વળી રણજીતસિંહના લોભને થોભ નહોતો. લોભનો માર્યો એ ગમે તે કરે એવો હતો. દયા અને આબરૂનો તો એનામાં અંશ નહોતો, પરંતુ માળવાના સીખ લોકોને પોતાની ઉપર આવી પડેલા ભયની ખબર વેળાસર પડી, અને જોતજોતામાં પોતાનો નાશ થઈ જશે તેવું દેખાયું તે ક્ષણેજ તેઓ બ્રિટિશ રાજ્યને શરણ ગયા. બ્રિટિશ રાજ્યને તેમની સ્થિતિ ભયભરેલી જણાઇ છતાં પણ ઘણી આનાકાનીથી આખરે જાહેર કર્યું કે સતલજની આ બાજુનાં સંસ્થાનો અમારા રક્ષણ નીચેછે.

ત્યારપછીનો સમય અખંડ નિર્ભયતાનો હતો. જે બળવાન સત્તાએ એમના ઉપર બહારથી આવતા હુમલામાંથી એમનું રક્ષણ કર્યું હતું તેજ બળવાન સત્તાએ તેમને માંહોમાંહે પણ સલાહસંપથી રહેવાની ફરજ પાડી. પોતાની મદદ માગી હતી તે વખતે જે હક અને મર્તબો દરેક સીખ સંસ્થાન ભોગવતાં હતાં તે હક અને મર્તબો દરેક નાનાં અને મોટાં સંસ્થાનો બિનહરકતે ભોગવે એમ બ્રિટિશ રાજ્યે કર્યું. શાંતિના આજ સમયમાં એ સંસ્થાનોમાં રાજગાદીના વારસા સંબંધી ધારા ચોકસ થયા. સીખ લોકના જનમંડળનું બંધારણજ ઓર તરેહનું હતું. ઘણા કાળસૂધી તેઓ બેફેદ વર્તણુક એજ સ્વતંત્રતા એમ સમજતા હતા. અને માત્ર થોડા કા-

બથીજ બંદોબસ્તનો લાભ સમજતા થયા હતા, માટે અમે ઉપર જે વારસાના ધારા ચોકસ થવાનું કહ્યું તે આવા લોકોમાં બની શકે એવા અને એટલા ચોકસ એમ સમજવું.

જેવી રીતે યૂરોપમાં ઇ. સ. ૧૮૬૬ માં ઉત્તર જર્મનીની લ્હડાઇની અસર ત્યાંનાં નાનાં સંસ્થાનોના સંબંધમાં થઇ હતી તેવીજ હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૮૪૫–૪૬ માં સતલજની લ્હડાઇની અસર નાનાં સીખ સંસ્થાનોના સંબંધમાં થઇ. નાના નાના સીખ સરદારોને પોતાના સંસ્થાનોમાં સંપૂર્ણ સત્તા હતી અને જુલમગારો પ્રજાને પીડતા અને કચરી નાખતા. વર્ષોનાં વર્ષ થયાં બ્રિટિશ રાજ્ય આ દીલગીરી ભરેલા બનાવ તટસ્થ રહીને જોયા કરતું, કેમકે સીખ સરદારો સાથે તે વચનથી બંધાયલુ હતું. આ કારણથી આ દુખદ જુલમ બંધ કરવાની એની સત્તા નહોતી સરદારોની સાથે થયેલા કરાર તોડીને તેમના વહીવટમાં હાથ નાંખે તોજ માત્ર એ જુલમ બંધ પડે એવું હતુ, પરંતુ સીખ સરદારોની પોતાની મૂર્ખાઇ અને કૃતઘ્નતાને લીધે બ્રિટિશ સરકારને વચ્ચે પડવાની તક મળી આ તકનો લાભ લેઇને તેણે નવીજ ગોઠવણ કરી. જેઓ ઘણાંજ મોટાં અને અગત્યનાં હતાં તે સંસ્થાનોની પામેજ સત્તા રહેવા દીધી, બાકીનાં બધાં નાનાં સંસ્થાનોની પાસેથી સત્તા ખુંચી લેઇને તેમને બ્રિટિશ સરકારના જાગીરદારોની સ્થિતિમાં આણી મૂક્યા. તેમના મુલક ઉપર બ્રિટિશ અમલદાર નીમ્યા, અને તેમાં બ્રિટિશ કાયદા વગેરે દાખલ કર્યા.

અમારા વાંચનારાઓ આ ઉપરથી જોશે કે માળવાના સીખ સરદારોની અવસ્થા જૂદે જૂદે કાળે જૂદી જૂદી હતી. શરૂઆતમાં તેઓ પરદેશથી આવીને ખેડૂ તરીકે વસ્યા હતા, તેઓ ત્યાર પછી

એજ જમીનના માલિક બન્યા. ત્યારબાદ **મુ**સલમાન સત્તાની સાથે બળ અજમાવવાનો સમય આવ્યો તે વખતે સ્વભાવિક રીતે બનવું જોઈએ એ પ્રમાણે તેઓમાં રફ્તે રફ્તે નાનાં સંસ્થાનો ઉત્પન્ન થયાં. પછી **બ્રિ**ટિશ રાજ્યના રક્ષણ તળે આવ્યા બાદ સલાહ શાંતિનો સમય આવ્યો. તેમની છેક છેલ્લી અવસ્થામાં તેમનામાંના ઘણાખરાંની સત્તા ગઇ હતી, કારણ કે તેમણે પોતાની સત્તા નીચ માર્ગે વાપરી હતી. ખરેખાત દેશના કમનસીબેજ આવા લોકોના હાથમાં સત્તા આવી હતી.

**પં**જાબના **સી**ખ લોકોનો ઉદ્ભવ આમ રફ્તે રફ્તે થયો નહોતો. એક સૈકાની વાત ઉપરતો તેઓમાંના ઘણાખરા ખેતીનો ધંધો કરતા હતા. **સ**તલજની આ બાજુનાં સંસ્થાનોને દિલ્હી સરકાર તરફથી જેમ ઘણી મુદ્દતથી માન મળતું હતું તેમ આ લોકોને બીલકૂલ હતું નહિ. પરંતુ **અ**હમદશાહ અને **અ**ફઘાનોના છેલ્લા હુમલાઓ પછી તેઓ એકદમ બળીયા થઇ પડયા. જેના જેનામાં શક્તિ અને હિંમત હતી તેઓ હથિયાર લઇને ઉઠયા. હથિયારબંધ આદમીઓને એકઠાં કરીને જેનાથી જે જમીનનો કબજો લેવાયો તે પચાવી પડયા. આમાંના ઘણા **સી**ખ લોકો તો **સ**તલજ ઉતરીને છેક દિલ્હીના ઝાંપા સુધી દેશને લૂટતા અને રંજાડતા. કેટલાક **સ**તલજના આ કાંઠાની જમીન દબાવી બેઠા, અને આવી રીતે વગર હકે મેળવેલી જમીન પોતાની તરવારને જોરે રાખી શક્યા. **મા**ળવાના **સી**ખ લોકોનો તો પોતાની જમીનપર હક હતો, પરંતુ આ લોકોનો હક તો **તેમનાથી જુદીજ** તરેહનો **હ**તો. આજથી સાતસેં વર્ષની પૂર્વે **વે**લ્સ લોકોની જમીન પચાવી પડનારા **નૉ**ર્મન સરદારોના **હક** જેવો આમનો હક હતો. બળ **એજ હક**

પણ **સ**તલજની પેલીમેરના **પં**જાબના **સી**ખ લોકોની ચ્હડતી થોડી વારનીજ હતી. **મ**હારાજા **ર**ણજીતસિંહે આ સઘળાં સંસ્થાનોને જીતી લીધાં હતાં. **રા**મગરીઆ, **ભં**ગડ અને કન્હૈયા વગેરે મોટાં મોટાં સંસ્થાનો એક પછી એક તેને તાબે થઇ ગયાં. છેવટે **લા**હોરના મહારાજાની સત્તા તેમનાપર એટલી તો પ્રબળ થઈ કે તેઓ માત્ર નામનાજ સરદારો રહ્યા હતા.

**અં**બાલા, **લુ**ધીઆના, **જા**ળંધર, **હો**શિયારપુર, **લા**હોર, ગુરદાસપુર, **ગુ**જરાનવાળા, **શિ**યાળકોટ અને **ફિ**રોઝપુર આ પરગણાંઓમાં **સી**ખ લોકોની વસ્તી ઘણીજ છે. **પં**જાબનાં બધાં પરગણામાં આ પરગણાં ધાડી વસ્તીવાળાં છે. દરેક પરગણાનો રાજકીય, મુલકી અને દિવાની ફોજદારી વહીવટ જૂદો જૂદોજ ચાલે છે. માત્ર ઘણાં અગત્યનાં કામ સારૂ કેટલાંક પરગણાંને એકઠાં ગણવામાં આવે છે. બહુધા ત્રણ ત્રણ પરગણાંનો એક ભાગ ગણાય છે. આખા **પં**જાબના આવા ચાર ભાગ છે. **અં**બાલા, **જા**ળંદર, **અ**મૃતસર અને **લા**હોર. આ ચારે ભાગની અંદર ઉપર કહેલાં સઘળાં **સી**ખ પરગણાં આવી જાયછે. **ર**ણજીતસિંહના વખત પછી **સી**ખ લોકો બીજે વસવા ગયાનો તેમજ બીજા ભાગમાંથી આ પરગણાંમાં વસવા આવ્યાનો દાખલો જણાતો નથી. એ ખરૂં કે વખતે **લા**હોરમાં પોતાની જાતનું મોટું રાજ્ય હોવાથી દૂર દૂરથી **સી**ખ લોકો ત્યાં તેમજ **અ**મૃતસરમાં વસવા આવ્યા હશે. આજથી પચાસ વર્ષ પહેલાં મુસલમાન વસ્તીમાં એમને મ્હોડું બતાવવાની પણ હિંમત નહોતી, પરંતુ **બ્રિ**ટિશ રાજમાં જાન માલની તદન સલામતી હોવાથી હાલ તેઓ એવી મુસલમાન વસ્તીની જોડે જોડે નિર્ભ્રાંત રહેછે. વળી **સી**ખ લોકો ઘણાખરા ખેતી કરનારા છે. તેઓ પોતાની પરંપરાની જમીન છોડી

દેશને બીજે જવાને રાજી હોતા નથી. લડાઇ જેવા પ્રસંગે થોડી મુદ્દત બીજે જવાની ફિકર નહિ, પણ જાથુને માટે દેશ છોડવો પસંદ કરતા નથી. આવાં કારણોથી મહારાજા રણજીતસિંહના સમયમાં રહેતા હતા તે મુલકોમાં તેટલાને તેટલાજ સીખ લોકો હાલ પણ રહેછે. ઇ. સ. ૧૮૫૫ ની સાલની પહેલાંનું ભરોસો રાખવા લાયક વસ્તીપત્રક મળી શકતું નથી; તેથી મહારાજા રણજીતસિંહના સમયમાં સીખ વસ્તી કેટલી હતી તે તથા ત્યારપછી વધીને કેટલી થઈ તેનો મુકાબલો કરી શકાય એમ નથી. ઇ. સ. ૧૮૬૮, ૧૮૮૧ અને ૧૮૯૧ માં વસ્તીની ગણતરી કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૯૧ ના વસ્તીપત્રકના આંકડા તૈયાર થઇ ગયા ન હોવાથી મુકાબલો કરવામાં કામ આવે તેમ નથી. કેટલાક કહેછે કે સીખ લોકોની વસ્તી ઘટતી જાયછે. ઇ. સ. ૧૮૮૧ ના વસ્તીપત્રક ઉપરથી પણ એમજ જણાય છે. આ ઘટ માત્ર થોડા વખતની અને કેવળ આકસ્મિક છે કે એમની વસ્તી ખરેખાત ઘટેછે એ બાબતની તપાસ કરવાનું કામ મનોરંજકછે. આ સવાલનો નિર્ણય ઘણી ઘણી બાબતો ઉપર આધાર રાખેછે. આપણે જોઇએ છીએ કે સીખ એ એક પંથછે, કાંઇ જૂદી જાત નથી. ઇંગ્રેજીમાં જેમ કહેવત છે કે જન્મથી સંસ્કારી હોય તેજ કવિ હોઇ શકે. એજ પ્રમાણે ગમે તે જાતના હિંદુને માટે પણ કહી શકાય. જે જાતના માબાપને પેટે તેઓ જન્મે તેજ જાતના તેઓ ગણાય છે. એક જાતમાં જન્મેલો બીજી જાતમાં દાખલ થઇ શકતો નથી, પરંતુ સીખ પંથનો રિવાજ આથી તદ્દન ઉલટોછે. સીખ માબાપને પેટે જન્મ્યો હોય તોપણ જ્યાં સુધી અકાળ, બંગ કે બીજી ધર્મની જગ્યામાં પહુલની ક્રિયા કરીને ધર્મમાં દાખલ કર્યો ન હોય ત્યાં સુધી તે સીખ ગણાતો નથી. જે કાળે એ ધર્મમાં દાખલ થવામાં લોકોને લાભ,

દેખાતો તે વખતે ઘણાં આદમીઓ એ પંથ અંગિકાર કરતા, અને જે વખતે લોકો જોતા કે એ પંથમાં જવાથી હાનીનો સંભવ છે તે વખતે કોઇ નવો આદમી એમાં દાખલ થતો નહિ. આ પ્રમાણે **સીખ** ધર્મ અંગિકાર કરનારાની સંખ્યામાં કાળને અનુસરીને વધારો ઘટાડો થતો. **મહારાજા રણજીતસિંહના** વખતમાં અમે **સીખ** છીએ એવુ સ્વાભિમાન અને ધર્મસંબંધી પણ વધારે પ્રબળ લાગણી એ બે કારણો એકઠાં થવાથી તેમની સંખ્યા પ્રમાણમાં ઘણીજ વધારે હતી. ઇ. સ. ૧૮૫૫ માં બ્રિટિશ રાજ્યે વસ્તીની ગણતરી પહેલવહેલી કરાવી તે વખત **સીખ** ધર્મમાં સામીલ થવું લાભકારક નહોતું. તેમનું ખાલસા રાજ્ય સદાને માટે પડી ભાગ્યું હતું. તેમજ **સીખ** લોકો ઇંગ્રેજ લોકોના રીતરિવાજ અને સ્વભાવથી માહિત નહોતા. મોટા મોટા બે સીખ વિગ્રહને લીધે બ્રિટિશ સરકારને ખર્ચમાં ઉતરવું પડ્યું હતું, તેથી તે તેમનાપર ગુસ્સે થઇને જુલમ કરશે એમ **સીખ** લોકો માનતા હતા. આ કારણથી **સીખ** લોકો પડી ભાંગ્યા હતા અને પોતાનાં છોકરાંને **સીખ** ધર્મમાં દાખલ કરતા નહિ. પાહુલની ક્રિયા તો ગમે તેટલી ઉમરે કરી શકાય છે માટે બ્રિટિશ રાજ્યની રૂખ જોવાને તેઓ તટસ્થ રહ્યા હતા.

પરતુ જ્યારે ૧૮૬૮ માં વસ્તીની ગણતરી કરી ત્યારે સીખ લોકોની હાલત ઉપર કહ્યું તે કરતાં તદ્દન જૂદીજ હતી. દેશી સિપાંઇઓનું બંડ શમી ગયું હતું, અને એ બંડને શમાવીને દેશમાં શાંતિ સ્થાપવામાં **સીખ** લોકોએ ઇંગ્રેજોને ઘણીજ મદદ કરી હતી. ખરેખાત બંડ વખતે તેમની વર્તણુક કીર્તિ ભરેલી અને આભાર માનવા જેવીજ હતી. ઇ. સ. ૧૮૫૭ નું સિપાઇઓનું બંડ ઘણુંજ લાભકારક હતું. હિંદુસ્તાનમાં ૧૮૫૭ ના જેવો લાભકારક સમય

બીજે ભાગ્યેજ આવ્યો હશે. એણે કરીને હિંદુસ્તાનમાંથી ઘણાં ઘણાં દુઃખનો નાશ થયો છે. એણે કરીને આળસુ અને ખાઇ ધરાએલું લશ્કર તોડી નાંખવામાં આવ્યું. જો કે આ લશ્કરે આખા ગયા સૈકામાં સારી કીર્તિ સંપાદન કરી હતી, પરંતુ આ કાળે તો તે છેક નકામુંજ થઈ ગયું હતું. એ બંડે કરીનેજ કંપનીનું સુધારામાં આગળ ન વધે એવું, સ્વાર્થી અને વેપારીગતનું રાજ્ય જઇને તેને બદલે કૈસરે હિંદનું ઉદાર અને સુધરેલું રાજ્ય થયુંછે, અને એ બંડે કરીનેજ સીખ લોકો ઇંગ્રેજ લોકોના નિકટ સંબંધમાં આવ્યા, અને હાલ છે તેમ ઇંગ્રેજી રાજ્યના દૃઢ થાંભલા થઇ પડ્યા છે; અને છેવટે એજ બંડે આખા હિંદુસ્તાનને દેખાડી આપ્યું છે કે ઇંગ્રેજ પ્રજા હિમત અને દેશાભિમાનથી ભરપૂર છે. આવા ઉત્તમ ગુણોને લીધેજ એ પ્રજા ગમે એવી આફતને લેખવતીજ નથી, અને સામો પક્ષ પોતાથી બમણો અગર દશગણો બળવત્તર હોય, અને જીત મળવાનો યોગ તદન અસંભવિત દેખાતો હોય તોપણ "અમેજ જીતીશું" એવી સંપૂર્ણ ખાત્રીથી રણસંગ્રામે ચ્હડતી. બંડ પછી સીખ લોકોએ જોયું કે ઇંગ્રેજ લોકો તેમનાં ઉપર બિલકૂલ અવિશ્વાસ રાખતા નથી, અને તેમને એક જીતાયલી રૈયતની પેઠે નહિ પરંતુ પોતાના વિશ્વાસ પાત્ર મિત્રો જેવા ગણે છે. મહારાજા રણજીતસિંહના સમયમાં જેમ 'સીખ' એનામ અભિમાનનું કારણ ગણાતું તેમ એ બંડ પછી પણ ગણાવા લાગ્યું. સીખ હોય તેને લશ્કરી નોકરીમાં તુરત દાખલ કરવામાં આવતા. સીખ પંથને આથી નવું ઉત્તેજન મળ્યું. ઘણાં ઘણાં સીખ માબાપનાં છોકરાં, જેઓ ઉપર કહી ગયા તેમ રાજ્યનું દુઃખ જોતાં સીખ ધર્મમાં સામીલ નહોતાં થયાં, તે બધાંએ સીખ ધર્મ અંગિકાર કરીને પાહુલ લીધું. તેમજ જાટ લોકોમાંથી અને ઉતરતી પંક્તિના બીજા હિંદુ-

ઓમાંથી ઘણા નવા માણસો એ પંથમાં સામેલ થયા.

ત્યારપછી વળી પાછી સ્વાભાવિકરીતે ઓટ થઇ. ૧૮૮૧ ના વસ્તી પત્રકને ૧૮૫૮ ના વસ્તી પત્રક સાથે સરખાવતાં દરેક પરગણામાંથી સીખ વસ્તી ઘટી ગઇ જણાય છે. પણ આમ જણાવાનાં કેટલાંક કારણો છે. વસ્તીની ગણત્રીમાંજ વખતે ભૂલ થવાનો સંભવ છે. દશમા ગુરૂ ગોવિંદસિંહના મતાનુયાયીઓ પોતાના નામને "સિંહ" શબ્દ જોડે છે. પરંતુ નાનકી સીખ લોકોનાં નામ એ પ્રમાણે "સિંહ" શબ્દ વાળાં હોતાં નથી. એથી ગણત્રી કરતાં એઓ સીખ નથી એવી ભૂલ થવાનો સંભવ છે. પરંતુ મુખ્ય કારણ વળી બીજુંજછે. હિંદુ ધર્મની આકર્ષક શક્તિ ઘણીજ છે. એના જેવો ટકી રહેનાર ધર્મ બીજો કોઈ નથી. તેથી જ્યારે યુદ્ધનો ઉત્સાહ નથી હોતો અને સલાહ શાંતિનો સમય હોય છે ત્યારે લોકોનું ચિત્ત સ્વાભાવિક રીતે મૂળ હિંદુ ધર્મ તરફ આકર્ષાય છે. જેમ લબલબનો વેલો ઉંચે ચ્હડીને જે એના પાશમાં આવે તેની આજુ બાજુ વિ. ટાઇને તેને ગુંગળાવી નાંખેછે તેમજ હિંદુ ધર્મ પણ તેની સામે થનારા બૌદ્ધ અને સીખ જેવા સઘળા વિરૂદ્ધ પથોને કચરી નાંખે છે. અહીં હિંદુ ધર્મની સ્થિતિ યૂરોપમાં રોમન કૅથોલિક ધર્મની સ્થિતિના જેવીજ છે. નવા પંથાનુયાયીઓને જ્યારે એમ જણાય કે હિંદુ ધર્મની પડતી થઈ ને તેનો નાશ થયો છે અને અમે નવો ધર્મ સ્થાપવાને શકિતમાન થયા છીએ, એટલામાં તો તુરતજ આ ધર્મ પોતાના પૂર જુસ્સા સહિત પાછો ખીલી નીકળેછે. સીખ ધર્મ સદા હિંદુ ધર્મની વિરૂદ્ધ હતો, કેમકે સીખ લોકો જાતિ ભેદને માનતા નથી પણ જાતિ ભેદ એતો હિંદુ ધર્મનો મૂળ પાયો છે. જાતિ ભેદ ન હોય તો બ્રાહ્મણોની સઘળી સત્તા અને રચના ધૂળ મળી જાય.

હિંદુ ધર્મ **સીખ** ધર્મને બે રીતે આડો આવે છે. એક તો એ ધર્મની તરફ આકર્ષાઇને **સીખ** માબાપો પોતાનાં છોકરાંને પાહુલ લેવરાવતા નથી એ રીતે, અને બીજું **સીખ** થયેલા પણ પાછા હિંદુ ધર્મમાં જતા રહે છે. સ્હેજ તજીવી ક્રિયા કરે, બ્રાહ્મણોને થોડા પૈસા આપે અને **સીખ** પંથમાં દાખ થતી વખતે સિંહ શબ્દ વાચ્ય નામ ધારણ કર્યું હોય તે તજી દે કે ગમે તેવો **સીખ** હોય તે પાછો હિંદુ-ધર્મમાં આવી શકે છે. આવા **સીખ** પંથમાંથી નીકળી ગએલા **સીખ** પાછા જાટમાં ભળેછે. વળી આ પ્રમાણે ક્રિયા વગેરે ન કરે અને એ પંથ મૂકીને પાછા હિંદુધર્મમાં ન ભળે તેવા માણસો પણ બહુ મહત્વની ન હોય એવી બાબતમાં મૂળધર્મનો ક્રિયાકાંડ જારી રાખે છે. દરેક દેશમાં આવી બાબતમાં સ્ત્રીઓની સત્તા વિશેષ હોય છે, તેમ અહીં પણ છે.

સ્ત્રી જાતિ વગર કેળવાયેલી છે, તેથી **સીખ** સ્ત્રીઓને જ્ઞાન-માર્ગી સીખ ધર્મ, પછી તે **નાનક**નો તત્વજ્ઞાનથી બંધાયલો ઇશ્વર-વાદ હોય કે **ગુરૂ ગોવિંદ**નો લશ્કરી ધર્મ હોય પણ તે એક સરખો લુખો લાગે છે. તેમનાથી તો બહુદેવવાદી હિંદુ ધર્મ ઝટ સ્હેલા-ઇથી સમજાય છે, અને એની તરફ ચિત્ત ખેંચાય છે. **સીખ** લોકોના ગ્રંથમાંનાં એકલાં લુખાંલુખાં વાક્યો વાંચવાં એમને રૂચતાં નથી; એથી ઉલટું હિંદુ ધર્મ ભક્તિમાં તેમને એક જાતનો આનંદ ઉપજે છે. **સીખ** સ્ત્રીઓ હિંદુ ધર્મ પાળે તો પોતાના ગામની બીજી સ્ત્રીઓની જોડે ધર્મ નિમિત્તે બહાર જઇ શકે છે. સ્હવારના પહોરમાં દેવાલયમાં અંગર સિંદુરે રંગેલા ગણપતિ કે હનુમાનાદિ કોઇ પણ કૂળ દેવતાની જગામાં દર્શને જવું, હિંદુ દેવોના અનેક તહેવારોમાં આનંદ અને રમત ગમત કરવી, સારાં સારાં લૂગડાં લત્તાં પહેરવાં એજ

માત્ર દેશી સ્ત્રીઓની ગમ્મત છે. બાકી એમની જીંદગી કંટાળાભરેલી અને તદન મોજ મઝા વગરની છે. એમને માત્ર આવા ધર્મ પ્રસંગેજ આનંદ મળે છે. કોઈ ઈંગ્રેજ બાઇને કહીએ કે તમે નાચમાં (બૉલમાં) જશો કે ક્વેકરોનો બોધ શ્રવણ કરવા જશો? તોતેબેશક નાચમાં જવું પસંદ કરશે. બૉલની મઝા, આનંદ અને ઉત્સાહ ક્યાં, અને ક્વેકરોનાં ગંભીરાઇ અને નિર્ગુણ ધર્મ વિષયનાં લુખાં ભાષણો ક્યાં! આવોજ તફાવત હિંદુ ધર્મ અને સીખપંથ વચ્ચે છે, અને તેથીજ સીખ સ્ત્રીઓને હિંદુ ધર્મ ઘણો ગમે એ સ્વાભાવિક છે. વળી ધર્મ ગુરૂઓની સત્તા પણ પુરૂષ કરતાં સ્ત્રીઓપર વધારે ચાલે છે. ધર્મ ગુરૂ બધે સરખા; પછી તે રોમન કૅથોલિક હોય, કે બ્રાહ્મણ હોય. બાપડી સ્ત્રીઓનાં આ દુનિયાનાં સુખનો ઘણો ખરો આધાર ધર્મ ગુરૂપર હોય છે. તેમનુ પારલૌકિક સુખ પણ એજ વર્ગ ઉપર આધાર રાખે છે. બ્રાહ્મણો અને જોશીઓ તેમને સંતાન આપે છે, એમની કૃપાથી એમના ભર્તારોનો પ્રેમ હરી લેનાર બીજી શોક્ય થતી નથી. વળી હિંદુ ધર્મની ક્રિયાઓથી સ્વર્ગ સુખ જરૂર પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓ તો શું પણ વખતે પુરૂષો પણ આવી આવી લાગણીવાળા હોય છે.

બ્રાહ્મણોની પરંપરા ઘણીજ બળવાન છે. નવા પંથો એમની સત્તા તોડવા સમર્થ થયા નથી. આ બધાનું પરિણામ એ થાય છે કે જૂનો ધર્મ પાછો ચાલુ થાય છે. કોઇપણ સીખ, એના પંથના ફરમાન મુજબ તમાકુ નહિ પીતો હોય, પચકેશ રાખતો હશે અને ગમે તેવો ચુસ્ત હશે તોપણ તે બ્રાહ્મણને માન આપ્યા વગર, તેમજ હિંદુ ધર્મનાં દેવલો અને જાત્રાઓમાં ગયા વગર, અને બીજા હિંદુઓના જેવા વ્હેમ ભરેલા આચાર વિચાર પાળ્યા વગર રહેતો નહિ

હોય. જાતિભેદની બાબતમાં **શીખ** લોકો પોતાના પંથને અનુસરીને સ્વતંત્રતાથી વર્તે છે. જરૂર પડે તેઓ મુસલમાન અગર ખ્રિસ્તિઓનું પણ ખાય પીયે છે. પરંતુ **હિંદુ**ધર્મ જે જાતિયોને અપવિત્ર ગણે છે તે જાતિયોને **સીખ** લોકો કદિ પણ અડકતા નથી. **સીખ** ધર્મ હલકી વર્ણના લોકોમાં પુષ્કળ ફેલાયલો હતો. ભંગી અગર **મ**ઝહબી **સીખ** કરીને હલકી વર્ણના **સીખ** લોકોની ઘણી મોટી જાત છે. આ જાતને ઉત્તમ વર્ણના **સીખ** લોકોના દેવલોમાં કદી પેસવા દેતા નથી. ઇંગ્રેજોને પણ આ લોકોની જૂદી પલટણો કરવી પડી હતી. એ જાત પણ ઉંચા **સીખ** લોકો જેટલીજ બહાદૂર અને લડાયક છે, અને એમણે પણ એવીજ કીર્તિ સંપાદન કરી છે.

એ અજાયબ જેવું છે કે **સીખ** ખાલસા જ્યારે ઘણીજ ચ્હડતીમાં હતું ત્યારે પણ **પંજાબ**ની વસ્તીમાં **સીખ** લોકોનું પ્રમાણ ઓછું હતું. આ સૈકાના પ્રારંભમાં **સીખ** લોકો ઘણાજ ધર્માંધ હતા. તેમજ **મહારાજા રણજીતસિંહે** તેમને સારી લશ્કરી તરબીઅતથી કેળવ્યા હતા. આ બંને કારણોને લીધે વસ્તીમાં તેઓ **હિંદુ** ધર્મના એકાદ પંથથી વધારે ન હોવા છતાં **પંજાબ** અને કાશ્મિર સૂધી ઘૂમી વળ્યા હતા. આજ કારણોને લીધે તેઓ **અફઘાનો**ને હઠાવીને છેક તેમના પર્વતોમાં ધકેલી શક્યા હતા; અને આજ કારણોને લીધે પોતાની વસ્તી **હિંદુ** અને **મુસલમાન**ની વસ્તીના પ્રમાણમાં દશે એક જેટલી હોવા છતાં પણ તેઓ પોતાનું પ્રબળ રાજ્ય સ્થાપી શક્યા હતા.

ઇ.સ. ૧૮૮૧ માં કાશ્મિર સિવાય **પંજાબ**ની વસ્તી ૨,૨૭,૧૨,૧૨૦ હતી. આમાં ૧,૧૬,૬૨,૪૩૪ **મુસલમાન**, ૯૨,૩૨,૨૯૫ **હિંદુ** અને ૧૭,૧૬,૧૧૪ **સીખ**ની હતી. **પંજાબ**ના **બ્રિટિશ** રાજ્યમાં **સીખ** વ-

સ્તીનું પ્રમાણ દશ હજારે ૫૯૫ જેટલું છે. આ પ્રમાણ ૧૮૬૮ ની વસ્તી કરતાં દર દશ હજારે ૫૫ જેટલું ઓછું છે. તે વખતે દશ હજારે ૬૫૦ સીખ હતા. સીખ લોકોની વધારે વસ્તીવાળાં પરગણાં માં ફિરોઝપૂર, અમૃતસર, અને લુધીઆના છે. એ પરગણામાં સીખ વસ્તીનું પ્રમાણ અનુક્રમે દર દશ હજારે ૨૫૯૫, ૨૪૨૨, અને ૨૦૫૫ જેટલું છે. મહારાજા રણજીતસિંહના સમયમાં સીખ લોકો વખતે વધારે હશે, પરંતુ તેઓની વસ્તી આ મુખ્ય પરગણામાં વધારે ધાડી હતી. ખાલસા રાજ્ય જ્યારે ખૂબ ચ્હડતીમાં હતું ત્યારે પણ સઘળા મળીને સીખ લોકો વીશ લાખથી વધારે નહોતા. ઈ. સ. ૧૮૯૨ ના વસ્તી પત્રકમાં તેમની વસ્તી ૧૯,૦૭,૮૩૬ હતી.

સીખ વસ્તીનો એક તૃતિયાંશથી વધારે ભાગ દેશી રાજ્યમાં રહે છે. સ્વાભાવિક રીતે તેઓ પતીઆળામાં સૌથી વધારે છે. ત્યાં દર દશ હજારે તેમનું પ્રમાણ ૨૭૮૧ છે. સીખ લોકોના જાતિ પરત્વે ભાગ પાડવાનું કામ ઘણુંજ મનોરંજક છે. છેક છેલ્લા વસ્તીપત્રક સૂધી એ રીતે વર્ગણી કરવામાં આવી નહોતી. પંજાબના જૂદા જૂદા ભાગોમાં વસતા સીખ લોકો દર હજારે ૬૯૯ ખેતી કરનારી જાતનાછે. એ જાતો જેવી કે જાટ, રજપૂત, સૈની (માળીઓ) અને કંભોજ (પસ્તાગીઆ) એમનું પ્રમાણ સતલજની દક્ષિણના પરગણામાં વધારે છે. અરોડા, વાણિયા અને ખત્રી એ જાતના સીખ હજારે ૪૭ છે. કુંભાર, વણકર, લુવાર, સુતાર, સોની, અને હજામ વગેરે વસવાયા વર્ગના સીખ લોકો હજારે ૧૩૪ છે, નીચ જાતિના અને બહિષ્કૃત જાતિના સીખની સંખ્યા હજારે ૯૫ ની છે. વસવાયા સીખની જાત સઘળાં પરગણાંમાં સરખી વસેલી છે. પરંતુ વેપારી વ-

ર્ગના સીખ લોકો વિશેષે કરીને માત્ર મુસલમાની વસ્તીવાળાં પરગણામાં રહ્યા છે. તેઓમાં રાવળપિંડી પરગણામાં વસતા સીખ લોકોનો મોટો ભાગ એ જાતનો છે. બ્રાહ્મણ અને ફકિરોની જાતના સીખ લોકો ભાગ્યેજ માલમ પડે છે. પંજાબના સીખ લોકોમાં એ વર્ગના સીખ લોકોનું પ્રમાણ માત્ર હજારે ચાર જેટલુંજ છે.

આપણે કહી ગયા તેમ ઘણાખરા સીખ લોકો મૂળ **જાટ** જાતમાંથી ઉત્પન્ન થયા છે. આ લોકમાં ઘણાં તડ અને ફાંટા પડ્યા છે. છતાં પંજાબની વસ્તીમાં સૌથી વધારે અગત્યની જાત **આજ** છે. આ જાટ લોકો મૂળે કેઇ જાતમાંથી ઉત્પન્ન થયા એ જણાતું નથી. એ બાબત વિદ્વાન્મંડળમાં ઘણી ચર્ચાયેલી છે. ઇ. સ. ના ચોથા સૈકાની પૂર્વે ડૅન્યુબ નદીને કાંઠે વસનારી **ગીટી** જાતમાંથી આ લોકો ઉત્પન્ન થયા છે, એમ કેટલાક પ્રખ્યાત વિદ્વાનોનુ કહેવું છે.[1]

પરંતુ પંજાબના જાટ લોકો પોતાને રજપૂતોમાંથી નીકળેલા ગણાવે છે. એઓ કહેછે કે અમારા પૂર્વજો મધ્ય એશિયામાંથી પંજાબમાં આવ્યા હતા. આ બાબત વિષે જૂદા જૂદા અભિપ્રાય છે. **જાટ**

---

૧. ટીકા—કેટલાક એમને ઐતિહાસિક કાળની પૂર્વે હિંદુસ્તાન પર ચ્હડી આવેલા સિથિઅન લોકોના વંશજો ગણે છે. વળી કેટલાએક તેમને યૂરોપમાં ભટકતી જીપસીની જાતના માને છે. રજપૂત લોકો પણ મૂળ સિથિઅન વંશના છે એમ કેટલાક વિદ્વાનોની કલ્પના છે. જે કાળે એ લોકો આવ્યા ત્યારે મધ્ય એશિયામાં **ગીટી** જાતના લોકોનું જાણે કીડીઆરૂં ઉભરાયું હોય એમ થતું હતું. ત્યાંથી ફેલાઇને તેમણે ચોતરફ પોતાનાં રાજ્ય સ્થાપ્યાં હતાં અને જૂનાં રાજ્યોનો નાશ કર્યો હતો. ભા. ક.

લોકોની સિંધુ અને વરાઇક એ બે જાતો પોતાને સિંધુની પેલી મેરથી, આવેલા ગણાવે છે. તેઓમાં પણ મતભેદ છે. એમનામાંના કેટલાક કહેછે કે અમારૂં મૂળ સ્થાન રજપૂતસ્થાનમાં હતું. સિંધુની પશ્ચિમથી જાટની કોઈ, સામટી જાતો વસવા આવી હોય એવો લિખિત પુરાવો કાંઈએ નથી. સિંધુ અને વરાઇકિ બન્ને જાતો કટકે કટકે આવી હોય એમ કહેવાય છે. તેમજ પંજાબના જાટ લોકોની ભાષા ઉપરથી પણ એ લોકો ઉપર કહી ગયા તે ગીટી જાતના હોય એમ માનવાને બિલકૂલ કારણ મળતું નથી. અમે પોતે એક વાર આ વિષય સંબંધી ઘણોજ તપાસ કર્યો હતો. અમારા અભિપ્રાયને વસ્તીપત્રકના રીપોર્ટ કરનાર મી. ઇબેટ્સન તદન મળતા આવે છે. અમારો અભિપ્રાય એવોછે કે જાટ લોકો અને રજપૂત લોકો મૂળ એકજ જાતના છે. એ બે જાતોમાં જે તફાવત જણાય છે તે તેઓ જૂદા કૂળના હોય તેથી પડે તેવો જણાતો નથી, પરંતુ માત્ર જૂદાં જૂદાં જનમંડળમાં રહેવાને લીધેજ પડેલો હોય એવોજ દેખાય છે. પંજાબમાં જાટ લોકોની વસ્તી રજપૂતોની વસ્તી કરતાં એક ત્રણના પ્રમાણમાં વધારે છે. તેઓની લશ્કરી નોકરીની લાયકાત ઘણી છે. તેઓ ખેતીના કામમાં હુશીઆર છે, તેમજ ઉદ્યોગી, પ્રમાણિક અને કહ્યાગરા છે. આ બધા ગુણોને લીધે પંજાબની વસ્તીમાં તેઓ સર્વથી ચઢીઆતા અને ઉપયોગી છે. પોતાના વર્તનમાં જાટ લોકો તદન સ્વતંત્ર છે. હિંદુસ્તાનમાં નાતજાતની સત્તા પ્રબળ હોય છે, પરંતુ દરેક જાટ પોતાની ઉપર પોતાની નાતજાતની સત્તા છે એમ બિલકૂલ ગણતાજ નથી, જો કે જાટ લોકો વખત પડ્યે લડવાને માટે તત્પર હોય છે, તોપણ તેઓ ઘાતકી અને કીનાખોર હોતા નથી. શાંતિના વખતમાં તેઓ ઘણીજ શાંત રૈયત બની જાય

છે, ઘણીજ સહન શીલતાથી અને ધૈર્યથી પોતાનો ખેડુતનો ધંધો ઉત્કૃષ્ટ રીતે કરેછે, અને સરકારના વજે વરા બીનતકરારે ભરે છે. તેઓ બ્રાહ્મણ, રજપૂત અને ખાતરીથી ઉતરતા ગણાય છે, પરંતુ તેઓ પોતે રજપૂતના બરોબરીઆ અને ખાતરીઓથી ચડતા છે એમ કહેછે, અને ખરેખાત ઐતિહાસિક સાબીતીઓ તેમજ એમની હાલના વખતની ઉપયોગી સ્થિતિ ઉપરથી વિચાર કરતાં એમનું એ કહેવું વાજબી લાગેછે. બીઆ અને સતલજના કિનારાના સીખ પ્રદેશોમાં તેઓ સારામાં સારી હાલતમાં છે. દક્ષિણ અને સીમાડાના પ્રાંતના જાટ લોકો તદન જૂદાંજ લક્ષણવાળા હોયછે. તેઓ ઘણુંખરા તદન જૂદીજ જાતના અને રજપૂતમાંથી ઉત્પન્ન ન થયા હોય એવા લાગેછે.

ઉપર વર્ણવ્યા પ્રમાણે જાટ લોકોના સદ્ગુણો તેમનાંમાંથી ઉત્પન્ન થયેલા સીખ લોકોના જેવાજ છે. જાટ લોકો મૂળેજ લશ્કરી જુસ્સાવાળા છે, પરંતુ નવી ઉત્પન્ન થયેલી જાતમાં આ જુસ્સો વૃદ્ધિંગત થયોછે. બ્રિટિશ રાજ્યે સીખ લોકોની લશ્કરી જુસ્સાની પરંપરા જળવાઇ રહે એમ કરવું જોઇએ. દિવસે દિવસે હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા વધારે ને વધારે મજબુત થતી જાયછે. આથી કરીને એ સત્તાના વિરોધી પ્રતિ દિવસ ઓછા થતા જાય છે. પરિણામે હિંદુસ્તાનની લડાયક જાતોને પોતાને વહાલા યુદ્ધ પ્રસંગ ઘણાજ થોડા મળેછે. ઠેકાણે ઠેકાણે સિપાઇઓ ખેતીનો ધંધો કરવા માંડેછે. તરવારો ભગાવાઇને હળપૂણીઓ ઘડાવાય છે, અને જાણે કે સરસ રાજ્ય માત્ર શાંતિથીજ ચલાવી શકાતું હોય અગર શાંતિવાળું રાજ એજ માત્ર સારૂં હોય તેમ આપણે ભગરૂરીથી બોલીએ છીએ કે બ્રિટિશ રાજ્યે સર્વત્ર શાંતિ ફેલાવી છે, પરંતુ હિંદુસ્તાન જેવા અઠ્ઠાવીશ કરોડની વસ્તીવાળા મોટા રાજ્યને ચોતરફથી ભય હોયછે, અને સ-

ઘણી બાજુઓ ઉપર જ્યાં જ્યાં બચાવની તૈયારીઓ લૂલી હોય છે ત્યાં ત્યાં હુમલો કરવાને દુશ્મનો સદા તત્પર હોય છે. માટે એવાં રાજ્યમાં રાજ્યતંત્ર સારી રીતે ચાલવાને માત્ર શાંતિની નહિ પણ યુદ્ધની જરૂર હોયછે; અને આવાં રાજ્યમાં તોબચાવનાં લશ્કર હમેશ તૈયાર જોઇએ. તેમજ સિપાઇઓની તરવાર મ્યાનમાં પડી પડી કટાયા કરે એમ ન થવું જોઇએ, પરંતુ જરૂર પડયે ખડ્ગ દેવી વિજળીના ઝબુકાની પેઠે તુરત બહાર નીકળે એમ હોવું જોઇએ. હિંદુસ્તાનના ઝબુકાની પેઠે તુરત બહાર નીકળે એમ હોવુ જોઇએ. હિંદુસ્તાનના રાજકર્તા જો શાણા હોય તો તેમણે સીખ લોકોના જન્મના લડાયક ખવાસને ખાસ ઉત્તેજન આપવું જોઇએ; અને યૂરોપ, એશિયા અગર આફ્રિકામાં ગમે ત્યાં જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં લાગ આવે ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તેમને યુદ્ધે ચઢાવવા જોઇએ. તેમને યૂરોપિયન અગર એશિયાના ગમે તે જાતના દુશ્મનોની સાથે ટક્કર ઝીલી શકે એવી ઉત્તમ લશ્કરી તરબિયત આપવી એ ઘણુંજ અગત્યનું છે. બ્રિટિશ રાજ્યનું ઇંગ્લાંડનું ગોરૂં લશ્કર ઘણુંજ થોડું છે. વળી એનું બંધારણ વાંધા ભરેલું છે, તેમજ સહેજ થોડી મુદ્દતમાં તેની ભરતી થઇ શકે એમ નથી. માટે જો હિંદુસ્તાન ઉપર બહારથી હુમલો થાય તો પોતાનો બચાવ કરવાને હિંદુસ્તાનેજ તત્પર રહેવાની જરૂર છે, એ દેખીતુંજ છે. આ વચાવ કરવાને પંજાબની લડાયક વસ્તી અને તેમાં પણ ખસુસ કરીને સીખ લોકો પૂરતા છે. પણ આ કામ સારૂ તેમનો લડાયક ખવાસ મરી જવા દેવો ન જોઇએ, તેમજ યુદ્ધ પ્રસંગે કામ લાગે તેવાં તેમનાં ફાજલ લશ્કરો વેળાસર તૈયાર રાખવાં જોઇએ.

સીખ લોકો પાસેથી તેમની શક્તિ કરતાં વિશેષ કામની આશા

રાખવી એ વ્યર્થ છે. બ્રિટિશ રાજ્યને તેમની કિંમત બંડ વખતે જણાઇ ગઇ છે. પતિઆળા, નાભા, ઝીંદ અને કપૂરથલા ઇત્યાદિ સતલજના બન્ને કિનારાના સીખ રાજાઓ જેવું બંડ ઉઠ્યું કે, તરતજ પોતપોતાનાં લશ્કર લઇને ઇંગ્રેજોના શત્રુની જોડે લઢવાને દિલ્લીપર ધસી ગયા હતા. ઇંગ્રેજો છેવટે જીતશે કે હારશે, તેનો વિચાર કરવાને એ થોભ્યા નહોતા. આખા પ્રાંતમાં સીખ લોકોએ આ રાજાઓની બહાદૂરીનું અનુસરણ કર્યું, અને પરિણામે હિંદુસ્તાનમાં કૈસરેહિંદનું રાજ્ય ટકી રહ્યું, તેનું માન જેટલું ઇંગ્રેજ સિપાઇઓનાં સંગીનને ઘટેછે, તેટલુંજ પંજાબની વસ્તીની વફાદારી અને રાજ્યભક્તિને પણ ઘટેછે. અમે જ્યારે અગાડી રણજીતસિંહની પ્રધાનો પસંદ કરવાની રીતનું વર્ણન કરીશું ત્યારે જણાશે કે સીખ લોકોમાં લશ્કરી યોગ્યતા હોવા છતાં તેમનામાં બીજી નોકરીઓ અને મ્યુનિસિપલ કમિટિના કામની લાયકી બીલકુલ હોતી નથી. નિશાળો અને પાઠશાળાઓમાં સીખ જુવાનો લગભગ બધી જાતના તરૂણો કરતાં પછવાડે પડી જાયછે, પરંતુ હિંદુસ્તાનમાં ભણતરમાં હુશિયાર તેજ આદમી માત્ર ઉચી નોકરીને લાયક હોય એમ હોતું નથી. જો એકલા ભણતરનીજ વાત કરવા બેશીએ તો સઘળી જાતોના કરતાં મીઠું મીઠું બોલનારા અને હાજીહા કહેનારા બંગાળીઓ સૌથી પહેલી પંક્તિએ આવે, પરંતુ તેમનામાં રણમાં જવા જેટલું શૌર્ય તથા રાજ્ય ચલાવવામાં ખરૂં કામ કરવાની હિંમત જોઇએ તે પણ હોતી નથી. જાટ લોકો પરંપરાની પ્રેરણાને અને રીત રીવાજને લીધે ભણી શક્તા નથી, એટલીજ બાબત ઉપરથી તેઓ બ્રિટિશ શહાનશાહતની વસ્તી દાખલ નકામા અને હલકા છે એમ ધારવું તે ખરેખાન મોટી ભૂલ કરવા જેવું છે. એ લોકો તો લડાયક જાત

છે, અને લશ્કરમાંજ તેમના ઉત્તમ ગુણ દીપી નીકળે છે. કેમકે યુદ્ધ એજ એમનો સ્વાભાવિક ધંધો છે. તેઓ ઘણા સખ્ત અને બહાદૂર, છે. તેમજ પોતે હાર ખાધી એ સહેજમાં સમજી શકે એટલી અક્કલ વાળા નથી. લશ્કરી નિયમોને આધીન રહે એવા છે. પોતાના અમલદારો ઉપર દઢતાથી પ્રેમ રાખે છે, અને જે જાતિ ભેદને લીધે લડાઇને વખતે બીજા હિંદુ સિપાઇઓને કબજે રાખવા અને ખોરાક આપવો એ મહા મુશ્કેલી ભરેલું થઇ પડેછે, એવા જાતિભેદની **સીખ** સિપાઇઓ દરકાર રાખતા નથી. આવાં આવાં કારણોને લીધે પૂર્વમાં **સીખ** લોકોના કરતાં સિપાઇ તરીકે ચઢીઆતા બીજા કોઇ લોકો નથી.

હિંદુસ્તાનમાં **મહારાણીસાહેબની** રૈયતમાં ઘણીએ લડાયક પ્રજાઓ છે. તથાપિ સંપૂર્ણ રીતે ઉપયોગી અને ભરોંસો રાખવા લાયક સિપાઈ તરીકે **સીખ** લોકો સૌથી અગ્રેસર છે. ગુરખા લોકો પણ **સીખ** લોકોના જેટલાજ બહાદૂર તેમજ યુદ્ધ પ્રસંગે ઉમંગી છે. પણ કમનસીબે તેમની સંખ્યા ઘણી થોડી છે. અને તેઓ ઘણાખરા બ્રિટિશ રાજ્યની રૈયત નથી. તેઓ ઘણું કરીને નેપાળના વતની છે. અને કેટલીકવાર એમ બનેછે કે, લશ્કરમા ભરતી સારૂ ઉંચી જાતના ગુરખાઓ જોઇએ તેટલા મેળવવા મુસ્કેલ પડે છે.

**રજપૂતો** પણ સિપાઈ તરીકે ઘણા સારા હોય છે, પણ તેઓ **સીખ** જેટલા દઢ હોતા નથી, પરંતુ ઉંચી જાતના **રજપૂતો** લશ્કરમાં દાખલ થવા સારૂ મેળવવા મુસ્કેલ પડેછે. આપણા લશ્કરમાં જે રજપૂતો હોયછે, તે ઘણું કરીને ડુંગરોમાં રહેનારી હલકી જાતના હોયછે, અને મધ્ય હિંદુસ્તાનના શુદ્ધલોહીવાળા રજપૂતો એમને ધિક્કારેછે. શુદ્ધ

રજપૂતો ઉપર તેમનીજ જાતના સરદારો રાખવાની યોજના કર્યા સિવાય તેઓ આપણા લશ્કરમાંદાખલ થાય નહિ. પંજાબી મુસલમાનો, ગખ્ખરો તેમજ અવાન અને તીવાન જાતના લોકો પણ બહાદૂર સિપાઇઓ હોય છે. તેમજ વાયવ્ય તરફની સરહદપર રહેનાર અફ્ઘાનો પણ બહાદૂર સિપાઇઓ છે. પરંતુ જો સખત લશ્કરી નોકરીપર વધારે મુદત રહેવું પડે તો તેઓને ઘર ઘણુંજ સાંભરે છે. ગમે તેમ કરીએ પણ તેઓ સરહદના મુલકની બહાર લઇ જવાતા નથી. સ્વાભાવિક રીતે પર્વતોમાં રહેનારી જાતો નિરકુંશ તથા સ્વતંત્ર મીજાજની હોય છે. અને તેઓ સુધરેલા જનમંડળના નિયમો ધીરજથી પાળી શકતા નથી. આ પ્રમાણે જૂદી જૂદી જાતના લડાયક લોકોની વાત છે, પરંતુ સીખ સિપાઇ હમેશાં સરખા ઉપયોગી છે, શાંતિના સમયમાં અગર લડાઇના હંગામમાં, બરાખોમાં અગર રણભૂમિ ઉપર સીખ સિપાઇ હમેશ સારા સ્વભાવના, આનંદી અને બડબડાટ નં કરે, એવા માલુમ પડયા છે. એઓ ઘોડો બેસવામાં મધ્યમસર હુશિયાર હોયછે. તેમજ પાયદળ તરીકે ઘણાક સુદૃઢ હોયછે. તેઓ જેમ હુમલો કરવાને ઘણાજ આતુર હોયછે, તેમજ ગોળીઓના મારાનીવખતે પણનિશ્ચયપૂર્વક અડગ રહેછે. આપણા સઘળા દેશી સિપાઇઓમાંથી જો ઘણા લાંબા દિવસ સુધી ઘણા સિપાઇઓને પરદેશ લેઇ જવા હોયતોમાત્ર સીખ લોકોજ લઇ જવાય એવાછે. માત્ર તેમને સારો પગાર આપવો જોઇએ કારણકે સ્કૉચ લોકોની પેઠે સીખ લોકો પણ પૈસાને ઘણો કીમતી ગણેછે. અને પૈસાનો સંગ્રહ કરવાને આતુર હોયછે. એ લોકોએ ઇજીપ્ત, ઍબિસીનિયા, અફ્ગાનિસ્તાન અને ચીનમાં નોકરી કરીને ઘણી નામના મેળવી છે,, મુખ્યત્વે કરીને હિંદુસ્તાનના સાધારણ દેશીઓને બ્રહ્મદેશમાં જવું પસંદ પડતું નથી, છતાં સીખ લોકો પોતાની રાજી ખુશીથી બ્રહ્મદેશની પોલીસમાં

દાખલ થયાછે; અને હૉંગકોંગમાં **સી**ખ લોકોની પોલીસ પલટણ છે. તેઓ ત્યાં ઘણાજ વિશ્વાસપાત્ર અને માન આપવા લાયક ગણાય છે. હાલ બ્રિટિશ એજન્ટ જનરલ મી. એચ **જોન્**સ્ટન જેઓ **ન્યા**સા સરોવર ઉપર ગુલામ વેચવાનો ધંધો કરનારા **આ**રબ લોકોની સાથે યુદ્ધમાં રોકાયલા છે, તેમની સાથે પણ **સી**ખ લોકોનીજ ટુકડી ગઇ છે. અને ખરેખાત આપણી પલટણની અંદરના ગંભીર આકૃતિના ઠાવકા અને સલુકાઇવાળા **સી**ખ લોકોને જોઇએ છીએ, ત્યારે જે જંગલી લૂટારાના નામથી આજથી સો વર્ષ અગાઉ ઉત્તર **હિં**દુસ્તાન થથરતું હતું, તેજ જાતના એ લોકો છે, એમ માનવું મુશ્કેલ થઈ પડેછે. પરંતુ માયાળુ અને દૃઢ રાજ્યે કરીને તેમજ સખ્ત લશ્કરી પદ્ધાત અને સિપાઇઓનાં સુખ દુઃખ જાણનારા અમલદારોને લીધે આ ફેરફાર થયેલો છે. આવા અમલદારોને લશ્કર માનપુરસ્સર ચહાય છે. **અ**ફ્ઘાનીસ્તાનના ગયા વિગ્રહના અંતના ભાગમાં **સી**ખ લશ્કરોની વર્ત્તણુકનું અવલોકન કરવાનો મને લાગ મળ્યો હતો. રણભૂમિપર તંગીની વખતે તેમણે બતાવેલા ધૈર્યને માટે તથા અફ્ઘાન લોકો અસલથી એમના કટ્ટા શત્રુ છતાં પણ તેમની તરફ તેમણે જે વખાણવા લાયક અને સલુકાઈ ભરેલી વર્ત્તણુક રાખી તે માટે તેમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

યૂરોપીઅન શત્રુની સામે લઢવામાં તેઓ કેટલા ઉપયોગી છે, તે હાલ ખાત્રી પૂર્વક કહી શકાય નહિ; એતો માત્ર ભવિષ્યમાં પ્રસંગ પડયેજ જણાય. પરંતુ મારૂં આધીન મત તો એ છે કે **સી**ખ પાયદળ અને ઘોડેસ્વાર પલટણો જો સારા અને પ્રવીણ પૂરતા ઈંગ્રેજ અમલદારોના હાથ નીચે હોય તો આખી દુનિયાની અંદરના ગમે તે જાતના લશ્કરની **સી**ખ લશ્કર બરાબરી કરી

શકે તેમ છે, અને જે લશ્કરોની સાથે યુદ્ધ કરવાનો તેમનો પ્રસંગ આવવાનો સંભવ છે એવા તો કોઇ પણ જાતના લશ્કર કરતાં તેમનું લશ્કર ઘણું ચઢીઆતું છે. હિંદુસ્તાનના ઘણાક પ્રખ્યાત લશ્કરી અમલદારોનો મત પણ અમારા જેવોજ છે.

---

## પ્રકરણ ૩ જું.

### સીખ લોકોનું ગુરુસત્તાક રાજ્ય.*

મહારાજા **રણજીતસિંહ**નો ઉદ્‌ભવ સંપૂર્ણ રીતે **સીખ** લોકોની ગુરુસત્તાક રાજ્યવ્યવસ્થાને લીધે થયો હતો. તેમજ એ મહારાજાએ **સીખ** ખાલસાને એક તંત્રે કરી મૂક્યું હતું. જે ગુરુસત્તાક રાજ્ય પદ્ધતિએ અઢારમા સૈકામાં તેમજ ઓગણીશમાં સૈકાના પૂર્વાર્ધમાં **પંજાબ**ના **જાટ** ખેડુતો ઉપર આટલી બધી પ્રબળ અસર કરી હતી, એનું વર્ણન કરવું ખાસ જરૂરનું છે. એ રાજ્ય વહીવટના વર્ણન સિવાય **રણજીતસિંહ**નું જીવનચરિત્ર પૂરેપૂરૂં લખ્યું ગણાયજ નહિ; પરંતુ એ વિષય ઘણો મહાન અને કઠણ છે, તેથી અમે એનું વિગતવાર તો રહ્યું, પણ સાધારણ રીતે સંતોષકારક વર્ણન પણ આપી શકીએ એમ નથી. જેઓની ઇચ્છા **સીખ** ધર્મ અને નીતિ સિદ્ધાંત સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવાની હોય, તેમને **મ્યુનિચ**ની યુનિવર્સિટિના પૂર્વ તરફની ભાષાઓના અધ્યાપક **ડા. અર્નેસ્ટ ટ્રમ્પ**ની પ્રસ્તાવના વાળું મૂળ ગુરમુખી ભાષામાંથી તેમનું પોતાનું કરેલું આદી ગ્રંથનું ભાષા-

---

* જ્યાં ગુરુઓ ઇશ્વરના પ્રતિનિધિ થઇ રાજ્યસત્તા ચલાવે તે વ્યવસ્થા. ( Theocracy )

ન્તર વાંચવાની અમે ભલામણ કરીએ છીએ ઈ. સ. ૧૮૭૦ માં **સેક્રેટરી ઓફ સ્ટેટ**ની તરફથી આ ભાષાન્તર કરાવવામાં આવ્યું હતું. **ડા.** ટ્રમ્પ જ્યારે **લાહોર**માં આ કામ ઉપર લાગ્યા હતા, ત્યારે હું (**સર લેપેલ ગ્રિફિન**) **લાહોર** સરકારનો **ચીફ સેક્રેટરી** હતો. આ ભાષાન્તર કરવાનું કામ જે પ્રમાણમાં ઘણુંજ કઠણ હતું તેજ પ્રમાણમાં ઉત્સાહ, ઉદ્યોગ અને વિદ્વતા તેનામાં હતાં. એ વિદ્વાનને જણાયું કે **સી**ખગુરૂઓ અને ગ્રંથ વાંચનારાઓ પોતાનાજ ધર્મનાં મૂળ તત્વોથી ઘણાજ અજ્ઞાન હતા, એઓ જૂની ગુરુમુખી ભાષાનાં રૂપ અને રૂઢીઓથી બિલકૂલ માહીત નહોતા. તેમને જ્યારે શક ભરેલાં વાક્યોના ખુલાસા પૂછવામાં આવતા ત્યારે તેઓ એ પવિત્ર ગ્રંથના બીજા ભાગની સાથે વિરૂદ્ધતા ભરેલા માત્ર કર્ણોપકર્ણી સાંભળેલા ખુલાસા કરતા. વળી એ ગ્રંથની ટીકાઓ અપૂર્ણ અને મૂળ ગ્રંથના જેવીજ ન સમજાય એવી હતી. આવી ટીકાઓ પણ ભાગ્યેજ હાથ લાગતી. છતાં આખરે **ડા.** ટ્રમ્પને આવી આવી ટીકાઓ પણ મળી આવી ત્યારેજ તેઓ પોતાનું કામ કરી શક્યા. ભાષાન્તર કરવાની પહેલાં તેમને ગ્રંથની ગુરમુખી બોલીનો કોષ અને વ્યાકરણ તૈયાર કરવા પડ્યાં. અને તેમાં ગુરમુખી શબ્દ રૂપાખ્યાન અને અરૂઢ શબ્દોનો સંગ્રહ કર્યો. એમના કામમાં જે મુશ્કેલીઓ માલૂમ પડી, તેથી પાર પડી શકાય એમ નથી એમજ લગભગ જણાવા લાગ્યું. છેવટે મેં ઘણા આગ્રહથી વાર્યા તે છતાં આ વિદ્વાન્ લાહોરથી જર્મની નાઠા. ત્યાં અગાડી સાત વર્ષ સુધી મહેનત કરીને એમણે પોતાનું કામ પુરૂં કર્યું. જો કે સાધારણ વાંચનારને એમના ગ્રંથમાં આનંદ લાગે એવું નથી, પરંતુ એમનો ગ્રંથ, એમની વિદ્વતા અને ઉદ્યોગનો એક કીર્તિ સ્તંભ જેવો છે. એ ભાષાન્તર થયાની પૂર્વે કસાન **જોસફ્** કનીંગહામે પોતાના પુ-

સ્તકમાં અને મી. **એચ. એચ.** વિલસને પોતાના **હિં**દુધર્મો અને જાતીઓ સંબંધીના પુસ્તકમાં **સીખ** ધર્મ સંબંધી વર્ણન કર્યું છે, તથાપિ એ વર્ણનો ઉપરચોટિયાં અને અસંપૂર્ણ છે. કારણ કે એ લખનારાઓ **સીખ** ધર્મના પુસ્તક અને તેની ટીકાઓથી માહીત નહોતા. આદિ ગ્રંથ વાંચતાં તેનાં સેળભેળ અસંબદ્ધ અને વિદ્વત્તા વગરનાં વચનોમાંથી **સીખ** ધર્મના છુટા છવાયા સિદ્ધાંતો સમજતા જવું એ હજુ આજે પણ સહેલી વાત નથી. કબીર તથા ફરીદ એ ભક્તોના બનાવેલા શ્લોકો આ ગ્રંથમાં પુરવણી તરીકે ઉમેરેલા છે, તે ઘણા સુંદર અને મનોહર છે. એ શ્લોકોને ખાસ લાક્ષણિક અર્થમાં કવિતા કહેવાય નહિ. પરંતુ તેઓ કવિતાનાં ઘણાં લક્ષણોથી ભરપૂર છે. આ પુરવણી અને બીજા કેટલાક ભાગ બાદ કરીએ તો આ ગ્રંથ વિરૂદ્ધતા ભરેલી ક્ષુલ્લક વાતો અને વ્યર્થ પુનરૂક્તિથી ભરેલો છે.

આ ભક્તોની કવિતા **અ**મેરિકન કવિ **વૉલ્ટ વીટ**મેનની કવિતાને ઘણીજ મળતી આવે છે, અને તે સાથે તેની સરખામણી સારી રીતે થઇ શકે તેમ છે. સત્તરમા સૈકાના આરંભમાં આદી ગ્રંથનો ઘણોખરો ભાગ **સીખ** ધર્મના સ્થાપનાર **બાબા ના**નકે લખ્યો હતો. આથીજ એ ગ્રંથનું મહત્ત્વ છે. તે જે સ્થિતિમાં હાલછે તે સંગ્રહ પાંચમા **સીખ** ગુરૂ **અ**ર્જુને કર્યો છે. એણે **ના**નકના લખાણમાં તેની પછી થયેલા **સીખ** ગુરૂઓનાં તેમજ બીજા જૂના **હિં**દુ લખનારાઓનાં ગુહ્ય લખાણ ઊમેર્યાં છે. **સીખ** લોકોનું લશ્કરી અને રાજકીય બંધારણ આદિ ગ્રંથના કરતાં ગુરૂ ગોવિંદસિંહના લખાણનું ફળ છે. **આ ૧૦ મો સીખ** ગુરૂ સઘળા ગુરૂઓ કરતાં શ્રેષ્ઠ થઇ ગયોછે. **એણે ઇ. સ. ૧૬૯૬** માં થોડોક પોતે અને થોડોક પોતાની પાસે રહેનારા **હિં**દી કવિઓની પાસે એમ કરીને મોટો ગ્રંથ રચ્યો

છે. આ ગ્રંથમાં જુની અને ઘણીજ અઘરી હિંદી ભાષામાં પોતે જે નવા ધર્મના સિદ્ધાંતોનો બોધ કરતો હતો, તે સમજાવ્યા છે. ગુરૂ ગોવિંદે જો કે અગત્યની બાબતમાં **બાબા નાનકે** અધિકારી મંડળ સારૂ ગુહ્ય રાખેલા સિદ્ધાંતોમાં ફેરફાર કર્યો નથી, તોપણ તેનો પોતાનો બોધ અને આચરણો વેદાંત મતને અનુસરતાં છે, એમ સ્પષ્ટ જણાય છે. એ પોતે દૂર્ગાનો ઉપાસક હતો; અને પોતાના મતાનુયાયીઓને પુરાણોક્ત હલકા દેવ દેવીઓની પૂજા કરવા દેતો. તથાપિ બોધ તો એમજ કરતો કે એક મહાન પરમેશ્વરની પૂજા કરવી એજ ઉત્તમ છે.

ગ્રંથ વિસ્તારના ભયથી અમે દશે **સીખ** ગુરૂઓનાં જીવન-ચરિત્ર આપી શક્તા નથી; તેઓને માટે જેટલું જણાવવાનું અગત્યનું છે તેટલું ટુંકામાં કહેવું જોઇએ.

પ્રખ્યાત વિદ્વાન **એચ. ડી. કોલબ્રૂકે** ભેટ આપેલું **સીખ** ધર્મના સ્થાપનાર **નાનકની** વિશ્વાસ રાખવા લાયક "જન્મ સાખી" એટલે જીવનચરિત્રનું પુસ્તક ડા. ટ્રમ્પે ઇસ્ટ ઇંડિયા ઑફીસના પુસ્તકાલયમાંથી ખોળી કાઢ્યું હતું. **નાનકનો** જન્મ **લાહોરની** પાસે રવિ નદીને કિનારે * **તળવંડી** નામના ગામમાં ઇ. સ. ૧૪૬૯ માં થયો હતો. એ જાતે વૈશ્ય કે ખાત્રી હતો, અને ગામનો પટવારી એટલે હિસાબ રાખનારનો માન ભરેલો હોદ્દો ભોગવતો હતો. સઘળા વિજયવંત ધર્મના સ્થાપકોને માટે કહેવાય છે, તેમ એના નાનપણની અને જુવાનીની ઘણી ચમત્કારી વાર્તાઓ કહેવાય છે. એની જીંદગીમાં કાંઇ નવીનતા નહોતી. એ પરણ્યો હતો અને એને છોકરાં હતાં. કહે છે કે એક દિવસ એ નદીએ નહાવા

*પછવાડેથી આ ગામને એ ગુરૂના માનની ખાતર "**નાનખાન**" કહેછે.

જતો હતો, ત્યાંથી દેવદૂતો એને ઇશ્વરની હજૂરમાં ઉપાડી ગયા. એને ત્યાંથી પેગંબરી મળી, અને દુનિયા ઉપર સત્ય ઇશ્વરનો બોધ કરવાની આજ્ઞા થઇ. આ ઇશ્વરી આજ્ઞાનુસાર **નાનકે** પોતાની સ્ત્રી અને કુટુંબનો ત્યાગ કર્યો, અને **મર્દાન** નામના એક ચેલાને લઇને સાધુને વેશે દુનિયામાં ભટકવાનો અને નવા ધર્મનો બોધ કરવાનો પ્રારંભ કર્યો. **નાનક** સઘળી દિશાઓમાં કેવી રીતે ભટકયો, અને **ગોરખહાટડી** નામની એક અદ્દ્ભુત કલ્પિત જગામાં કેવીરીતેગયો, એ બધું **સીખ** લખનારાઓ લખી ગયા છે. જેવી રીતે મૂરનું યુટોપિયા સઘળું કલ્પિત અને આ લોકમાં ન બની શકે એવી પૂર્ણતાવાળું છે, તેજ પ્રમાણે આ **ગોરખહાટડી** પણ એક અદ્દ્ભુત કલ્પિત જગા છે. આ બધી મુસાફરીમાં એણે મનાય નહિ એવા ચમત્કારો કર્યા કહેવાય છે: છતાં **શાહેનશાહ બાબરની** સાથે એને થયેલી મુલાકાત સિવાય બીજો અગત્યનો એકે બનાવ એમાં નોંધેલો નથી. **બાબર નાનકની** સાથે માયા અને સભ્યતાથી વર્ત્યો એમ લખ્યું છે. મહાન **બાબરના** આનંદી સ્વભાવ તરફ જોતાં આ વાત અમને ખરી લાગે છે. જીંદગીના પાછલા સમયમાં **નાનક** **જાલંધરમાં કરતારપૂરમાં** પોતાના કુટુંબમાં પાછો આવ્યો. આ જગાએ ઈ. સ. ૧૫૩૮ માં એનું મરણ થયું. સાધારણ હિંદુ સાધુની પેઠે એનું જીવન પણ ખાસ બનાવ વગરનું હતું. **નાનક** પોતાની પછવાડી પોતાની સત્તા પોતાના લખાણમાં દ્દઢ સ્થાપિત કરી ગયો છે. એ લખાણો પાછળથી એકઠાં કરવામાં આવ્યાં છે. પોતાના બે દિકરાઓને બાતલ કરીને પોતાની પછી ગુરૂની ગાદી પોતાનાશિષ્ય **અંગદને**આપી ગયો હતો. **સીખ** એનો શબ્દાર્થ શીખના શ્રમો-ચેલાઓ એવો થાયછે. **નાનકે** પોતાના મતાનુયાયીઓને "**સીખ**" નામ આપ્યું હતું. અને જેમ જેમ એ પંથનો ફેલાવો થયો, તેમ

તેમ એ નામ પંથના બધા લોકોને નિર્દેશક લગાડવામાં આવ્યું. પરંતુ એ યાદ રાખવું જોઇએ કે **સીખ** શબ્દ ધર્મ વાચક છે; કાંઇ જાતિવાચક નથી અને તે માત્ર ખાલસા પંથના મતાનુયાયીઓનુંજ નામ છે.

પાંચમા ગુરૂ **અર્જુને નાનક**નાં લખાણોનો તેમજ જૂના લોકપ્રિય સંતો અને કવિઓનાં લખાણોમાંથી વચનોનો સંગ્રહ કર્યો, અને તેનું એક પુસ્તક બનાવ્યું આ પુસ્તક વેદ અને પુરાણની પેઠે સંસ્કૃતમાં લખાયલું નહોતું કે જેથી લોકો સમજી શકે નહિ. પરંતુ લોકોમાં બોલાતી **પંજાબી** ભાષામાં લખાયલું હતું. અમારી કહેવાની મતલબ એવી નથી કે આખો આદિગ્રંથ એકજ શૈલીમાં લખાયલોછે. જે જે જગાએથી અને જેજે સમયમાં લખાણો દાખલ કરવામાંઆવ્યાં હશે તેતે પ્રમાણે તેની ભાષા જૂદી પડેછે. જૂની હિંદી ભાષાના સંગ્રહ તરીકે પણ એ ગ્રંથ ઘણોજ કીમતીછે. **બાબા નાનક** અને તેમના પછી થયેલાઓની ભાષા તે વખતે બોલાતી જે શુદ્ધ **પંજાબી નાન** હતી,તે"જમનસાખી"માં જણાયછે તેવી નથી; પરંતુ તેમાં જુના હિંદી શબ્દ અને રૂપો સેળભેળ કરેલાંછે. આમ કરવાનો હેતુ એ કે ભાષા સઘળા લોકો સમજી શકે એવી હોવા છતાં વધારે દબદબા ભરેલી કરવી. **ગુરૂગોવિંદ**નાં લખાણો શુદ્ધ હિંદીમાંછે, અને તેથી તે **પંજાબી** બોલનારા હાલના **સીખ** લોકો સમજી શકે એવાં નથી.

આદિ ગ્રંથમાં સહુથી વધારે અગત્યનું પ્રકરણ તે પહેલુંછે. એ પ્રકરણને "જપુ"અગર"જપજી" કહેછે, અને એ **નાનકે** પોતે લખેલુંછે એની અંદર એ મતનાં સિદ્ધાંતોનું નિદર્શનછે. તેમજ સાક્ષર પ્રયાસ તરીકે પણ પ્રથમ કહી ગયેલા ભક્તો **કબીર** અને **સેખફરીદ**નાં ગુહ્ય લખાણો સિવાય બાકીના બધા ગ્રંથ કરતાં એ પ્રકરણ ચઢીઆતુંછે. **કબીર** ભક્તની કીર્તિ હિંદુસ્તાનમાં ઘણીજ ફેલાયેલી છે

અને બનારસમાં એના ચેલાઓનો અદ્યાપિ મોટો મઠછે. ત્યાં એનાં લખાણોનું વ્યાખ્યાન થાય છે. એના મતાનુયાયીઓ *કબીરપંથી કહેવાય છે. જે પૂર્વે થઇ ગયેલા લખનારાનાં લખાણ ગ્રંથમાં શામીલ કર્યાંછે તેમ સહુથી જુના નામદેવ અને ત્રિલોચન નામના મરાઠી કવિઓ છે. તેમની ભાષા હાલની મરાઠીને ઘણી મળતી આવે છે. તેથી એ કવિઓની જન્મભૂમિ દક્ષિણમાં હશે એમ સાબીત થાય છે. .

દશમો અને છેલ્લો ગુરૂ ગોવિંદસિંહ, એના બાપને ધર્માંધ ઔરંગજેબ પાદશાહે ધર્મને માટે રિબાવીને માર્યો, ત્યારે પંદર વર્ષની ઉમ્મરનો હતો. એ પોતે નાશીને ડુંગરામાં રહ્યો અને ત્યાં એણે પોતાની કેળવણી પૂરી કરી. એની પૂર્વે થઈ ગયેલા દરેક ગુરૂ કરતાં એ વિદ્વાન હતો. એ ફારસી અને હિંદી ભણેલો હતો, તેમજ એને થોડુંઘણું સંસ્કૃત પણ આવડતું. પોતાનાં લખાણમાં સંસ્કૃત શબ્દો ઉમેરવાનો એણે કોઇ કોઇ વખત પ્રયત્ન કર્યોછે. ગુરૂગોવિંદસિંહ વિખરાઇ ગયલા સીખ લોકોને એક તંત્રે કરીને તેમને કોઇથી જીતાય નહિ એવા કરવા, અને તેમના વડે પંજાબમાંથી મુસલમાનની સત્તાનો સમૂળો નાશ કરવો એજ મારી જીંદગીનું કર્તવ્યછે, એમ માનતો હતો. પોતાની પૂર્વે થઇ ગયેલા સઘળા સીખ ગુરૂઓ કરતાં બુદ્ધિમાં, શક્તિમાં અને કાર્યની દ્રઢતામાં એ શ્રેષ્ટ હતો પરંતુ આ વિલક્ષણ આદમીએ પોતાનું કામ ઘણી મોટી ઉમ્મરનો થયો ત્યાં સુધી નિશ્ચય કરી આરંભ્યું હોય એમ જણાતું નથી. ઓછામાં ઓછી ત્રીશ

* ગુરૂ ગોવિંદની ૯૮ મી સાખીમાં કબીરનાં ઘણાંજ વખાણ કર્યાંછે, એને રાજાઓથી શ્રેષ્ટ અને પરમેશ્વર જેવો વર્ણવ્યોછે. અને એનું સ્મરણ ચિરકાલ રહેશે, એમ કહ્યું છે.

વર્ષની ઉમ્મર થઇ ગયા પછી એણે પોતાનો પ્રયત્ન જારી કર્યો; ત્યાં સુધી એ પોતાના માની લીધેલા કર્તવ્યની તૈયારી સારૂં અભ્યાસ કરવામાં રોકાયો. તે વખતના કુલિન તરૂણોની પેઠે એ કૌશલ્ય સંપાદન પણ વિસર્યો નહિ. એ અચ્છો શીકારી હતો. અને શસ્ત્ર અસ્ત્ર વાપરવામાં કુશળ હતો. જ્યારે એ પોતાની છુપી રહેવાની જગામાંથી બહાર પડ્યો, ત્યારે સઘળા **સીખ** લોકોએ એકદમ એને પોતાના સ્વાભાવિક અને પરંપરાના આગેવાન તરીકે માન્યો, અને એના પિતાનું વેર લેવાને **મુસલમાન** જુલમગારો ઉપર એની જોડે રણ ચઢવાને આતુરતા બતાવી. પોતાના કાર્યારંભ પહેલાં **આનંદપૂર**માં એના ઘરની પાસે નેણા દેવીની ટેકરી ઉપર દુર્ગાનું દેવલ છે, તેનું વરદાન લેવાની એની ઇચ્છા થઇ. દેવીની પ્રસન્નતા સારૂ લાંબી મુદ્દત પહોંચે એવી ઘણી દેહ દમનવાળી તપશ્ચર્યાની જરૂર છે. આ બધી તપશ્ચર્યા તથા દૂધ, ઘી અને દાણાનાં બલિદાન પછી દેવીએ દર્શન દીધું અને રક્ષણ આપવા બદલ મનુષ્યનો ભોગ માગ્યો. પૂજારાએ કહ્યું કે જો એ પોતાના ચારમાંથી એક પુત્રના માથાનો ભોગ આપે, તો દેવી સઘળા કરતાં વધારે સંતુષ્ટ થાય, પરંતુ છોકરાઓની માતાઓએ સ્વાભાવિક રીતે બલિદાન તરીકે પોતાના છોકરાઓ આપવાની ના કહી. ગોવિંદસિંહે પછી મિત્રોની પાસે માંગણી કરી એઓમાંના પાંચ જણાઓએ પોતાનાં માથાં આપવાની હા કહી, એમ લખ્યું છે. અને એમાંનાં એકની માગણી સ્વિકારીને દેવીને એનો ભોગ આપવામાં આવ્યો. આ મિત્રનું નામ જણાવ્યું નથી, આ વાતમાં થોડો ઘણો ફેર પડે છે, છતાં આ નરમેધ થયો હતો, તેમાં થોડોજ શકછે. **હિં**દુસ્તાનમાં પહેલાંના વખતમાં જૂદે જૂદે નામે અને રૂપે આ લોહીની તરસી દેવી વારંવાર નરમેધ માગતી અને માત્ર જ્યારે ઇંગ્રેજ સર-

કારે વચ્ચે પડીને ધર્મને નામે થતાં આ ખૂન અટકાવ્યાં, ત્યારેજ દેવીના ચાચર ઉપર માણસોને બદલે બકરાંઓનાં બલિદાન અપાવા લાગ્યાં છે. ગોવિંદસિંહે આપેલું બલિદાન દેવીને પસંદ પડ્યું. અને ખરેખર પ્રારંભમાંજ કરેલું લોહીનું બલિદાન જાણે કે ગોવિંદસિંહનું ત્યાર પછીનું ચરિત અને તેના બલાત્કારયુક્ત મોતની અગમચેતી હોય નહિ એમ બન્યું! ત્યાર પછી ગુરૂએ પોતાના મતાનુયાયીઓને એકઠા કર્યા અને તેને પોતાના કાર્યના દેવીપણા વિષે તેમજ તેના વિજય વિષે ખાત્રી થયાથી તેણે આ નવા મતના સિદ્ધાંતો એ-ધડક બોધવા માંડયાં, નાનકનાં સિદ્ધાંતો ખસેડીને તેમાં રાજકીય મત દાખલ કર્યો તથા અર્જુન અને હરગોવિંદ ગુરૂઓએ કરેલી સૂચના પ્રમાણે સીખ લોકો એક તંત્રે લશ્કરી પ્રજા થાય એવી ધારણા કરી. જૂના સીખ પંથના ધર્મમાં દાખલ થવાની એક ક્રિયા થતી હતી. આ ક્રિયા ગોવિંદસિંહના વખત પહેલાં બંધ પડી ગઇ હતી. ગુરૂ ગોવિંદે એ ક્રિયા સીખ ધર્મમાં દાખલ થતી વખત અવશ્યની છે, એમ ઠરાવી તે ફરી જીવતી કરી. એના જેટલા ચેલા હાજર હતા, તે સઘળાને એણે પાહુલ આપ્યું. એ ક્રિયામાં શુદ્ધ પાણીમાં સાકર પીગલાવતા, અને એને એક કટારી વતી હલાવતા. આ પાણીપર આદિ ગ્રંથના જપજીમાંથી અમુક સાખીઓ બોલવામાં આવતી, અને જે આદમી પાહુલ લેવાનો હોય, તેને એ સાકરતું પાણી થોડું પાવામાં આવતું, બાકીનું એના શરીર અને માથા ઉપર છાંટવામાં આવતું. પાહુલ લેનાર અને આપનાર "વાહ ગુરૂજીકા *ખાલસા" એવા પોકાર કરતા.

---

* સીખ લોકોના નવા પ્રજા સત્તાથી રચાયલા રાજ્યને ખાલસા કહેછે, એ શબ્દ હાલ મનાય છે, તેમ નહિ પણ ડા. ટ્રમ્પના

ખાલસામાં ખાસ ભક્ત મંડળની સંખ્યા પાંચની રાખી છે, અને તેમાં ગુરૂનો આત્મા સર્વદા સામીલ રહે છે એમ જણાવ્યું છે. માટે પોતાના પાંચ શિષ્યોને પાહુલ આપ્યાબાદ તેમની પાસેથી પોતે પાહુલ લીધું અને પોતાના નામને અંતે "સિંહ" શબ્દ ઉમેર્યો, અને આ પંથમાં દાખલ થનારા સઘળા નવા માણસો આવાં નામ રાખે એવું ઠરાવ્યું. હાલના સમયમાં "સિંહ" પ્રત્યયવાળા નામવાળાજ માત્ર ખરા **સીખ** ગણાય છે. અને બાકીના **નાનકી સીખ** પાછા હિંદુ વસ્તીમાં ભળી ગયેલા ગણાય છે.

ત્યારપછી **ગોવિંદસિંહે** એ પગલું ભર્યું કે **સીખ** ધર્મશાસ્ત્ર પોતાના મતને મળતું કર્યું. આ કામને માટે તેણે કરતારપુરના પવિત્ર સ્થાનમાં આદિ ગ્રંથના રક્ષક રહેતા હતા, તેમની પાસે એ ગ્રંથમાં ઉમેરો કરવા દેવાની માગણી કરી. આ લોકો **સોઢીઓ** કહેવાતા હતા, અને એઓ **રામદાસ** ગુરૂના વંશજો હતા. એમણે આ નવા ગુરૂની સત્તા કબુલ કરી નહિ. **આનંદપુર** અને કરતારપુરમાં એઓની મોટી મોટી જગાઓ હતી. અને એઓ **સીખ** ધર્મના બ્રાહ્મણો જેવા આ પહેલાનાં થઇ પડ્યા હતા. એ મૂલ પ્રતિમાની પેઠે તેમને પણ સીમા વગરનું ધર્માભિમાન થયું હતું. અને જ્યારે એમને સમજાયું કે ગુરૂ **ગોવિંદસિંહનો** હેતુ તો સમાનતાનો પ્રજાસત્તાક મત **નાનકે** પ્રકટ કર્યો હતો તે કરતાં પણ વધારે છુટની રીતથી તે મતનો ઉપદેશ કરવાનો છે અને બ્રાહ્મણની પેઠેજ નીચામાં નીચા

મત પ્રમાણે **અરબ્બી** "ખાલસાહ" ઉપરથી થયો છે. એનો શબ્દાર્થ પોતાની મીલ્કત એવો થાય છે. ગુરૂની–ઇશ્વરની પોતાની ખાસ મીલ્કત એવો એનો લક્ષ્યાર્થ છે.

તથા બહિષ્કૃતની જાતિઓને ખાલસાના વધારે ઉંચા હક એક સરખી રીતે આપવાનો છે ત્યારે તો તરત તેઓ એની સામે થયા. **ગુરૂ ગોવિંદસિંહ** વેશધારી છે, એમ કહેવા લાગ્યા; અને પોતાના કબજામાંના પવિત્ર ગ્રંથમાં એના પાખંડ ધર્મ મતો ઉમેરવા દેવાની ના કહી. તેઓ કહેવા લાગ્યા કે **ગોવિંદસિંહ** ખરો ગુરૂ હોય તો પોતાની મેળે નવો ગ્રંથ લખે. **ગોવિંદસિંહે** તરતજ નવો ગ્રંથ લખવાનું શરૂ કર્યું. આ ગ્રંથ એણે ૧૬૯૬ માં પુરો કર્યો. એ લખવામાં એની ધારણા કોઇપણ અગત્યની બાબતમાં **નાનકે** પછાડી મુકેલા મતને ઉથલાવી નાખવાની અગર તેમાં ફેરફાર કરવાની નહોતી. એની ધારણા તો માત્ર એ હતી કે તેના ઉશ્કેરાઇ જાય એવા અને ધર્માંધ મતાનુયાયીઓનું લશ્કર જમાવીને **સીખ**ના નવા ધર્મ મંડળને માટે **મુસલમાનો** પાસેથી **પંજાબ** જીતી લેવા સારૂ તેમના ઉપર પોતાની ઇચ્છા મુજબ અસર થાય એવો ગ્રંથ બનાવવાનીજ હતી. આ કરવામાં એ કેટલેક દરજ્જે ફત્તેહમંદ થયો, અને દરરોજ વધતા જતા દૃઢાસક્ત મતાનુયાયીઓના લશ્કરવડે નવો ખરો ધર્મ ફેલાવતા પોતાના જીવનકર્મનો પ્રારંભ* કર્યો. એણે પહેલવહેલી **કાંગ્રા**ની ટેકરીઓના રજપૂત સરદારો જોડે લડાઇ કરી. આ સરદારોએ એનાપર **આનંદપુર** આગળ હુમલો લઇ જવાને લશ્કરો એકઠાં કર્યાં હતાં. **ચામકોર** નામના ગામની પાસે થયેલી લડાઇમાં

*મારા ખાસમિત્ર **સતલજની** આ તરફનાં **સીખ** કુટુંબોમાંના આગેવાન **ભાદુર**ના સરદાર **અતારસિંહે** ગુરૂ **તેગ** બહાદૂર અને તેમના પુત્ર **ગુરૂ ગોવિંદસિંહ**નાં ભ્રમણો તથા સાહસોની મનોરંજક સાખીઓનું ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કર્યું છે.

એના બે મોટા પુત્રો **અજીતસિંહ** અને **જોહારસિંહ** મરાયા. આ જગા હાલ તીર્થ ગણાય છે. **મુસલમાન** પાદશાહનું લશ્કર **રજપુત** સરદારોની મદદે આવ્યું હતું; એમણે **ગુરૂ ગોવિંદસિંહ**ને **આનંદપુર**માંથી અને **મછીવાર**માંથી એક પછી એક હાંકી કાઢયો. અહીં અગાડી એના બાકી રહેલા બે પુત્રો પકડાયા, અને એમને **સરહિંદ** લઈ જવામાં આવ્યા. ત્યાં અગાડી **ઔરંગઝેબ** પાદશાહના ફરમાનથી તેમને જીવતા દાટી દેવામાં આવ્યા. ગુરૂ **સતલજ**ની દક્ષિણના અરણ્યમાં નાસતો ફરતો રહ્યો, અને ઘણાંક સાહસ કર્મો કર્યા પછી છેવટે **પતિયાલા**ના પ્રદેશમાં **તલવંડી** નામની જગાએ રહ્યો **સીખ** લોકોએ આ જગાને—હિંદુ લોકો **કાશી**ને માને તેવી પવિત્ર માનવી એવું કહ્યુંછે. દમ લેવો એટલે શ્વાસ લેવો–થાક ખાવો એ ઉપરથી આ જગાને હાલ દમદમ કહે છે, કારણ કે અહીં ગુરૂએ વિશ્રામ લીધો હતો. ત્યાં **સીખ** લોકોનું મધ્ય થાનક છે અને **ગુરમુખી**ભાષાના સહુથી ઉત્તમ લખનારાઓ અહીં મળી આવે છે. એજ રાજ્યમાં **ભાટીંડા** નામનું બીજું શેહેર પણ ગુરૂનું એક દમદમ કહેવાય છે. આ શેહેરની પડોસમાં પોતે કેટલોક વખત રહ્યો. અહીંઆં એની કીર્તિ અને સત્તા દિવસાનુદિવસ **વધ**તી જતી હતી.

ગુરૂગોવિંદસિંહ જ્યારે આ જગાએ રહેતો હતો, ત્યારનો હેવાલ સાખીઓમાં લખાયોછે; તે ઘણોજ મનોરંજક છે. અલબત ધર્મ ભોળપણને લીધે અતિશયોક્તિ તો છે, પરંતુ એ અતિશયોક્તિ બાદ કરતાંએ ચિત્ર સાધારણ રીતે યથાર્થ છે એમ કબુલ કરી શકાય, તે એ કે **ગુરૂ ગોવિંદસિંહ** એક રાજાની માફક રહેતો હતો, અને પોતાની ઉદારતા ,અને સખીપણાને લીધે અનુયાયીઓને આકર્ષણ કરતો હતો. ચમત્કાર કરે તેજ ખરો

પેગંબર કહેવાય છે. એની પાસે પણ એ વિશ્વાસ ઉત્પન્ન કરવાનું સાધન નહોતું એમ નહિ. એ સાખીઓ ગુરૂ ગોવિંદસિંહના કરેલા ચમત્કારોનાં વર્ણનોથી ભરપૂરછે. એણે વાંઝીઆઓને છોકરાં આપ્યાં છે, ભૂત કાઢયાંછે, ગામોમાંથી રોગને હઠાવી કાઢયો છે, ખારૂં પાણી પીવા જેવું મીઠું બનાવી દીધુંછે, દગાખોર આદમીને ઓધે ઉતરે એવાં અને પ્રાણહારી રોગ કરી સજા કરીછે અને મરી ગયેલાંઝાડો પર પાંદડાં ને મહોર આણ્યાં છે. એક વખતે કેટલાક હિંદુ અનેમુસલમાન મળીને એના ઘોડા ચોરવા આવ્યા; આ લોકો એકદમ આંખે આંધળાજ થઇ ગયા; વળી એકવાર એક મોજણીદાર જેને કોઇ સીખના ખેતરનો ઢાળ કરવા મોકલ્યો હતો, તેને તેનું ગણિત એવું ભુલાવી દીધું કે એણે ગુરૂની સત્તા કબુલ કરી અને પોતે સીખ ધર્મ અંગીકાર કર્યો.

ગોવિંદસિંહ જે મોટાઇથી રહેતો હતો, તેને માટે ઘણા જૂલમથી નાણાં ઉઘરાવવાની જરૂર પડતી. એના મસંદો એટલે હાથ નીચેના ગુરૂઓ શહેનશાહતના કર ઉઘરાવનારાઓને ઠેકાણે આવ્યા. અને એઓ ઘણાજ લોભી હતા, તેમજ લોકો પાસેથી જબરાઇથી નાણાં કઢાવતા. આણે કરીને ઘણો અસંતોષ ફેલાયો હતો; ઘણાક તો સામા થતા. આમ હોવાથી ગોવિંદસિંહને મસંદોની જગાજ કાઢી નાંખવાની ફરજ પડી. અહીંથી ગોવિંદસિંહ પોતાને ઘેર આનંદપુર ગયો. વાટમાં સરહિંદ આવ્યું. અહીં અગાડી એના બે પુત્રનાં ઘાતકી રીતે ખુન કરવામાં આવ્યાં હતાં. આ ખુનના વેરમાં સરહિંદનો નાશ કરી નાંખવાને તત્પર થઇ ગયેલા પોતાના મતાનુયાયીઓને સમજાવતાં ગોવિંદસિંહને મહા મુશીબત પડી. પરંતુ એણે પોતે એ શેહેરને શ્રાપ દીધો, અને પોતાના ધર્મના લોકોને આજ્ઞા કરી કે

દરેક **સીખે** ગંગા સ્નાને જતાં કે ત્યાંથી આવતાં જ્યારે જ્યારે જાત્રામાં **સરહિંદ** થઇને જવાનું થાય ત્યારે **સરહિંદ**ના કોટમાંથી બબ્બે ઈંટ લઇને **સતલજ** અગર **જમના** નદીમાં નાંખવી. આ પ્રમાણે ન કરે તો તેની જાત્રા નિષ્ફળ જશે; અને પવિત્ર નદીના સ્નાનથી કાંઇ પણ લાભ થશે નહિ. હાલ પણ જેજે **સીખ** પગપાળા જાત્રાએ જતાં **સરહિંદ** અગાડીથી જાયછે, તે આ આજ્ઞા પ્રમાણે વર્તે છે; પરંતુ રેલવે થવાથી આવા જાત્રાળુઓની સંખ્યા ઘણી ઘટી ગઇ છે. **સરહિંદ**નો મોટો ભાગ ખંડેર અને છારાંના ઢગલાઓથી ભરેલો છે. હું અહીં કેટલીક વાર ફરવા ગયોછું; અને આ જગા મને ખરેખાત શાપિત થયેલી હોય નહિ! એવી લાગી છે.

કેટલાક કાળ પછી **ગોવિંદસિંહે બહાદુરશાહ**ની નોકરી લીધી. આમ કરવાનાં કારણ ખુલ્લી રીતે જણાયાં નથી. એનું આ કૃત્ય, એના પોતાના બોધ, તેમજ અત્યાર સુધીનાં વર્ત્તનની વિરૂદ્ધ તો છેજ. આમ કરવાનાં શા કારણો હતાં, તે જણાયાં નથી. વખતે પોતાનાજ **સીખ** લોકોને લઇને **બહાદૂરશાહ**ને મદદ કરવાનું એણે માથે લીધુ હોય, અને એનો હેતુ આમ કરવામાં પોતાની ઘણી બંડખોર ચાલને લીધે ઉપજેલા વહેમ દૂર કરવાનો, તેમજ મુસલમાન પાદશાહ તરફથી થતી ધર્મ સંબંધી સતાવણી થોડી વાર બંધ પાડવાનો પણ હોય. ગમે તેમ હોય, પરંતુ પોતાના **સીખ** લોકોને લઇને એ મુસાફરી કરતો દક્ષિણમાં ગયો. દક્ષિણમાં એને કેટલાક **અફઘાનો**એ મારી નાંખ્યો. એ લોકોના એક સગાને એણે ગુસ્સાના આવેશમાં મારી નાંખ્યો હતો. આ પ્રમાણે ઈ. સ. ૧૭૦૮ માં **ગોદાવરી**નદીને કિનારે **નાદેર** કરીને ગામમાં અડતાલીસ

વર્ષની ઉમ્મરે **ગુરૂ ગોવિંદાસ**ંહનો કાળ થયો. **સીખ**લોકો આ જગાને* **અબચલ** નગર કહે છે; અને પ્રતિવર્ષે ઘણા **સીખ**લોકો ગુરૂની સમાધની જાત્રાએ જાય છે.

ગુરૂ ગોવિંદનો મત સમજવા સારૂ **નાન**કે નિરૂપણ કરેલા લો લોકના સિદ્ધાંતો વિષે થોડું વિવેચન કરવું જરૂરનું છે. જેવી રીતે **મુસલમાનો** અને ખ્રિસ્તિઓ પોતાનાં ધર્મ પુસ્તક ખાસ ઇશ્વર પ્રણિત છે, એમ માને છે; તેવીજ રીતે **સીખ** લોકો પણ આદિ ગ્રંથને ઇશ્વર પ્રણિત માને છે. તથાપિ **નાનક** અને તેની પછી થયેલા ગુરૂઓનાં પુસ્તકો **ગુરૂ અર્જુને** એકઠાં કર્યાં છે, તેમાં કશું એવું તેમણે પોતે કલ્પેલું અને નવું જણાતું નથી, કે આદિ ભક્ત **કબીર** જેવા સાધુઓના ઉપદેશપર પંજાબી **હિંદુઓએ** લક્ષ આપ્યું તેથી વધારે લક્ષમાં લેવા લાયક તે હોય. **નાન**કે પોતાના ઉપદેશની સૂચના ઘણી ખરી એ સાધુઓમાંથી લીધી છે. આદિ ગ્રંથના સિદ્ધાંતો **હિંદુ**મતના પ્રથમના અને શુદ્ધ રૂપના ગુહ્ય સિદ્ધાંતો કરતાં સહજ જૂદા પડે છે. **નાનક** જાતે ગુહ્ય સિદ્ધાંત વાદી હતો. અને પોતાની જીંદગીનો ઘણો વખત એણે સંન્યાસ અવસ્થામાં ગાળ્યો હતો. એના વિચાર **ગુરૂ ગોવિંદ**ની પેઠે રાજકીય ન હતા. એના વિચાર તો માત્ર નીતિ સંબંધીજ હતા. વધારે ઉચ્ચ મત સાથે વધારે પવિત્ર નીતિનો બોધ કરવો અને **હિંદુ** ધર્મની અધમ અવસ્થા થઇને તેમાં જે અનેક દેવ દેવી-

* અબ અને ચલ, ચાલવાનું નગર; એવી વ્યુત્પત્તિ ધારીને **સર લેપલ ગ્રીફીન** અબચલ નગરનો અર્થ નિર્ગમનનું શેહેર-જ્યાંથી ગુરૂ પરલોકમાં ગયો એવો કહે છે. પણ એ શબ્દ અવિચળ નગર એમ લાગે છે.

ઓની ઉપાસના અને વહેમ ઘુસી ગયો હતો, તે કાઢીને તેની સુધારણા કરવી, એજ એનો ઉદ્દેશ હતો. **નાનક** ઉત્તમ પંક્તિનો અને ખરેખરો સુધારક હતો. એણે બોધેલો **સીખ** પંથ–આદિ ગ્રંથની ન સમજાય એવી અને અતિશયોક્તિવાળી ભાષા છતાં પણ સુધરેલી દુનિયાના ફીલસુફી ભરેલા ધર્મોમાં ઉંચી પદવીને યોગ્ય છે; કારણ કે એની અંદરની ઉદાર કલ્પના અને રહેણી કરણીના નિયમો અને સાંસારિક બાબતો લક્ષમાં રાખી તે રચેલો છે.

**નાનક**ના લક્ષણ અને ઉપદેશમાં એવું ઘણું છે કે જેથી અભ્યાસીને મહાન બૌદ્ધ સુધારકનું સ્મરણ થાય. એ **બુદ્ધે** મનુષ્યજાતિના કલ્યાણાર્થે કરેલી સેવાની અને તેના મતના જ્ઞાનોદ્દીપનની ભારે અસર દુનિયાની વસ્તીના ચોથા ભાગપર પસરી છે.

**ગુરૂ નાનક**ના સિદ્ધાંતમાં ઇશ્વરનું ઐક્ય એ મુખ્ય બાબત છે. ઇશ્વર એક છે, એના જેવો બીજો કોઇ નથી. એના ગ્રંથમાં એ કહે છે કે, 'હું બીજો કોને કહું? બીજો તો છેજ નહિ. એ નિષ્કલંકી અદ્વિતીય સઘળે વ્યાપેલો છે." આજ વિષય ઉપર **હિંદુ** અને **મુસલમાન**ના મતની એકતા પણ સ્વીકારી છે. એ કહે છે કે, "ઇશ્વર જાણવાના બે (**હિંદુ** અને **મુસલમાન** ધર્મ) રસ્તા છે. પણ ઇશ્વર તો એકજ છે" **બ્રહ્મ**, **હરિ**, **રામ**, **ગોવિંદ** અગર ગમે તે નામથી કહીએ તોપણ ઇશ્વર અતર્ક્ય, અદૃશ્ય, અજન્મ અને સનાતન છે. માત્ર એનેજ અસ્તિત્વ છે; એ સઘળી વસ્તુઓનું આદિ કારણ છે, એ સઘળી કુદરત અને માણસો બધાનું બીજરૂપ છે; સઘળું એનામાંથી વિસ્તાર પામ્યું છે. જેવી રીતે **ડા. ડારવીન** ઉત્તરોત્તર ઉદ્ભેદ તથા ફેરફાર વડે પ્રાણિજાતિઓની ઉત્પત્તિ સમજાવે છે, તેવીજ રીતે નાન-

કનો સિદ્ધાંત પ્રકૃતિ સર્વશક્તિમાને શૂન્યમાંથી ઉત્પન્ન કરી એમ ન કહેતાં પ્રકટ કરેછે કે સર્વશક્તિમાનના પોતાના તત્ત્વના અનંત ભાગ થઈ જવાથી અનેક રૂપ થયાં છે. આ મત એ વેદાંત છે. આદિ ગ્રંથમાં આ વેદાંત મત ઉચા એકેશ્વર મતની સાથે ને સાથે ઠેકાણે ઠેકાણે પ્રબોધેલો છે. કોઈ જગાએ વેદાંત તો કોઇ જગાએ એકેશ્વર મત આગળ પડતો જણાય છે. પરંતુ સાધારણ રીતે કહી શકાય કે આદિ ગ્રંથમાં સઘળું ચેતનાચેતન જગત ઇશ્વરનુંજ બનેલું છે, ઇશ્વરનેજ માત્ર અસ્તિત્વ છે, અને ઇશ્વર વગર બીજા કશાનું અસ્તિત્વ ન હોઇને તે રહી શકતુંજ નથી, એવું કહેલું છે. ઇશ્વરના સિવાય કુદરત એ માત્ર પડછાયો, માયા અને મૃગજળ જેવી છે. ગ્રંથને ૬૬૫ મે પાને કહ્યું છે કે—

૧. "એક ( ઇશ્વર ) અનેકમાં પસરી રહ્યોછે, અને તે સર્વે જગાએ પૂર છે. હું જ્યાં જ્યાં જોઉછું, ત્યાં એજ દેખાયછે."
"માયાના મોહક મૃગજળથી દુનિયા ભ્રાંતિમાં પડી લોભાય છે. કોઇ વિરલાજ ખરૂં સત્ય સમજેછે."
"સઘળું ગોવિંદમય છે. એના સિવાય બીજું કાંઇ નથી. જેમ સાત હજાર મણકાની આખી માળા પરોવેલા એક દોરાને આધારે રહે છે, તેમ ઇશ્વર લંબાઇમાં ને પ્હોળાઈમાં સઘળે છે."

૨. "પરપોટા ફીણ અને મોજું કાંઇ પાણીથી જૂદાં થતાં નથી."
"આ જગત મહાન બ્રહ્મની રમત છે, એ સઘળે રમી રહ્યો છે, એ એકજ છે, બીજો થઇ જતો નથી."

વળી ગ્રંથમાં જ્યાં એકેશ્વર વાદ વિશેષ છે ત્યાં ઇશ્વિરને—પોતે

બનાવેલી અને પોતાનામાંથી નિકળેલી સઘળી વસ્તુઓથી પરછે, એવો પણ વર્ણવેલો છે. જગતમાં વ્યાપ્તમાન માયાથી ઇશ્વર લિપ્ત થતો નથી, અને જળમાં છતાં તેથી ભિન્ન કમળવત્ રહેછે. ગ્રંથમાં મૂર્તિ પૂજાની વાત અનેક-દેવતા-વાદના પરિણામે આવેછે. ત્યારે માયાથી અદૂષિત ઇશ્વર અદ્વિતીય છે, એ સિદ્ધાંતની પ્રશંસા કરીને હિંદુ પૌરાણિક ઘણા દેવના અસ્તિત્વનો નિષેધ કર્યો છે. પરંતુ **ના**નકે સ્પષ્ટરીતે હિંદુના પૌરાણિક તેત્રીશ ક્રોડ દેવતાનો મત ખોટોછે એમ કહ્યું નથી. તથાપિ એ સઘળા દેવતા બીજી બધી વસ્તુઓની પેઠે એક મહાન ઇશ્વરમાંથી ઉત્પન્ન થયેલા છે, અને તેના કરતાં ઘણાજ ઉતરતા દરજ્જાના છે, એમ બોધ કર્યો છે. **ના**નકે આ દુનિયામાં માણસોનું મુખ્ય કર્ત્તવ્ય જન્મ મરણથી છૂટવાનો પ્રયત્ન કરવાનું છે, એમ કહ્યું છે. હિંદુઓ અને **સી**ખ લોકોને સરખી રીતે મુખ્ય ભય પુનર્જન્મનો છે.

હિંદુ ધર્મનો મત એ છે કે દુનિયામાં કરેલાં સારાં નરસાં સઘળાં કર્મનો બદલો મળે છે. જેઓ સદાચરણી હોય છે, તેઓ પોતાનાં સુકૃત્યનાં ફળ ભોગવી તે પુરાં કરે ત્યાં સુધી સ્વર્ગ સુખ પામે છે. ત્યાર પછી એવા સુકૃતી પુરૂષો પૃથ્વીપર મનુષ્ય દેહમાં ફરી આવે છે; અને સારામાં સારી સ્થિતિમાં અવતાર લેછે. અહીં અગાડી કરેલા ધર્મ પ્રમાણે તેમનો ભવિષ્યનો અવતાર નિર્માણ થાય છે. આ પછી પુનરપિ જન્મ અને પુનરપિ મરણ અસંખ્યવાર થાય છે. જો દુનિયાપર કુકર્મ કર્યાં હોય, અગર દુનિયાની લલુતામાંજ ભવ ગાળ્યો હોય, તો તે પ્રાણી નરકમાં નંખાય છે. ત્યાં દીર્ઘકાળી શિક્ષા ભોગવ્યા પછી તે પાછો લક્ષ ચોર્યાશીમાં પડે છે, અને કોઇ પ્રાણીનો અવતાર લેછે. કર્મના પ્રમાણમાં સારા અથવા ક્ષુદ્ર પ્રા-

ણીનો અવતાર ધારણ કરવો પડેછે. સહુથી વધારે નઠારાં કર્મ કર્યાં હોય તેને બહુજ અધમ પંક્તિના પ્રાણી બનવું પડે છે. આ પ્રમાણે લક્ષ ચોર્યાશીમાં અવતર્યા અને મુઆ પછી આખરે મનુષ્ય દેહ ધારણ કરે છે; અને સત્કર્મ કરવાનો લાગ મળેછે, અને પૂર્વના દુષ્કર્મ ધોઇ નાંખી શકે છે. વળી ગ્રંથમાં એમ છે કે પોતાનું વર્તન કેવું રાખવું, એ કોઇ પણ માણસના હાથમાં નથી. બધું કર્માનુસાર થાયછે. વિધાતાના લેખ કપાળમાં લખાયલા છે; અને એજ પ્રમાણે બધું થવાનું. પૃથક્ સ્વતંત્ર બુદ્ધિ છેજ નહિ, અને આત્મા ઘણોએ સત્કર્મ કરવાનું ઇચ્છતો હોય, પરંતુ એ માયાથી ઘેરાઇ ગયેલો છે, અને માયા એને અવળેજ રસ્તે દોરે છે. ગ્રંથમાં કહે છે કે દરેક માણસના આત્મામાં સદ્ગુણ (સત્વ), મનોવિકાર (રાજસ્) અને અજ્ઞાન (તમસ્) એ ત્રણમાંથી એકાદ બીજાં એથી આગળ પડતું હોયછે. ત્રણમાં જે પ્રબળ હોય છે, તેના ઉપરથી તે માણસનું આ દુનિયાપરનું વર્તન તેમજ પરલોકની સ્થિતિ નક્કી થાયછે.

આ પ્રમાણે હમેશ મન અગાડી રહેલા ભયનું મૂળ જે જન્મ-મરણ, તેનાથી છોડાવવાની શક્તિને લીધે **સીખ** પંથમાં ઘણા શિષ્યો ભેળવવાના હતા, અને એ ધર્મ મજબુત કરવાનો હતો. **રોમન કૅથોલિક** વિશ્વાસીઓ માનેછે કે સ્વર્ગ અને નર્કનાં બારણાની કુંચીઓ **સેંટપીટર** નામના સંતના કબજામાં સોંપેલી છે. અને **રોમનું** ધર્માસન **સેંટપીટરનું** સ્થાપેલું હોવાથી એ કુંચીઓ એ ધર્મના આચાર્યના હવાલામાં છે. એ ધારણાને લીધે એ ધર્મ કાયમ રહ્યો છે અને ઘણાં માણસો એ ધર્મ તરફ આકર્ષાયછે. એજ પ્રમાણે **સીખ** ગુરૂ જન્મ મરણથી છોડાવી શકે છે, એમ તેનું કહેવું **સીખ** લોકો માને છે, અને એથીજ ઘણા માણસો એ ધર્મ તરફ

ખેંચાય છે. ફિરોઝપુરના રણમાં જ્યારે ગુરૂ ગોવિંદસિંહને પાદ-શાહી લશ્કર જોડે લડાઈ થઇ, ને એની હાર થઇ હતી, ત્યારે એણે સઘળા શિષ્યોને કહ્યું હતું કે જેઓ આ લડાઇમાં પડશે, તેઓ સઘળાને મુક્તિ મળશે; અને આ પ્રમાણે મળેલી મુક્તિના સંભારણા દાખલ એ જગાએ એક શેહેર અને તળાવ બાંધવામાં આવ્યું છે. આ જગા મુક્તસદ કહેવાય છે, અને હાલપણ **સી**ખ લોકોનું માનીતું યાત્રા સ્થળછે.

**સી**ખ પંથવાળા માનેછેકે જેમને ગુરૂએ **સી**ખ ધર્મમાં યોગ્ય રીતે દાખલ કરીને પોતાના ખાસ માણસો તરીકે પસંદ કર્યાછે, અને જેમને ઇશ્વરનું પવિત્ર નામ લેવાની ખરી રીત બતાવી છે, તેઓજ માત્ર સર્વ શક્તિમાન હરિના નામોચ્ચારણથી જન્મમરણના સામાન્ય ભયથી છુટીને મુક્તિ પામશે. કર્મવાદીના અભિપ્રાય પ્રમાણે ગુરૂની આવી કૃપા જેના નસીબમાં મુક્તિ પામવાનું લખ્યું હોય તેના પરજ થાય છે. **સી**ખ ગ્રંથમાં આવો કર્મવાદ બહુ વિસ્તારથી વર્ણવ્યો નથી; કાંકે એનાવડે ગુરૂની પોતાની સત્તામાં થોડી ઘણી ખામી આવે છે. જે માણસના નસીબમાં મુક્તિ પામવાનું લખ્યું નથી હોતું, તેને ગુરૂ મુક્તિ આપી શકે નહિ, અને જેના નસીબમાં હોય તેને મુક્તિ મળેજ.

પરંતુ **સી**ખ લોકોને બહુધા એવો બોધ કરવામાં આવતો કે ધાર્મિક આચરણોથી અને ધીરજથી ગુરૂનો બોધ ગ્રહણ કરવાથી મનની વૃત્તિ સદાચરણ તરફ વળેછે. અને એ રીતે સત્કર્મ કરવાની છૂટ મળે છે અને તેથી કરીને મનુષ્ય ઇચ્છાથી વધારે બળવાળું જે કર્મ તેની ગતિ પણ ટાળી શકાય છે. આ સિદ્ધાંતો પરસ્પર વિરૂદ્ધ છે. યૂરોપમાં **સ્વી**ડનના ધર્મ સુધારક **કા**લ્વિનનાં સિદ્ધાંત પણ

એવાંજ હતાં, એમાં પણ પ્રથમથી નિર્માણ કર્મ અને પ્રથમ બુદ્ધિ એ બન્નેમાં આવીજ વિરૂદ્ધતા હતી. માણસને આસપાસ આખા વિશ્વના બંધારણમાં પ્રબળ અને અનિવાર્ય કર્મબદ્ધતા ઘેરી 'રહેલી લાગે છે તેમાંથી બચી જવાને તે કેવો આતુર હોયછે, તેજ માત્ર આ વિરોધી સિદ્ધાંતોથી જણાયછે.

ગ્રંથનો સૌથી મહત્વનો સિદ્ધાંત એ છેકે કે ગુરૂને માન આપવું અને એની આજ્ઞા પાળવી; સંતોને માન આપવું, અને તેમની પૂજા કરવી; નહાવું, ભિક્ષા આપવી, અને માંસાહાર ન કરવો એવી આજ્ઞા ગ્રંથમાં છે. વળી નીતિ બોધ એ છે કે જૂઠું ના બોલવું, પરસ્ત્રી કે પરપુરૂષ ગમન ન કરવું, કોપ ન કરવો, લોભ ન રાખવો, સ્વાર્થી ન થવું અને અશ્રદ્ધાળુ ન થવું: એવું પણ એમાં કહ્યું છે. કુટુંબને માથે અને દુનિયાના વ્યવહારમાં રહેલા ગૃહસ્થની સ્થિતિ સહુથી વધારે માનવંત છે એમ **નાનકે** કહેલું છે. સંસાર ત્યાગ કરવાથી વિશેષ સાધુતા સંપાદન કરાય એ મત વિશે તેણે બહુ સખ્ત રીતે ઉપદેશ કર્યો છે. બાહ્ય આચરણોમાં અને ધર્માચારનો સ્વીકાર કરવામાંજ ખરે ધર્મ રહેલો નથી. પરંતુ ખરો ધર્મ મનની સ્થિતિમાં રહેલો છે. જંગલોમાં અગર મઠોમાં એકાંત વાસ કરીને રહ્યા કરતાં કુટુંબમાં રહીને સંસારના ધર્મ બજાવતાં છતાં માણસો ધર્મના રહસ્યનો વિચાર કરી શકે છે, એવું **નાનકનું** કહેવું છે. એ ખરૂં છે કે **સીખ** લોકોનાં કેટલાંક સાધુ મંડલોએ પાછળથી **નાનકનો** ઉપદેશ ભંગ કર્યો. એ મંડળોમાં સહુથી વધારે સંખ્યા ઉદાસી અને **અકાળી** સાધુઓની હતી, પરંતુ એ લોકો **નાનકના** મૂળ સિદ્ધાંતની વિરૂદ્ધ થોડા ઘણા ગયેલા ગણાયા છે. **નાનક** અને **ગોવિંદસિંહ** બન્ને

જણાતો પ્રતિપાદન કરેલો **સીખ** પંથ સંસાર વ્યવહારને અનુકૂળ ઘણોજ આવે એવો છે.

જો કે આદિ ગ્રંથ **બ્રાહ્મ**ણોની વિરૂદ્ધ છે, અને તેમની સત્તાનો તેમાં કેવળ અનાદર કર્યો છે, અગર તેને લેખવીજ નથી, તોપણ જાતિભેદ ક્હાડી નાખવાનું **ના**નકે છચોક કહ્યું નથી. આમ છતાં પણ **ના**નકનો બોધ સઘળાં મનુષ્યને સરખાં ગણવાનો હતો; અને તેણે કાંઇ પણ ભિન્નાભિન્નતા સિવાય સઘળી વર્ણમાંથી પોતાના શિષ્યો કર્યા હતા. **ના**નકની પછી થયેલા **ગુરૂ**ઓના મતમાં અને **ના**નકના મતમાં ઘણોખરો કાંઈ તફાવત નહોતો. તેઓએ ધર્મમાં અગર સાંસારિક રહેણી કરણીમાં કાંઇપણ અગત્યનો ફેરફાર કર્યો નથી. માત્ર **ગુરૂ ગો**વિંદસિંહના વખતમાં ફેરફાર થયો. **ગુરૂ** ગોવિંદે સીખ ધર્મમાં ઘણો ફેરફાર કર્યો, અને નવી સ્થિતિનો આરંભ કર્યો. **સી**ખ લોકો અગાડી જતાં જે લડાયક પ્રજા બન્યા, તેમ થવામાં **ના**નકની આજ્ઞા કરતાં **ગુરૂ ગો**વિંદના પ્રયત્નની અસર વધારે થઈ.

અમે અગાડી કહી ગયા છીએ કે, **ગો**વિંદસિંહનું વલણ **ના**નકના શુદ્ધ વેદાંત મતના કરતાં **પૌરા**ણિક દેવતા તરફ વધારે હતું, છતાં પણ જ્યારે **આ**નંદપૂરના **સો**ઢીઓએ મશ્કરીમાં તથા તિરસ્કારમાં તેને પોતાનો નવો ગ્રંથ લખવાનું સૂચવ્યું, ત્યારે એને પોતાની પૂર્વે થઇ ગયેલા મહાન ગુરૂના સિદ્ધાંતપર હુમલો કરવાનું ઠીક લાગ્યું નહિ; એનો ઉદ્દેશ માત્ર **સી**ખ બળનો જમાવ કરવાનો અને એ લોકોને **હિં**દુ ધર્મથી તદન જૂદા પાડવાનો હતો, કે જેથી એઓ **મુસલ્**માન સામે વધારે અસરકારક રીતે બાથ ભીડી શકે. બ્રાહ્મણોપદિષ્ટ ધર્મનું બંધારણ મુખ્યત્વે જાતિભેદ ઉપર રહેલું છે,

માટે સૌથી પહેલું પગલું જાતિભેદનો નાશ કરવાનું ભર્યું. આથી સ્વાભાવિક રીતે બ્રાહ્મણો એના ઉપર ગુસ્સે થયા, તેમજ બીજા ઉંચી વર્ણના લોકોમાં પણ એ અપ્રિય થયો, અને એનો ભરોસો ઓછો થયો; કેમકે જે વર્ણના લોકોને એ લોક છેક ઉતરતા અને અધમ ગણાતા, તે લોકોને સીખ ધર્મમાં દાખલ કરવાથી તેઓ એમના સમાન થતા; આ પ્રમાણે પરાપૂર્વથી ચાલતા આવેલા અધિકાર ઓછા થવાને લીધે અગર સમૂળગા જતા રહેવાને લીધે ઉંચી વર્ણના લોકને એવી લાગણી થાય એ સ્વાભાવિકજ છે. નાનકનો આચાર પણ આવો હતો. પરંતુ તેણે એ આચારને ઘણો અગત્યનો ગણ્યો નહોતો. આને લીધેજ નાનકના પંથમાં ઉંચી વર્ણના લોક દાખલ થતાં અચકાતાં હતા. ગુરૂ ગોવિંદે તો આ આચાર સિદ્ધાંત–જાતિ બંધન તોડી નાંખવું એ–ખાસ અગત્યનું છે, એમ ઠરાવ્યું હતું.

પોતાના મતાનુયાયીઓને હિંદુઓથી જૂદા પાડવાને ગુરૂ ગોવિંદે જે બીજાં વચનો કહ્યાં છે તે વિસ્તારથી વર્ણવવા જેવાં નથી. એ વચનો મુખ્યત્વે ખોરાક, પોશાક અને પૂજનના વિધિ સંબંધી છે. બધા સીખ લોકોએ વાદળી પોશાક પેહેરવો, એવું ફરમાન છે; એ રીવાજ હાલ અકાળી સિવાય બીજામાં ઘણા વખતથી બંધ થએલો છે. તેમણે તરવાર રાખવી; એ પણ એક આજ્ઞા છે. તેમજ બીજી પાંચ બાબતો રાખવી. આ પાંચનાં પંજાબી નામ क થી શરૂ થાય છે માટે પાંચ क કાર રાખવા. ૧ કેશ. સીખ લોકોએ વાળ અને દહાડી રાખવી, કાપવી નહિ. ૨ કાંડા કટારી. ૩ કાંગા ( કંગીઓ ) ૪ કરા. ( લોઢાનું કંકણ ) અને ૫. કછી ( ઘુંટણ સુધી આવે એવું ) ચોરણો પેહેરવો હિંદુઓ ધોતીઆં પહેરે છે, તેમનાથી જૂદા દેખાવાને માટેજ એ છેલ્લો નિયમ છે. વળી સીખ

લોકોએ તમાકુ પીવી નહિ. *બધે ઠેકાણે હિંદુઓ તમાકુ પીએ છે; માટે આ રીવાજ બંધ કરતાં બહુ મહેનત પડી હશે. અને એનાથી સારી અસર તો થઇજ નથી. સીખ લોકો આથી તમાકુના કરતાં વધારે નુકશાનકારક વ્યસનો કરે છે. એઓ અફીણ અને ભાંગ પીએ છે. મધ્ય એશિયાના ઝનુની મુસલમાનો ઉપર પણ તમાકુના આવાજ પ્રતિબંધની આવીજ ઉલટી નુકસાનકારક અસર થઈ છે.

દીકરાઓને દૂધપાતી કરવાના ચાલનો પણ પ્રતિબંધ કર્યો હતો. જેઓ આ પ્રમાણે દીકરીઓને મારે, તેઓને શ્રાપિત ઠરાવ્યા હતા. ગુરૂ ગોવિંદસિંહના વખતમાં તેમજ છેક પંજાબને બ્રિટિશ સરકાર ખાલસા કર્યું, ત્યાં સુધી રજપૂત વગેરે જેઓને દીકરીઓ વરાવવામાં ઘણી મુશીબતો પડતી, એવી ઉંચી નાતોમાં આ રીવાજ ઘણોજ હતો. જમુના મહારાજા ગુલાબસિંહ જે રજપૂત કુટુંબના છે, તેનીજ વાત દાખલા તરીકે બસ થશે. આ કુટુંબમાં દીકરીઓને હમેશ મારી નાંખતા; છેક ઇ. સ. ૧૮૭૧ માં મહારાજાની પૌત્રી જસવાલ પ્રાચીન કુટુંબના કુંવર સાથે ઘણીજ ધામધુમથી પરણી, ત્યાર પહેલાં એ કુટુંબથી દીકરીનાં લગ્નનો દાખલો જણાતો નથી. ગુરૂ ગોવિંદની મના છતાં પણ ઘણા કાળ સુધી સીખ લોકોમાં દીકરીઓની હત્યા કરવાનો રિવાજ છેક સાધારણ હતો. હાલ પણ પંજાબમાં એવા સીખ કુટુંબો અને મુખ્યત્વે કરીને ધર્મ ગુરૂઓનાં કુટુંબો છે, કે જેમનામાં દીકરીઓની હત્યા કરવાનો રિવાજ ચાલુ હોય એમ શક જાયછે, પરંતુ સાધારણ રીતે ઇંગ્રેજોની સત્તાથી આખા પંજાબમાંથી આ નાશ

* ઉંચી વર્ણના હિંદુઓ પીતા નથી.

રહ્યાઇ ભરેલો નઠારો રિવાજ નાબુદ થયોછે. **સીખ** લોકોને કન્યાવિક્રય કરવાનો રિવાજ પણ વર્જ્ય કર્યો હતો. તો પણ ઘણા માણસો છાના માના પૈસા લેતા અને આ પ્રતિબંધનું ઉલ્લંઘન કરતા.

સાધારણ રીતે ( કસાઇને ઘેર ) મારેલા જાનવરનું માંસ ખાવાની **સીખ** લોકોમાં મના હતી. ખાવામાં જનાવરોને તરવારના એકજ ઝટકાથી મારવાં એવી આજ્ઞા હતી. જોકે ગ્રંથમા **ગોમાંસ** ખાવાની ખાસ મનાઇ નથી, પરંતુ પરાપૂર્વથી ચાલ્યો આવેલો રિવાજ જતો રહેવો ઘણોજ મુસ્કેલ હોય છે. એથી કરીને સાધારણ હિંદુઓની પેઠે **સીખ** લોકો પણ ગાયને પવિત્ર પ્રાણી માને છે. સીમાડા ઉપર જે દરોડા પડતા, તે વખતે હારેલા મુસલમાનો દાંતે તરણું લઇને **સીખ** લોકોને—'અમે તમારી ગાય છીએ' એમ કહેતા. **સીખ** લોકો એથી એમને મારતા નહિ. **સીખ** લોકો મુસલમાનોને ઘણાજ ધિક્કારતા. પોશાકમાં મુસલમાનો જેવા ન દેખાવા સારૂજ **સીખ** લોકોએ ટોપી ન પહેરવી એવી આજ્ઞા છે. અધર્મ શત્રુઓ જોડે લઢવું, અને એઓ હારીને શરણે આવે, તો પણ તેમને જીવતા જવા દેવા નહિ, એમ ધર્મની આજ્ઞા છે. તેમજ મૂળ **સીખ** ધર્મથી ફૂંટાયલા **સીખ** જૈન અને જોગીઓ એમને પણ શ્રાપિત ગણ્યા છે.

આ સિવાય બીજુ આમ કરવું અને આમ ન કરવું એવી નાની નાની આજ્ઞાઓ છે. એમાં સૌથી અગત્યની એ આજ્ઞા છે કે **સીખ** લોકોએ દરરોજ ગ્રંથ વાંચવો. આ આજ્ઞાનો અમલ થવો અશક્ય હતો, કેમકે સાધારણ રીતે **સીખ** લોકો અભણ હતા. એઓ ગ્રંથીઓ એટલે ગ્રંથ વાંચનારાની પાસે ગ્રંથ સાભળવા જઇનેજ સંતોષ માનતા. અગર તો ગ્રંથનો અમુક ભાગ પોતાને મોઢે કરીને એનો પાઠ કરતા.

ગુરૂ ગોવિંદસિંહના પછી સીખ મતમાં કાંઇ ફેરફાર થયો નથી. પરંતુ અમે બીજે સ્થળે વર્ણવ્યું છે તેમ કાળે કરીને ધર્મક્રિયા વગેરેનાં રીત રિવાજ ધીરે ધીરે ઘસાઇને નબળાં થતાં ગયાં. છેક થોડાં વર્ષ ઉપર સુધારક પંથ ઉત્પન્ન થયો. એમનો આગેવાન રાવલપિંડીનો એક ઉદાસી ફકીર હતો. તેની પછી લુધીઆણા જીલ્લાનો રામસિંહ કરીને સુતાર મોટો આગેવાન થઇ પડયો; ઘણા જુની ચેલાઓ એને આવી મળ્યા. એના શિષ્યો કુકા કહેવાતા. તેઓ જૂદો પોષાક પહેરતા, ઓળખવા સારૂ જૂદી જૂદી ગુપ્ત સંજ્ઞા વાપરતા; અને રાજ્યકીય ટોળી બાંધી રહેતા તેથી બીજા સીખ લોકોથી જૂદા પડતા હતા.

આ લોકોએ મૂળતો ધર્મ સુધારવાની હીલચાલ કરી હતી. સીખ ધર્મમાં ફેરફાર કરીને ગુરૂ ગોવિંદસિંહના વખત જેવી એની હાલત કરવી, એવી એમની ધારણા હતી. જેમ જેમ એ પંથ વધતો ગયો, તેમ તેમ એ લોકોને લોભ પણ વધતો ગયો. છેવટે એ લોકો બ્રિટિશ રાજ્યને તોડી ખાલસાની પુનઃસ્થાપના કરવાનો બોધ કરવા લાગ્યા. આ વખતે હું પંજાબની સરકારનો ચીફ સેક્રેટરી હતો, અને તે વખતે કુકાઓની વર્ત્તણુકથી ઘણીજ ફીકર અને ઉપરોધ ઉત્પન્ન થયાં હતાં. એ લોકો બંડનો બોધ કરતા હતા, તો પણ જ્યાં સુધી એમણે ઉઘાડા ઉઠીને બંડ કર્યું, અને લુધીઆના પાસેના માલેર કોટલાના મુસલમાની કસ્બા ઉપર હુમલો કર્યો, ત્યાં સુધી એમને બીલકુલ છેડયા નહોતા. આ બંડ ઘણી સખ્તાઈથી બેસાડી દીધું હતું, અને પચાશેક ફિતુરીઓને ટુંકી તપાસ કરીને તોપે ઉડાડી મૂકયા હતા. તેજ વખતે સઘળા કુકા સરદારોને એક રાતમાં પકડીને દેશપાર કર્યા હતા. કેટલાકને રંગૂન

કેટલાકને એડન, અને કેટલાક ઓછા મહત્વના હતા, તેમને પંજાબના કેદખાનામાં રાખ્યા હતા. અંબાલાના અધિકારીઓએ બંડખોરોને તોપે ઉરાડી મૂક્યા; એ કામ પંજાબની અને હિંદુસ્તાનની સરકારોએ ઘણુંજ આકરૂં લેખવીને નાપસંદ કર્યું હતું તોપણ તેમણે પોતાની ફરજ ગણીને શુદ્ધ અંતઃકરણથી એમ કર્યું હતું, એમ ઠરાવ્યું હતું. અને ખાત્રી ભરેલી રીતે તાબડતોબ બંડ બેસાડી દેવાની રાજનીતિ ઘણી રીતે અગત્યની છે. એ બધું ગમે તેમ હોય, પરંતુ એટલું તો ખરૂં કે કુકા લોકો એથી કરીને બ્રિટિશ રાજ્યને કાંઇ પણ નુકશાન કરી શકે, એવી રીતે ફરીને સામા થઇ શક્યા નહિ. અને જો કે હાલ કુકાનો સંપ્રદાય તદન નાશ પામ્યો નથી, તો પણ તેમની અનીતિ ભરેલી અને ભેદાભેદ વગરની રીતભાતને લીધે એ પંથ સીખ લોકોમાં સાધારણ રીતે વગોવાયો છે.

ધર્મ સિવાય બીજી બાબતોમાં સીખ લોકો હિંદુ ધર્મશાસ્ત્રને માનતા પરંતુ વળી લગ્ન જેવી કેટલીક ઘણી ઉપયોગી બાબતોમાં તેમના પોતાના રિવાજો જૂદા હતા. આ લગ્નાદિના રિવાજો જૂદા હોવાથી તેમના વારસા સંબંધી ધારા પણ જૂદાજ હતા. દીકરો ન હોય તો વિધવાને વારસો મળે, એવો ધારો માન્ય હતો. પરંતુ તોફાની સમયમાં સ્ત્રીઓ પાસે જમીન હોવાથી ઘણીજ અગવડ પડતી. એવા વખતમાં તકરારનો ફડચો માત્ર તરવારથીજ થતો. અને પુરૂષોએ પોતાની તરવારના જોરે મેળવેલી જમીન સાચવવાની શક્તિ સ્ત્રીઓમાં નહતી. સીખ સ્ત્રીઓમાં તેમની જાતના કેટલાક સદ્દગુણો હતા; અને તેઓએ કેટલીક વખત કારભાર કરવામાં અને ડહાપણમાં પુરૂષોની બરોબરી કરી છે. પતીઆલાનાં રાણી આસકુંવર, અંબા-

લાનાં **રાણી** દયાકુંવર, અને ઘણા કાળસુધી કાન્હૈયાના **રાજ્ય** સમુહની ઉપરી હતી તે માઇ સદાકુંવર એ બધાં **સીખ** સ્ત્રીઓની કાબેલીયતના દૃષ્ટાંતો છે, તોપણ સામાન્ય રીત **સીખ** સ્ત્રીને મળેલી જાગીરો વગેરે એમના યારો પોતાના લાભને અર્થે પચાવી પડતા. વળી બીજો કોઇ વધારે બળવાન હોય અને કબજા માટે એવોજ સબળ હક્ક ચલાવી શકતો હોય તે એના હાથમાંથી જમીન લેઈ શકે તો તેજ પચાવી પડતો. આ હરકત દૂર કરવાને અસલના યાહુદી લોકોમાં જે રિવાજ હતો, તે રિવાજ દાખલ કર્યો હતો; આ રિવાજ તે દીયરવટાનો હતો. વિધવા ઘણું કરીને પોતાના મયત વરના ભાઇઓમાંથી પોતાની ખુશી હોય તેને પરણતી. પરંતુ મોટા ભાઇની મરજી હોય તો ભાભીને પરણવાનો તેનો હક્ક ગણાતો. આ જાતના લગ્નને "ચદ્દર ડાલના" કહેછે. એનો અર્થ ચાદર ઓઢાડવી એવો થાય છે, વળી એને કારેવા (કરીહુઇ) એટલે કે પરણેલી સ્ત્રી; એમ પણ કહેછે. કુટુંબમાં મિલકત રહે એ હેતુથી આ જાતનાં લગ્નો દાખલ કર્યાં હતાં એટલે એ વડે ઉત્પન્ન થયેલાં છોકરાં "સાદી" અગર "બ્યાહ" (વિવાહ) થી ઉત્પન્ન થયેલાં છોકરાંના જેવાંજ ઔરસ ગણાય છે. તેમના અને સાદીથી થયેલાં છોકરાંના વારસાના હક્ક સરખા ગણાય છે. તથાપિ પદવી તથા આબરૂની બાબતમાં "ચદ્દર ડાલના" થી થયેલાં છોકરાં સાદીથી થયેલાં છોકરાંથી ઉતરતાં ગણાતાં. "ચદ્દર ડાલના" ની રીત સુગમતા ભરેલી જણાઇ, લડાઇના હંગામમાં વિશેષે કરીને. કેમકે એવે વખતે સાદીની ધામધુમ અને ક્રિયાઓ કરવાનું બનતું નથી. તેમજ વળી કન્યા ગુલામ અગર લડાઇમાં પકડેલી હોવાને લીધે ધામધુમ કરાતી નથી. આવાં કારણોથી "ચદ્દર

ડાલના" ની રીત ભાઇની સ્ત્રી ન હોય તેવી કન્યાને માટે પણ ચાલુ થઇ. પરંતુ કારેવા સ્ત્રી જો ભાભી ન હોય તો એ અને એનાં સંતાનોની કાંઈ ઝાઝી ગણના થતી નહિ. કારણ કે એ લગ્નનો હેતુ કાંઇ વારસ ઉત્પન્ન કરવાનો નહતો. આવી સ્ત્રીઓ સાધારણ રાખેલી સ્ત્રીઓ કરતાં સહેજ ચઢીઆતી ગણાતી. આવાં લગ્નમાં કાંઇ ક્રિયા ન હોવાને લીધે તે હમેશ શક ભરેલાં લાગતાં અને ઘણી ગુલામડીઓ પોતાના ધણીના મરણ બાદ અમે તો "ચદ્દર ડાલના" રીતે પરણેલાં છીએ, અને તેથી વારસ છીએ, એવા ખોટા દાવા ઉઠાવવા લાગે એ જાણીતું છે. પછી થોડા જૂઠા સાહેદીઓ મેળવ્યા કે થયું. અને આ તરફના દેશોમાં કેવળ જૂઠા સાહેદી મળવા દુર્લભ નથી. મહારાજા ધુલિપસિંહને લાહોરની ગાદીના વારસ તરીકે ગણ્યો, તે પણ આવા પ્રકારનાં મહેલનાં કાવતરાંને લીધેજ હતું. ધુલિપસિંહની મા રણજીતસિંહની માત્ર ગુલામડી હતી

ધણીના ભાઇની મરજી પરણવાની ન હોય તો વિધવા પોતાની મરજીમાં આવે તેને પરણી શકેછે એ સર્વત્ર કબુલ હતું. વિધવાઓ ત્રણ ત્રણવાર પણ પરણે છે એમ પણ લખ્યું છે. આવા ત્રીજી વારના લગ્નને "થેવા" કહેછે.

છોકરાઓને વારસો મળવાની બે જૂદી જૂદી રીતછે. એકને "ચદ્દર બંધ" કહેછે; ફકત માઝ સીખ લોકોમાં એ રિવાજ છે. બીજો રિવાજ માળવા સીખ લોકોમાં ચાલેછે, એ "ભાઇબંધ" કહેવાય છે, ચદ્દરબંધમાં છોકરાની મા હોય તેમની સંખ્યા પ્રમાણે સરખા હિસ્સા પડે છે. "ભાઇબંધ" માં છોકરા પ્રમાણે. ધારો કે એક સીખ વિધવા

મૂકીને મરી જાય, અને એમાંની એકને એક, અને બીજીને ત્રણ છોકરા હોય તો ચદ્દરબંધ રિવાજ પ્રમાણે મિલ્કતના બે સરખા ભાગ પડે. એકના એક છોકરાને અર્ધો, અને બીજીના ત્રણ છોકરા વચ્ચે બીજો અર્ધો, એમ મિલ્કત વહેંચાય. ભાઇબંધ રિવાજ પ્રમાણે મિલ્કતના ચાર સરખા હિસ્સા પડે, અને દરેકને સરખું મળે.

પોતે સીખ ધર્મ અંગીકાર કર્યો હોય તોપણ બ્રાહ્મણ, ક્ષત્રી જેવી ઉચી જાતના હિંદુઓ આવાં લગ્ન કરતા નથી. તેઓ લગ્નમાં હિંદુ ધર્મ પ્રમાણેની જૂની ક્રિયા કરેછે. પરંતુ મૂળ ધર્માનુસારી સીખ લોકો આવા લોકોને જાતબહાર જેવા ગણે છે, અને ઘણી મોટી રકમ મળ્યા વગર તેમને પોતાની દીકરીઓ દેતા નથી. વળી પરણ્યા પછી દીકરીની સાથેનો સઘળો સંબંધ તોડી નાંખે છે, અને જાણે એ મરીજ ગઇ હોય એમ વર્તે છે.

દીકરીઓને અને તેની સંતતિને કોઇપણ વખત વારસો મળતો નથી. આ લોકોમાં દીકરીઓ જુવાનીમાં આવે કે તુરત પરણે છે. આવા જનમંડળમાં દીકરીઓને વારસો મળતો હોય તો મિલ્કત એક કુટુંબના કબજામાંથી બીજા કુટુંબના કબજામાં વહેલી જાય

સતિનો રિવાજ ઉંચી જાતના સરદારોમાં સાધારણ હતો. તેઓમાં વિધવાઓને પુનર્લગ્ન કરવા દેતા નહિ. પરણેલી સ્ત્રીઓ તો શું પણ મરનારની દાસીઓ અને રાખેલી સ્ત્રીઓ પણ એની પાછળ સતિ થતી. રણજીતસિંહના મરણ સમયે *માહતાબ દેવી

* આ સ્ત્રી રજપુત હતી. તે રાજા સંસારચંદ કટોકની અનૌરસ પુત્રી હતી. તે ઘણું કરીને પોતાની રાજીખુશીથી સતિ થઇ

નામની એની સ્ત્રી અને બીજી ત્રણ રાણીઓ સતિ થઇ હતી. રણજીતસિંહના છોકરા મહારાજા ખરકસિંહની ચિતામાં એની ચદ્દરડાલની રીતે પરણેલી સ્ત્રીઓ પૈકી એક સતિ થઈ હતી. એ ઘણી ખુબસુરત હતી, અને એનું નામ ઇસરકુંવર હતું. સતિ થવાની એની મરજી નહોતી; પરંતુ ખરકસિંહના પ્રધાન રાજા ધ્યાનસિંહે એને જબરાઇથી બાળી દીધી હતી એમ કહેવાય છે. રણજીતસિંહના પૌત્ર નાહોનિહાલસિંહની પાછળ તેની રાણીઓ પૈકી બે સતિ થઈ હતી. પંજાબમાં થયેલા સતિના છેલ્લા બે દાખલા આ અજાયબ જેવા હિંદુ રિવાજને જૂદા જૂદા પ્રકારનો બતાવે છે, માટે નોંધવા લાયક છે. એકમાં આ રિવાજ નઠારામાં નઠારો જણાય છે, કેમકે તેમાં ધર્મને નામે બિચારી સ્ત્રીનો ઘાતકી રીતે પ્રાણ લેવાયેલો હતો. અને બીજા દાખલામાં આ રિવાજ ઉત્તમ પ્રકારનો જણાય છે, કેમકે એમાં પોતાના પતિની સાથે આખી જીંદગી સ્વાર્પણ કરીને અને સ્વામિભક્તિમાં ગાળીને આખરે પોતાની રાજીખુશીથી અને ઉત્સાહયુક્ત આનંદથી સ્ત્રી પોતે બળી મરવા-

---

હતી, કેમકે પોતાની મેળે બળી મરવું એ કોઇને વહાલું ન લાગે, પરંતુ મગરૂર રજપુતાણીઓ પોતાનાં ઉચ્ચરક્તના અભિમાનથી સતિ થવું એ એક પોતાનો હક્ક સમજતી હતી. કાશ્મિરના મહારાજાનો મોટો કાકો ખુબસુરત રાજા સચેતસિંહ જ્યારે લાહોર આગળ મરાયો, ત્યારે તેની દસ સ્ત્રીઓ અને તેના જનાનાની બીજી વગર પરણેલી ત્રણસેં સ્ત્રીઓ સતિ થઇ હતી. તેમાંની કેટલીક લાહોરમાં થઇ, ને કેટલીક રામનગરમાં થઇ. કેમકે ત્યાં તેનું મસ્તક લેઇ ગયા હતા. બીજી કેટલીક જમ્મુમાં અથવા પોતપોતાને ઘેર થઈ.

નું કીર્તિવાન મોત વહોરી લેછે.

ઉપર કહ્યું તેમાં પહેલો એટલે નઠારી જાતનો દાખલો ઇ. સ. ૧૮૪૫ ના સપ્ટેંબરની ૨૨ મી તારીખે બન્યો હતો. રાણી જીંદનના ભાઇ જવાહીરસિંહને ખાલસાના વિરૂદ્ધ પક્ષની તરફ ફુટેલો છે એવા વહેમ ઉપરથી ઉશ્કેરાયેલા સીખ લશ્કરે મારી નાંખ્યો હતો. આ જવાહીરસિંહ ઘણો અપકીર્તિવાન અને વિષયાસક્ત હતો, અને રાજનો પ્રધાન હતો. લાહોરના કિલ્લાની બહાર મેદાનમાં એની ક્રિયા કરવામાં આવી હતી. એની જોડે એની ચાર સ્ત્રીઓને બાળવાનું ઠરાવ્યું હતું. આ કમનસીબ સ્ત્રીઓની ઇચ્છા બળી મરવાની નહોતી, અને ઉગરવાને કાજે તેઓ ઘણા કાલાવાલા કરતી હતી. ચિતાની અગાડી મહા કમકમાટ ઉપજાવે એવો દેખાવ થઇ રહ્યો. બેકેદ થઇ ગયેલા લશ્કરે આ સ્ત્રીઓના શરીર ઉપરનાં ઘરેણાં ઉતારી લીધાં નાકની વાળીઓ વગેરે તોડી લીધી. હિંદુઓમાં સતીઓ માન આપવા લાયક ગણાયછે, અને એમના છેલ્લા શબ્દો ભવિષ્યવાણી જેવા મનાયછે. રાણીની તરફથી રાજા દીનાનાથ ચિતા અગાડી હાજર હતો. એ પોતે અને બીજા ઘણાક આ કંગાલ સ્ત્રીઓને પગે પડ્યા, અને એમના આશિર્વાદ માગ્યા. સતીઓએ એને અને મહારાજાને આશિર્વાદ આપ્યો, પરંતુ ખાલસાના લશ્કરને શાંપ દીધો. સતીઓને જ્યારે પંજાબનું શું થશે એમ પૂછવામાં આવ્યું ત્યારે એમણે કહ્યું કે, આ વર્ષમાં પંજાબની સ્વતંત્રતા જશે, અને પરતંત્ર થશે; ખાલસાનું રાજ્ય ઉંધું વળશે, અને લશ્કરી સિપાઇઓની સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થશે. ત્યાર પછી આ સતીઓને ભડભડ બળતી ચિતામાં ધકેલી દીધી. પરંતુ સતીઓનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડ્યું અને એમનો શાપ પૂરેપૂરો ફળ્યો.

બીજો એક ઉંચા પ્રકારનો દાખલો છે. **સીખ** લોકોમાં ઉંચા અને શ્રેષ્ઠ ગણાતા **અટારીના** સરદાર **શ્યામ**સિંહની સ્ત્રી એની પાછળ બળી મૂઇ હતી. એ સરદાર **સોબ્રાઓન**ની લડાઇમાં મરાયો હતો. **ઇંગ્રેજો**ની સાથે લડાઇ થઈ એ એને પસંદ નહોતું, અને એનું પરિણામ શું આવશે એ પોતે સમજતો હતો. તથાપિ **ખાલસાની તરફ**થી યુદ્ધે ચઢવાનો એણે સંકલ્પ કર્યો, અને **સોબ્રાઓન**ની લડાઇની આગલી રાત્રે એણે ગ્રંથના સમ ખાઇને નિશ્ચય કર્યો કે લડાઇમાંથી હારીને પાછા આવવુંજ નહિ. બીજે દિવસે સવારે સફેદ લુગડાં પહેરીને તે પોતાની સફેદ ઘોડીપર સ્વાર થયો; અને પોતાનાં માણસોને કહ્યું કે, **ખાલસા**ના ખરેખરા પુત્રો તરીકે તાબે થવા કરતાં બહેતરછે કે લડાઇમાં મરવું. લડાઇની શરૂઆતમાં સરદાર **શ્યામ**સિંહ દરેક જગોએ ઘુમતો હતો, અને **સીખ** લોકોને બહાદૂરીથી લઢવાને ઉશ્કેરતો હતો. છેવટે જ્યારે લડાઇની સઘળી બાજી હાથથી ગઈ એમ એને લાગ્યું ત્યારે પોતાના હાથમાંની તરવાર ઘુમાવતાં ઘુમાવતાં અને પોતાનાં માણસોને પોતાની પાછળ ધસવાનું કહેતાં કહેતાં આપણી પચાસમી પલટણની ઉપર એણે પોતાની ઘોડીને મારી મૂકી. આશરે પચાસેક **સીખ** સિપાઇ એના હુકમને તાબે થઇને ધસ્યા, પરંતુ તેમને **સ**તલજ નદીમાં હાંકી કહાડ્યા, અને સરદાર **શ્યામ**સિંહ સાત ગોળીથી વિંધાઇ જઇને પોતાની ઘોડીપરથી મુડદું થઇને પડ્યો. લડાઇ થઇ રહ્યા પછી એનાં માણસો એનું મુડદું શોધવાની રજા માગવા આવ્યાં. સફેદ પોશાક અને લાંબી સફેદ દાઢીથી ઓળખાઇ આવતો આ વૃદ્ધ સરદાર રણક્ષેત્ર ઉપર જ્યાં ઘણાંજ મુડદાં પડ્યાં હતાં ત્યાંથી જડ્યો. એનાં માણસો એનું મુડદું તરાપા ઉપર નાંખીને તરીને નદી ઉતર્યા; પરંતુ **અટારી** જઇ પહોંચતાં ત્રણ દિવસ લાગ્યા. હાર થાય તો

જીવવું નહિ એવો જે એ સરદારનો દૃઢ નિશ્ચય હતો તે તેની સ્ત્રીને માલમ હતો, તેથી એને ખબર થતાં પરણતી વખત પહેરેલા પોશાકની સાથે એ તો ક્યારનીએ બળી મૂઇ હતી. પંજાબમાં આ છેલ્લી સતિ થઇ હતી. અટારીના કોટની બહાર એની બળી મરવાની જગાએ અદ્યાપિ એનો પાળીઓ ઉભો છે.

અનૌરસ છોકરાને વારસો ન મળતો; પરંતુ એવા જંગલી વખતમાં જ્યારે બળવાનની ઇચ્છા એજ માત્ર કાયદો ગણાતો, ત્યારે એમ પણ બનતું કે અનૌરસ છોકરાં પોતાના જન્મથી જે હક્ક ન મળે તે જોરથી મેળવતા. આમ કેમ થઇ શકે એ ખુલ્લુંજ છે. વળી જ્યાં અગાડી કોઇ સ્ત્રીપર માત્ર ચાદર નાંખવી એટલીજ ક્રિયાથી હક્કદાર લગ્ન થઇ શકતાં, ત્યાં અગાડી ઔરસ કોણ અને અનૌરસ કોણ એ કહેવું મુશ્કેલ થઇ પડતું. વળી અનૌરસ અનૌરસમાં પણ ભેદ હતો. રાખેલી સ્ત્રીઓમાં પણ ચઢતી ઉતરતી હતી. પોતાની સ્ત્રીની સાથે લગ્ન વખતે એના પીએરથી આવેલી દાસીથી થયેલા અનૌરસ છોકરાની પદવી સાધારણ ગુલામડીથી થયેલા અનૌરસ છોકરાના કરતાં ચઢીઆતી ગણાતી.

પિત્રાઇઓને વારસો મળવાના ધારા જૂદા જૂદા હતા. સામાન્યરીતે એમને વારસો ન મળે એમ હતું. કરેવા જાતના લગ્નના રિવાજથીજ આ વાત સાબીત થાયછે. પોતાના ભાઇની સ્ત્રીની સાથે લગ્ન કરવાથીજ ભાઇનો વારસો મળેછે. તે વારસો જો એમ ન કરે તો એને મળે નહિ.

મહારાજા રણજીતસિંહ અપુત્ર મરી જનારનો વારસો ભાઇઓને બિલકુલ ન લેવા દેતો; પણ તેની મિલકત પોતે લઇ લેતો. ઘણું કરીને તો આ મિલકત એ પોતે ભારે નજરાણું લઇને મચત.

પુરૂષનાં અતલગનાં સગાંને પાછી સોંપતો. **સ**તલજની આ બાજુનાં રક્ષણ નીચેનાં સંસ્થાનોમાં **બ્રિ**ટિશ સરકાર પણ એમજ કરતી. **બ્રિ**ટિશ સરકારનો તો એમ કરવાનો હક્ક વિશેષ પ્રબળ હતો. કેમકે **મં**ઝા **સીખ**નાઃ કરતાં **મા**ળવા **સીખ** લોકો દિલ્લીની ગાદીને વધારે તાબે હતા. **મં**ઝા **સી**ખ લોકોએ તો પોતાની જમીન બળે કરીને જીતી હતી, અને તેઓ કાંઇ પણ સલામી કે વેરા વગર તે ભોગવતા. **ર**ણજીતસિંહ તો આ સઘળા લૂટારા સરદારમાં વિશેષ બળીઓ હતો એટલુંજ. આ નિયમને અનુસરીને **બ્રિ**ટિશ રાજ્યે **બુ**રીયા, **અં**બાલા, **થા**ણેશ્વર, **દ**યાલગઢ, **રૂ**દૈર, **મુ**સ્તફાબાદ, **ફિ**રોઝપૂર અને **કૈ**થાલ જેવી ઘણીએ મોટી જાગીરો તેમના સરદારો અપુત્ર મરવાથી ખાલસા કરી દીધીછે. પરંતુ ઇ. સ. ૧૮૬૦ પછી **બ્રિ**ટિશ સરકારે પોતાની રાજનીતિ બદલીને સઘળા મુખ્ય મુખ્ય સરદારોને દત્તક લેવાનો અધિકાર આપ્યો. આથી કરીને સરકારનો ખાલસા કરી લેવાનો હક્ક સદાને માટે બંધ થયો. એ કબુલ કરવું જોઇએ કે સરકારની આ રાજનીતિ ડહાપણ ભરેલી હતી, અને એથી કરીને દેશી સંસ્થાનોની સાથેનો સરકારનો સંબંધ મજબુત થયોછે. તોપણ એ કહેવા જેવું છે કે આ રાજનીતિનો અમલ જોઇએ તે કરતાં વધારે બહોળો અને તેમને ઘટે તે કરતાં વધારે ઉદારતાથી થયો છે. આ દત્તક લેવાનો હક્ક સરકારની ઉત્તમ સેવના બદલામાં અમુક મુદત સુધીજ આપ્યો હોત, અને દરેક વખતે યોગ્યતા જોઇને એ હક્કની મુદત વધારી શકાય અગર એ હક્ક પાછો છીનવી લેવાય એમ કર્યું હોત તો વધારે ડહાપણ ભરેલું કહેવાત કે નહિ એ તપાસવા જેવું છે. આ તો લૉર્ડ કૅનિંગે સારા નરસાનો વિચાર કર્યા વગર સઘળાને સરખો હક્ક આપી દીધો. જે પ્રમાણે ઇશ્વરની બક્ષીસ સારા અને નરસા સઘળા

મનુષ્યોપર સરખી થાયછે, તેમ લૉર્ડ કૅનિંગે બ્રિટિશ રાજ્યને આ દુનિયાના ઇશ્વર જેવું કર્યું; પરંતુ પરિણામે એ થયું કે, જે સરદાર આપણા રાજ્યને વફાદાર અને તાબેદાર હોય તેને સારી રીતે નવાજવાનું તેમજ જે નાફરમાન હોય તેમને સખ્ત સજા કરવાનું એક સાધન સરકાર પાસેથી ગયું.

---

## પ્રકરણ ૪ થું.

### રણજીતસિંહના જન્મ સમયે પંજાબની સ્થિતિ.

ગુરૂ ગોવિંદસિંહે પોતાના શિષ્યોને પોતે સઘળા ગુરૂઓમાં છેલ્લો છે એવું કહ્યું હતું. એના મરણ સમયે **સીખ** લોકો હુમલો કરનારા અને જીત પામીને ધણી થયેલા મુસલમાનો તરફ ઘણોજ ધિક્કાર ધરાવનારી એક મગરૂર, મહત્વાકાંક્ષી અને લડાયક પ્રજા બની રહ્યા હતા. જે પ્રમાણે **રોમન** લોકોની પૌરાણિક કથામાં **જ્યુપિટર** નામના દેવના માથામાંથી **મીનર્વા** નામની દેવી ઉત્પન્ન થઇ હતી, તેવી રીતે આ મહાન ગુરૂના મગજની શક્તિવડે વિજય મેળવવાને તદ્દન તત્પર અને હથિયારબંધ **ખાલસાની** ઉત્પત્તિ થઈ હતી; પરંતુ અત્યાર સુધી આ ચૂંટી કઢાયેલા માત્ર પ્રજાના બંધારણમાં અને લડાયક જુસ્સામાં પ્રબળ હતા; તેમજ સઘળા એકમતના હોવાથી અને સઘળાઓએ પાહુલ લીધેલું હોવાથી, તેઓને પરસ્પર મમતા પણ ઘણી હતી. તથાપિ તેઓ તેમના શત્રુઓનાં મોટાં મોટાં દળ કરતાં સંખ્યામાં ઘણાજ ઓછા હતા. તેઓ તેમના જુલમગારોની જોડે સરખાવતાં ઘણા ગરીબ હતા, તેમજ વળી પંકાયેલા નહતા.

એમના શત્રુઓ તો આખા હિંદુસ્તાનના માલિક હોવાથી ઘણા ધનવાન અને બળીઆ હતા. હિંદુસ્તાનની વસ્તી **ઔરંગજેબ**ના વખત કરતાં હાલ ઘણી વધારેછે. તે વખતની વસ્તી થોડી હોવા છતાં પણ **ઔરંગજેબ**ને ઈંગ્રેજોને હાલ ખાસ કરની જે ઉપજ થાય છે, તેના કરતાં બમણી હતી. આવી એંસી કરોડની ઉપજવાળી ધનવાન **મોગલ** શહેનશાહતની જોડે **સીખ** લોકો જીવસટ્ટાની લડાઇ માંડી બેઠા. એમની બિચારાઓની પાસે પોતાનો ધર્મ, હિંમતવાન હૃદય અને પોતાની તરવાર શિવાય બીજું કાંઇએ નહતું. **સીખ** લોકોને નસીબે **ઔરંગજેબ** ધર્માંધ હતો, અને એથી કરીને એણે પોતાના દરેક ખંડીઆ હિંદુરાજ્યોમાં દુષ્મનાવટ પેદા કરી હતી. આ દુષ્મનાવટને લીધે આખરે મહાન **મોગલ** શહેનશાહત જમીનદોસ્ત થઇ ગઇ. જે અપ્રતિબંધ રાજ્યોને અમુક માણસોનાજ જાતિગુણો શિવાય ટકી રહેવાનો બીજો આધાર હોતો નથી, તે હમેશ ભય વગરનાં હોતાં નથી. જુલમ રૂપી કાંટાવાળાં ઝાડોને ડહાપણ, અસ્વાર્થીપણું, અને પારમાર્થીપણું, એવાં સારાં ફળ કદી ઉત્પન્ન થતાં નથી. નસીબ સ્વચ્છંદી છે, અને નસીબ વડે અજ્ઞાન, વિષયાસક્ત, ઘાતકી અને ધર્માંધ રાજાઓ ઉત્પન્ન થાયછે. ઐતિહાસિક સઘળા રાજાઓ કરતાં સમગ્ર રીતે મહાન **અકબર** ઘણોજ પ્રતાપી અને સંપૂર્ણ રીતે બુદ્ધિશાળી રાજા હતો. અને જો એના વંશજો એના જેવા થયા હોત તો **મોગલ** શહેનશાહત આજે પણ કાયમ હોત અને ઇંગ્રેજ વેપારીઓને અદ્યાપિ સુધી મયુરાસન આગાડી નમીને ઘણી નમ્રતાથી પાદશાહની મહેરબાની માગવી પડતી હોત. **ઔરંગજેબ** પાદશાહમાં દુરાચરણ નહતાં, અને એનામાં ઘણાક સારા ગુણ હતા. તોપણ એ ઘણોજ ધર્માંધ હતો, અને તેથીજ પરધર્મીઓપર જુલમ કરતો હતો. જો કે એની પૂર્વે અને પછીથી થયેલા પાદશાહો

લખલૂટ ખર્ચ કરતા, પરંતુ એની શહેનશાહતનો નાશ આવાં બીજાં બધાં કારણો કરતાં વિશેષે કરીને એનાં ધર્માંધપણાને લીધે થયો હતો.

**સી**ખ લોકો ઉપર એણે ધર્મબલાત્કાર કર્યો, તથાપિ એણે કરીને તો એઓની શ્રદ્ધા પોતાના ધર્મ ઉપર વિશેષ બેઠી. અને રિબાવવાની ધમકીથી અગર મોતની સજા કરવાની ધમકીથી એકે **સીખ મુસલમાન** થયો નહિ. ધર્મ નિમિત્તે મરનારના રક્તથી ધર્મનો પાયો નંખાય છે, તેમજ અહીં થયું. **સીખ** પંથને કચરી નાંખવા જેટલી **ઔરં**ગજેબમાં શક્તિ નહતી, એથી ઉલટા એ પંથના નવા-તાજા ભક્તોનાં હૃદય ઉશ્કેરાયાં એટલુંજ બન્યું, અને **સીખ** પંથીઓના મનમાં **મુ**સલમાનો તરફ ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. અદ્યાપિ પર્યંત આ તિરસ્કારના અંગારા ઓલવાયા નથી, પણ માત્ર કજળાઇ ગયા છે. જો ઇંગ્રેજ સરકારનું સત્તારૂપી દબાણ જતું રહે તો તરત એ અંગારા ભયંકર ભડકાનું રૂપ ધારણ કરે એમ છે. દિલ્હીએ **સી**ખ લોકોના આ તિરસ્કારને ફરીથી સચેતન થયેલો અનુભવ્યો છે. તેમજ **વાયવ્ય** પ્રાંતના **અ**ફઘાનોએ પણ એનો સ્વાદ ચાખ્યો છે, અને ખરેખાત મધ્ય એશિઆના ધાડીઓ જો **હિં**દુસ્તાન લૂટવાને ફરીથી ચઢી આવવાની મર્ખાઇ કરે, તો **સી**ખ લોકોનો એજ જુસ્સો ફરીથી મોટા ભડકાની પેઠે પ્રદિપ્ત થાય.

**સી**ખ લોકોનું અને તેમના પંથના ઉદ્‌ભવ અને લક્ષણોનું વર્ણન અમે અગાડી કર્યું છે. તેથી હવે માત્ર **ગુરૂ** ગોવિંદસિંહથી માંડીને તે છેક **ર**ણજીતસિંહના જન્મ સુધીનો ઇતિહાસ અમે ટુંકમાં લખી જઇશું. તેથી મહારાજા **ર**ણજીતસિંહ કેવા માણસો ઉપર રાજ કરતા હતા, અને એઓ કયા પંથના રાજા-આગેવાન થયા

હતા, તેના મૂળ સિદ્ધાંતો કેવા હતા, તે વગેરે સહજમાં સમજાય છે. **મઝા સીખ** લોકોના સંબંધમાં આ બહોતેર (૧૭૦૮ થી ૧૭૮૦) વર્ષનો ઇતિહાસ લખવાનાં સાધનો થોડાં અને ભરોસો રખાય નહિ એવાં છે. પરંતુ દક્ષિણ તરફના **સીખ** લોકોની હકીકત વિશેષ જણાયેલી છે. **મુસલમાન** લોકોની તવારીખો જૂદી જૂદી અને ઘણી મનોરંજક બિનાઓથી ભરપૂર છે. તેમાં **નાદિરશાહ** અને **અહમદશાહ**ની સ્વારીઓનાં વર્ણન છે, અને **મોગલ** શહેનશાહતની ધીરે ધીરે પડતી થઇને છેવટે તેના વિભાગ કેમ પડી ગયા અને શહેનશાહના સૂબા અને પ્રતિનિધિઓ તેના તાબામાંથી નીકળીને કેવી રીતે સ્વતંત્ર થઇ ગયા, તે બધું વર્ણવ્યું છે.

**ગોવિંદસિંહ**ની પછી લશ્કરી સત્તાવાળો ગુરૂ **બંદા** નામનો થયો હતો. **બંદા**એ **ઔરંગઝેબ**ની પછીના ત્રણ પાદશાહોના સમયમાં ઘણીજ ચાલાકી અને થોડી લશ્કરી કામની પ્રવીણતા બતાવી હતી. **એણે** પાદશાહના લશ્કરને એકથી વધારેવાર હરાવ્યાં હતાં, અને **બારી**દોઆબના મુલકને ઉજાડ કર્યો હતો. પોતાનાં હજારો માણસોની સાથે **બંદા** ઇ. સ. ૧૭૧૬ માં કેદ પકડાયો હતો અને એને દિલ્લી લઇ ગયા હતા. દિલ્લીમાં એને હાથે એના પોતાના પુત્રને મારી નંખાવ્યો; અને પછી હરેક તરેહથી રિબાવી રિબાવીને એનો જીવ લીધો. આ જબરી હાર પછી છેક **નાદિરશાહ**ની સ્વારીના સમય સુધી **સીખ** લોકોની કાંઇ બિના જણાતી નથી. **નાદિરશાહે** સહજ પ્રયાસે દિલ્લી જીત્યું, અને લૂટ્યું. એથી **મોગલ** શહેનશાહત એવી નબળી પડી ગઇ કે **સીખ** લોકોએ હિંમત કરીને ફરીથી યુદ્ધની તૈયારી કરી. **સીખ** લોકોને મન સઘળા **મુસલમાનો** સરખા તિરસ્કાર ભરેલા હતા. પછી ગમે તો તે ઇરાની હોય, કિંવા **અફઘાન** હોય, કિંવા **મોગલ** હોય. **નાદિરશાહ**ની છુટી

છવાયી ટુકડીઓ ઉપર એમણે હલ્લા કરીને તેમને રફેદફે કરી હતી. **ના**દિરશાહનું ખૂન થયા ગછી **અ**હમદ**અ**બદલ્લી **અ**ફ્ઘાનીસ્તાનનો ધણી થઇ બેઠો હતો. ઇ. સ. ૧૭૪૭ માં પંજાબ ઉપર સ્વારી કરી તે વખતે એનો સામાન સરંજામ પણ એવીજ રીતે લૂટી લીધો હતો. **અ**હમદ**અ**બ્દલ્લી **સી**ખ લોકો જોડે મેળવી લેવા જેવી નરમાશથી વર્તતો હતો. એણે દિલ્લીની સરકારને અને **મ**રાઠાઓને હરાવ્યા હતા. અને જો **સી**ખ લોકો એના લશ્કરમાં દાખલ થયા હોત તો એ એમને પોતાના પક્ષમાં ઘણી ખુશીથી દાખલ કરત. **સી**ખ લોકો **મો**ગલ લોકોને ધિક્કારતા હતા એ વાત ખરી, પણ તેમને **અ**ફ્ઘાનો કાંઇ પ્રિય નહોતા. અફ્ઘાનોને મદદ કરીને દિલ્લીની નબળી શહેનશાહતને બદલે મુકાબલે બળવાન રાજ્યની સ્થાપના થાય, અને પોતની કાંધ ઉપર પરતંત્રતાની ધુંસરી વધારે સજ્જડ બેસે, એવી એમની ઇચ્છા ન હતી. ઘોડેસ્વારમાં કુશળતા, કરકસરીઆ રહેણી, અને મુસાફરી કરવામાં ચપળતા, ઇત્યાદિ ગુણોએ કરીને **સી**ખ લોકો વસમા શત્રુ થઇ પડયા. જો કે સારાં હથિયારવાળાં અને કવાયતી મુસલમાન લશ્કરોથી એ લોકો ઘણીવાર સજ્જડ હાર ખાતા, તોપણ નાહિંમત થતા નહિ. તેઓ વિખરાઇ જતા અને વળી પાછા તરત ઘણા ટોળાબંધ એકઠા થતા. **અ**હમદશાહ ઘણો પ્રતાપી સરદાર હતો, પરંતુ એનામાં રાજ્ય ઉભું કરવાની અગર રાજવહીવટ કરવાની આવડત નહોતી. એણે લીધેલા પ્રાંતો ઝટઝટ ખોઇ દીધા. એ **હિં**દુસ્તાનપર દરવર્ષે સ્વારીઓ કરતો. કોઇ વખત દક્ષિણમાં છેક દિલ્હી સુધી આવતો; અને કોઇ વખત માત્ર **લા**હોર અગર **સ**તલજ સુધીજ આવતો, તથાપિ આવી દરેક સ્વારી વખતે **સી**ખ લોકો જોડે તેને લઢવું પડતું. આ લોકો દિવ-

સાનુદિવસ વધારે બળવાન થતા જતા, અને તેમને પોતાની શક્તિને માટે વધારે ખાતરજમા થતી હતી. પ્રજાસત્તાકીઓની પેઠે સમાન હક્કના ધોરણપર કેટલાક લૂટારા સરદારો એકઠા થઇને પોતામાંના એક વધારે બળવાનના હુકમ નીચે લઢવાને ટોળીઓ બંધાતી; આ ટોળીઓને મીસલ કહેતા. આ પ્રમાણે મીસલ બાંધવાથી તેઓ વધારે અજીત થઇ પડયા. કેટલાક સરદારોએ અનુકૂળ સ્થળોએ કિલ્લા બાંધ્યા, અને તેઓ રફ્તે રફ્તે પંજાબના આખા મેદાનપર ફરી વળ્યા. એમણે સરહિંદ, દિનાનગઢ, અને લાહોરના મુસલમાન સૂબાઓને હઠાવી હઠાવીને પોતાના ગટમાં ઘાલી દીધા. લાહોરને તો એમણે બેવાર ઘેરો ઘાલ્યો અને કેટલાક વખત સુધી પોતાને કબજે રાખ્યું. એમણે અમૃતસરનાં પવિત્ર સ્થળો ફરીથી બંધાવ્યાં અને ત્યાંનો અમરપણાનો પાણીનો કુંડ ફરીથી ભરાવ્યો. વર્ષાનુવર્ષ જ્યારે અફઘાન સરદાર અહમદશાહ ચઢી આવતો ત્યારે એઓ નાસી જતા, અને જેવો એ ગયો કે તરત પોતે થોડીવાર તજી દીધેલા મુલકોનો પાછો કબજો કરી લેતા. ઇ. સ ૧૭૬૧–૬૨ નું વર્ષ ખાસ નોંધવા લાયક છે. કેમકે સીખ લોકોના ઇતિહાસમાં તે વર્ષમાં ખાસ મુદ્દાનો તવજ્ઞાત થયો છે. એ વર્ષમાં ખાલસા નિયમસર લશ્કરની સામે યુદ્ધમાં પ્રથમ ખડું થયું હતું. જો કે યુદ્ધમાં એમની સજ્જડ હાર થઇ હતી તોપણ એથી એમનામાં પોતાની શક્તિને માટે એવો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે તેઓ બીજે વર્ષે સરહિંદનો મુલક સર કરી શક્યા, અને સતલજની આ બાજુ મોટા પાયાપર સબળ સીખ રાજ્ય સ્થાપી શક્યા.

અહમદશાહે ઇ. સ. ૧૭૬૧ માં ઝીનખાનને પોતાનો સર-

હિંદનો સુબો નીમ્યો; પરંતુ જેવી **અફ્ઘાન** સરદારની પૂંઠ ફરી કે તરતજ ઘણા **સીખ** લોકોએ એકઠા થઇને ઝીનખાનને એના પોતાનાજ કિલ્લામાં ઘેરી લીધો, અને જો **માલેર કોટલા**ના **મુસલમાન ખાન**ની તરફથી મદદ આવી ન હોત તો તેઓ **સરહિંદ**ને સર કરીને ત્યાંના બધા લશ્કરનો ઘાણ કાઢી નાંખત. બીજે વર્ષે જ્યારે **અહમદશાહ** પાછો આવ્યો ત્યારે તેણે **સરહિંદ** ઉપર ઉન્મત્તાઇથી હુમલો લઇ જવા સારૂ **સીખ** લોકોને સીકસ્ત આપવાનો ઠરાવ કર્યો. તે વખતે **પતીઆલા** પરગણાનું મુખ્ય શહેર **બર**નાળ હતું. એ જગાએ સઘળા **સીખ** લોકો મળ્યા હતા. **સતલજ**ની આ બાજુના **સીખ** સરદારોની સાથે **મંઝાસીખ** જાતના ઘણા સરદારો **અહમદશાહ** જેમ જેમ આગળ વધ્યો તેમ તેમ **સતલજ** ઓળંગીને એકઠા થયા હતા. પરંતુ **અફ્ઘાન** સરદાર એટલી તો ઝડપથી આવ્યો હતો કે **સીખ** લોકો ગભરાયા. એઓ ચોતરફથી ઘેરાયા, અને એમને યુદ્ધ કરવું પડ્યું. આ યુદ્ધમાં એમનાં વીસ હજાર માણસ મરાયાં, અને ઘણાં કેદ પકડાયાં. **પતીઆલા**નો સરદાર **આલસિંહ** પણ કેદ પકડાયો, એના છુટકારાને માટે **અહમદશાહે** પાંચ લાખ રૂપીઆ માગ્યા, તે મહામહેનતે જેમતેમ એકઠા કરી આપ્યા. **અહમદશાહ** ઘણો શાણો માણસ હતો. આ પ્રમાણે પોતાનું બળ કેવું છે, તેની **સીખ** લોકોને ખાત્રી કરીને પોતે **આલસિંહ**ને મેળવી લેવાના હેતુથી ભેટયો. **આલસિંહ**ને પોશાક અને **રાજા**નો ઇલ્કાબ આપ્યો.

**આલસિંહ**ને આવું અસાધારણ માન મળવાથી બીજા **સીખ** સરદારોને અદેખાઇ ઉત્પન્ન થઇ, અને એઓ એના ઉપર ક્રોધે ભરાયા એઓ કહેવા લાગ્યા કે **આલસિંહ** ફુટયો, અને એણે **ખા-**

લસાને દગો દીધો આ ખિતાબ વગેરે એના દગાને માટે મળેલું ઇનામછે, અને કોઇ સીખથી પરદેશી મુસલમાન અને વળી ખાલસાનો શત્રુ, એવાની પાસેથી ઇનામ લેવાય નહિ. જો સરદાર જસાસિંહ અલુવાલીઆએ એનો પક્ષ કર્યો ન હોત તો સીખ લોકો પોતાની હારની દાઝ આલાસિંહ ઉપર કાઢત. આ સરદાર જસાસિંહ આ સમયે આલાસિંહ કરતાં પણ વધારે વગવાળો સરદાર હતો. આખરે આ વાતની ચર્ચા નરમ પડી ગઇ; પરંતુ આલાસિંહને પોતે અહમદશાહ દુરાનીની નોકરીમાં અને એના પક્ષમાં નથી, એવું બતાવી આપવાની જરૂર પડી.

જેવો અહમદશાહ પાછો કાબૂલ પહોંચ્યો કે સીખ લોકોએ પાછું માથું હઠાવ્યું. સતલજની ઉત્તર અને દક્ષિણની મીસલો પોતપોતાનાં વેર અને કજીયા કોરાણે મૂકીને ફરીથી એક વાર સરહિંદ જીતવાનો મોટો પ્રયત્ન કરવાને એકઠી થઇ. આ સ્વારીમાં આલાસિંહ ઘણા ઉત્સાહથી સામિલ થયો. લાહોરની આ તરફ આવેલા કસૂર નામના કિલ્લાવાળા શહેરને કબજે કરીને ઘણાક ઝંડા સીખ લોકો સરહિંદની આજુબાજુ એકઠા થયા. આળવા સીખ સરદારો પણ તેમને આવી મળ્યા. આ પ્રમાણે મોટુ ૨૩૦૦૦ આદમીનું લશ્કર એકઠું થયું. આ લશ્કર ઘણું ખરૂં ઘોડેસ્વારનુંજ હતું. અત્યાર સુધી સીખ લોકો નિયમિત લશ્કરથી બીતા એ વાત ઉપર મુસ્તાક રહીને સરહિંદનો સૂબો ઝીનખાન શહેરની બહાર તેમને યુદ્ધ આપવા સારૂ આવ્યો. પરંતુ એ યુદ્ધમાં ઝીનખાન મરાયો, અને એના લશ્કરના ફુરચેફુરચા ઉડી ગયા. પછી સીખ લોકોએ સરહિંદનો કબજો લીધો અને પોતાના ગુરૂનાં છોકરાંના ખુનનું વેર લેવાને એ શહેરને લૂટીને તેનો નાશ કર્યો. જીતનારા સીખ સરદારોએ સરહિંદનો મુલક પોત-

પોતામાં વહેંચી લીધો સરહિંદ શહેર અને તેની આજુબાજુનો મુલક આલસિંહને ભાગે આવ્યો. બીજે વર્ષે જ્યારે અહમદશાહ પાછો આવ્યો, ત્યારે એણે સરહિંદ ફરીથી જીતવાનો અગર ત્યાં પોતાનો સુબો મૂકવાને પ્રયત્ન કર્યો નહિ, પરંતુ સમયને અનુસરીને વાર્ષિક ખંડણી કબુલ કરાવીને સરહિંદ પરગણું આલસિંહનેજ સોંપી ગયો.

આ પ્રમાણે સીખ લોકોની સ્થિતિ જીત અને હાર બન્ને વખતે સુધરતી જતી. અને જે પ્રમાણે એઓ સરહિંદ જીતતી વેળા એક સંપથી ઉઠ્યા હતા, તે જ પ્રમાણે સદાને માટે માંહોમાંહેના કજીયાનાં મૂળ દાટી દઇને જો તેઓએ સંપ કર્યો હોત, તો દક્ષિણ અને પશ્ચિમ હિંદુસ્તાનમાં જેમ મરાઠા થયા હતા, તેમ ઉત્તર હિંદુસ્તાનમાં તેમના સામા ટકી શકાય નહિ એવી એક અજીત્ય પ્રજા બનત. પણ સીખ ધર્મનું સઘળાના સમાન હક્ક તરફ વલણ અને સીખ લોકોનો સ્વભાવ એ વડે કરીને કોઇએક આદમીની સત્તા પ્રબળ કરવાના દરેક યત્નમાં અંતરાય નડતા. છેવટે મહારાજા રણજીતસિંહે આ અંતરાયનો નાશ કર્યો, અને સઘળા પરસ્પર વિરોધીઓને જેર કર્યા, અને પોતાની સત્તા કબુલાવી.

ઇ. સ. ૧૭૬૨ થી રણજીતસિંહનો જન્મ થયો તે વર્ષ એટલે ઇ. સ. ૧૭૮૦ સુધીનો અથવા ખરૂં જોઇએ તો રણજીતસિંહના પિતા શ્રી મહાનસિંહના મરણ અને એ પોતે સકરચખીઆ મિસલનો મુખ્ય સરદાર થયો તે વર્ષ સુધીનો એટલે ઇ. સ. ૧૭૯૧ સુધીનો *ઇતિહાસ કોઈ બીજા ગ્રંથમાંથી જોવો. આ સમય ઘણોજ અગ-

* આ સમયનો ઇતિહાસ સવિસ્તર આપ્યો હોય એવી ગાત્ર

ત્યનો અને મનોરંજક છે. આ જગાએ તો માત્ર **સીખ** લોકોની **મિસલો** કેવી રીતે થઇ અને દરેકની પાસે કયા કયા પ્રાંતો હતા તે વિષે ટુંકામાં લખવું જરૂરનું છે.

સાધારણ રીતે **સીખ** લોકોની બાર **મિસલો** મનાતા. જો કે તેમાંની કેટલીક તો છેક નજીવી અને નોંધવા લાયક નહોતી; પરંતુ સુગમતાની ખાતર અત્રે વર્ણવવી ઠીક પડશે મહારાજા **રણજીતસિં**હના જન્મ વખતે અમારા ધારવા પ્રમાણે તેઓ જે પ્રમાણમાં અગત્યની ગણાતી હતી તે અનુક્રમમાં અમે ગોઠવીછે:—

| | |
|---|---|
| ૧. **ફુલકિયાં.** | ૭. **ક્રોડાસિંધીઆ** |
| ૨. **આલુવાલીઆ.** | ૮. **નિશાનીઆ.** |
| ×૩. **ભંગડ.**(ભંગી=ભાંગપીનારા) | ૯. **સકરચખીઆ.** |
| ૪. **કન્હૈયા.** | ૧૦. **દલેલવાલા.** |
| ૫. **રામઘડીઆ.** | ૧૧ **નકાઇ.** |
| ૬. **સિંધપુરીઆ.** | ૧૨. **શાહીદ.** |

આ **મિસલો**માંથી ૨, ૩, ૪, ૫, ૯ અને ૧૧ ના પ્રાંતો સ-

બે ચોપડીઓ છે. **સર લેપલની "પંજાબ ચીફ્સ"** અને **"રાજાસ ઓફ પંજાબ."** પહેલા પુસ્તકમાં **સતલજ**ની ઉત્તર તરફની મિસલો જેવી કે રામઘડીઆ, **ભંગી**, **કન્હૈયા** વગેરેનું સંપૂર્ણ વર્ણન છે. બીજા ગ્રંથમાં **ફુલકીયાં** અને **અલુવાલીઆ મિસલ**નો ઇતિહાસ છે.

×**સર લે**પલ **"ભંગી"** કહેછે, પરંતુ એ શબ્દનો રૂઢ અર્થ ભંગીઓ એવો થાયછે; અને સીખ લોકો ભાંગ પીનારને ભંગડ કહેછે તે મજ આ **મિસલ**નું નામ પણ "ભંગડ" કહેછે. તેથી અમે એ નામ રાખ્યુંછે.—ભા. ક.

તલજની ઉત્તરે હતા, બાકીની છના પ્રાંતો **સતલજની** દક્ષિણે હતા.

**ફુલકિયાં**—મિસલમાં એક કુટુંબના ઘણા જૂદા જૂદા સર્દારો હતા. હાલના પતીઆલાના મહારાજા, ઝીંદ અને નાભાના રાજાઓ, ભાદુરના, મલોડના અને એમનાથી નાના ઘણા બીજા સરદારો એ મિસલના છે. સીખ લોકોના શરૂ ઇતિહાસમાં આ મિસલે ઠીક ભાગ ભજવ્યો છે. પરંતુ આ મિસલને ઘણી મિસલ સાથે લગ્નાદિનો સંબંધ હોવા છતાં એમાં સંપ નહોતો. અને જોકે એ મિસલને સારા લાગ મળ્યા હતા, તથાપિ તેનો ઉપયોગ કરવા જેવી એમની શક્તિ નહોતી, વખતે લગ્નાદિ ઘણા સંબંધ હોવાથી એ આમ બન્યું હોય; કેમકે એવા સંબંધમાં સહેજ તકરારો ઉઠે તો દીલ ખાટાં થઈ જાય છે, અને કુસંપ વધેછે.

**આલુવાલીઆ**—મિસલનો મૂળ પુરૂષ **સાધોસિંહ** હતો. એ જાતે જાટ કલાલ હતો, અને આલુ નામના ગામમાં વસ્યો હતો, એથી આ કુટુંબનું એ નામ પડ્યું છે. પરંતુ આ મિસલનો ખરો સ્થાપનાર તો સરદાર જસાસિંહ હતો. સરદાર જસાસિંહ સાધોસિંહથી પાંચમી પેઢીએ, ગુરૂ ગોવિંદના મરણ પછી દશ વર્ષે એટલે ઇ. સ. ૧૭૧૮ માં જન્મ્યો હતો. એણે સારી નામના કાઢી હતી. અને એ ઘણો હુશિયાર તથા લશ્કરી કામમાં નિપુણ સરદાર હતો. સીખ પ્રજાને એકત્ર કરવાનો એના જેટલો પ્રયત્ન બીજા કોઇએ કર્યો નથી. એનું મરણ ઇ. સ. ૧૭૮૩ માં થયું, ત્યારે સઘળા સીખ સરદારોમાં એ સૌથી વધારે મોભાદાર ગણાતો હતો. એનો ઘણોખરો મુલક સતલજ અને બીઆ નદીઓની વચમાં આવ્યો હતો.

*ભંગડ અથવા ભંગી—આ નામ, મિસલના પ્રખ્યાત મ-

*લાહોરમાં હજીપણ એની જૂની તોપ લંગડોની તોપ ક

રદાર હરિસિંહને ભાંગ પીવાની ઘણી આદત હતી તેથી પડયું છે. સરદાર હરિસિંહ અને એના ઝંડાસિંહ તથા ગંડાસિંહ નામના બન્ને ભાઇઓએ પોતાનું મથક અમૃતસર પરગણામાં કર્યું હતું. અહીંથી તેઓ આસપાસના મુલકમાં ફરી વળતા. એમ મુલતાન જીત્યું હતું, અને ઘણાં વર્ષ એમના તાબામાં રહ્યું હતું. મહારાજા રણજીતસિંહે પોતાના શરૂ અમલમાં એમને કચરી નાંખ્યા હતા. તે વિષે અમે અગાડી કહીશું. એક કાળે આ મિસલ ભંઝા સીખ લોકોમાં સૌથી પ્રબળ હતી.

કન્હૈઆ--મિસલ પણ ઉપર કહેલી ભંગડના જેવીજ સત્તાવાન હતી. મહારાજા રણજીતસિંહનું લગ્ન આ મિસલમાં થયેલું હોવાથી આ મિસલનો મુલક તેમની પાસે ઘણી વખત સુધી ટકયો હતો. આ મિસલના સરદાર જયસિંહે પોતાની નાની પૌત્રી માહાતાબકુંવર ઇ. સ. ૧૭૮૬ માં રણજીતસિંહને દીધી હતી. આ વખતે રણજીતસિંહની ઉમ્મર માત્ર છ વર્ષની હતી. જયસિંહ ઇ. સ. ૧૭૮૯ માં મરણ પામ્યો. આ વખતે એના દીકરાની વહુ અને માહાતાબકુંવરની મા સદાકુંવરે મિસલની આગેવાની હાથમાં લીધી. આ બાઇ ઘણીજ હુશિયાર અને ગમે તે કરતાં આંચકો ન ખાય એવી હતી. એણે ઇ. સ. ૧૮૨૦ સુધી પોતાના મુલકનું પોતાના જમાઇથી રક્ષણ કર્યું. અમૃતસર અને

હેવાય છે. કહે છે કે એ તોપ એવડી મોટી છે કે એમાં દરજી પોતાની દુકાન માંડે છે ! ! ! આ વાતના ખરાપણાને માટે અમે જોખમદાર નથી ! એક સીખ દેશી લશ્કરી અમલદારે અમને આ ગપ કહી છે. આ તોપ ઘણી મોટી છે એ વાત ખરી પણ ઉપલી હકીકત તો ગપજ છે!—ભા. ક.

ગુરદાસપુર પરગણાંનો મોટો ભાગ આ મિસલને તાબે હતો. મહારાજાના એકના એક પુત્ર ખરકસિંહની સ્ત્રી રાણી ચંદાકુંવર પણ આ જ કુટુંબની હતી. સદાકુંવરની પેઠે એનું જીવન પણ ફટાકટીના અને અગત્યના બનાવોથી ભરપૂર છે. નાનક અને ગોવિંદસિંહના ઉદાર પંથવડે સીખ લોકોમાં સ્ત્રીઓની સત્તા કેવી પ્રબળ હતી, એ આ બે ખટપટી રાણીઓનાં સાહસકર્મોથી જણાય છે.

રામઘડીઆ—મિસલનો કન્હૈયા મિસલની જોડે અમૃતસરના પવિત્ર શહેરમાં અને આજુબાજુનાં પરગણાંમાં ભાગ હતો. જ્યારે આ મિસલ પૂર જોરમાં હતી, તે વખતે એનું લશ્કર આઠ હજાર સિપાઇઓનું હતું. સરદાર જસાસિંહ આ મિસલના આગેવાનોમાં સૌથી પ્રખ્યાત હતો. ઈ. સ. ૧૭૫૮ માં જસાસિંહ આ મિસલનો આગેવાન થયો, એણે અમૃતસરને કિલ્લેબંધ કરીને એના અમુક ભાગની આજુબાજુ માટીની ઉંચી દિવાલ કરી લીધી. અને "રામરવની" એટલે ઈશ્વરનો કિલ્લો એવું એનું નામ પાડ્યું. દિલ્હી શહેનશાહતના જાલંધર દોઆબના સુબા આદિનાબેગે એનાપર હુમલો કર્યો અને એનો નાશ કર્યો. પરંતુ એ સુબાના મરણ બાદ જસાસિંહે એ કિલ્લો ફરી બંધાવ્યો, અને એનું નામ રામગઢ પાડ્યું. આ નામ ઉપરથી આખી મિસલનું નામ રામઘડિયા પડ્યું છે.

સરદાર જસાસિંહ પ્રખ્યાત લડવૈયો હતો, અને દૂર દૂરના દેશોપર ચઢાઇઓ કરતો. એ લૂટતો લૂટતો છેક દિલ્લીના કોટ સુધી જતો. એક વખતે તો એ છેક દિલ્હી શહેરની અંદર ઘુસ્યો હતો; અને મોગલ દરબારવાડામાંથી ચાર તોપો લઇ આવ્યો હતો. મીરતનો સુબો એને ખંડણી આપતો હતો.

એક વખતે **સિંઘપુરિયા મિસલ** ઘણીજ જોરાવર હતી. **જસાસિંહ આલુવાલિયા** અને **પતિયાલાના આલસિંહ** પ્રખ્યાતિમાં આવ્યા, તે પહેલાં આ **મિસલનો** સ્થાપનાર સરદાર કપુરાસિંહ ઘણું કરીને સૌથી કીર્તિવાન સરદાર હતો, ને નવાબ કહેવાતો. **સીખ** સરદારે મુસલમાન ઇલ્કાબ ધારણ કર્યો હોય; તેવા આ અને બીજા ઘણા થોડાજ દાખલા માલમ પડે છે. **અમૃતસરની** પાસેના **ફૈઝુલપુરના ફૈઝુલાખાનનાં** ગામડાં અને પરગણાં એણે લઇ લીધાં; **અને એને સિંઘપુર** નામ આપ્યું. આ ઉપરથી એ **મિસલનું** નામ **સિંઘપુરિયા કહેવાય છે. એ મિસલને ફૈઝુલપુરિયા** પણ કહે છે. **આ સરદાર ઇ. સ. ૧૭૫૩** માં **મરણ** પામ્યો. ત્યાર બાદ એનો મુલક એના ભત્રીજા **ખુશાલસિંહ** અને તેના વંશજોના હાથમાં ગયો. પણ **કપુરસિંહના** મરણ પછી **સરદાર જસાસિંહ આલુવા**લિયા ઘણો વગવાળો માણસ થઇ પડ્યો. આ **મિસલના** હાથમાં **લુધીઆણા, નુરપુર,** જલંધર અને **અંબાલા** પરગણાનો વાયવ્ય ભાગ હતો.

**કોડાસિંધિયા**—આ નામ સરદાર કોડાસિંહ ઉપરથી પડ્યું છે. એના તાબામાં મૂખ્યત્વે કરીને જમના અને **માંકડા** નદીની વચ્ચેનો મુલક હતો. આ **મિસલમાં ડાલસીયા** કુટુંબ ઘણું જોરાવર હતું. અને હાલ પણ **સતલજની** આ બાજૂનાં સંસ્થાનોમાં આ કુટુંબનું એક રાજ્ય છે. **ચીલોંડીનો** સરદાર **બાઘેલસિંહ** પણ આ મિસલમાં પ્રખ્યાત માણસ હતો. એનું ગયાળ ગયું છે.

**નિશાનિયા—મિસલ** કોઇપણ કાળે ઘણી દમવાળી નહોતી. એઓ ખાલસાનું નિશાન ઉચકનાર હતા, તેથી એમનું એ નામ પડ્યું હતું. આ મિસલના સૌથી જબરા સરદાર જયસિંહે ઇ. સ.

૧૭૬૩ માં સરહિંદની જીત થઇ ત્યારપછી પોતાની જાગીરો મેળવી હતી. આ **મિસલ**ના લોકોની પાસે **અંબાલા**, **લીદરાન**, **શાહબાદ**, **અમલોહ** અને બીજા **પ્રાંતો** હતા.

**સક્રરચખિયા**—મિસલની મૂળ જાગીર કાંઇ વધારે નહોતી. એ **મિસલ**નો છેલ્લો આગેવાન **રણજીતસિંહ** હતો; અને એથીજ એ **મિસલ** પ્રખ્યાત છે. મહારાજાના ઇતિહાસ સાથે આ **મિસલ**નો ઇતિહાસ આવી જશે.

**સરદાર તારાસિંહ**ની આગેવાનીવાળી **મિસલ**નું નામ એના ગામના નામ ઉપરથી **દુલેવાલિયા** પડયું હતું. એ સરદાર અને એના અનુયાયીઓની પાસે **જાલંધર** દોઆબના ઉપલા ભાગનો ઘણો ભાગ, **અંબાલા** અને **લુધીઆના**નો ઉત્તર ભાગ અને **ફિરોજપુર**ની કેટલીક જાગીરો હતી. મુલતાની દિશા તરફ **લાહોર** અને **ઘોઘેઇરા**ની વચ્ચેના **નક્કી**ના મુલકમાં **નક્કાઇઓ** રહેતા હતા. આ **મિસલ** કોઇપણ કાળે જોરાવર નહોતી. એમના લશ્કરમાં એકએક હજાર ઘોડેસ્વાર, તથા થોડી ઉંટ ઉપરની દરેક દિશામાં ફેરવી શકાય એવી તોપો હતી. પરંતુ **પંજાબ**ના આ પ્રાંતના **જાટ** લોકો પોતાની બહાદુરીને માટે મશહુર છે, અને તેમણે **સરદાર હિરાસિંહ** અને **રામસિંહ**ની આગેવાની નીચે રહીને **ઘોઘેઇરા**, **કાસુર** અને **શરકપુર**માં નવ લાખ રૂપિયાની વાર્ષિક પેદાશની જાગીરો મેળવી હતી.

છેક છેલ્લી **મિસલ શાહિદ**ની કહેવાય છે. એ સમયે તો ધર્મગુરૂઓ પણ સાધારણ માણસોની પેઠેજ લડતા. એમ છતાં પણ આ **મિસલ** લઢવૈયાની ટોળી કરતાં એક ધાર્મિક મંડળીને વધારે મળતી છે. **ખાલસા** જાતેજ યુદ્ધમાં પ્રવૃત્ત થયેલું ધર્મ-

મંડળ હતું. **શાહિદ મિસલનો** સ્થાપનાર **તળવંડી**ના મઠનો **સદાસિંહ** હતો. આ જગાએ **ગુરૂગોવિંદસિંહે** થાક ખાધો હતો. એ જગાને **દમદમ** કહે છે, તે અગાડી કહી ગયા છીએ. **જાલંધર**ના **મુસલમાન** સુબાની સાથે લઢતાં આ સરદાર મરાયો હતો. કહે છે કે એનું માથું કપાયા પછી પણ એના ધડે ઘોડેથી પડયા પહેલાં થોડે સુધી દોડ કરીને કેટલાક શત્રુઓને કાપી નાંખ્યા, આથી એનું "**શાહિદ**" એટલે **ખાલસા**ને અર્થે પ્રાણ આપનાર એવું નામ પડયું. એના અનુયાયીઓ પણ **શાહિદ** કહેવાયા.

આ **મિસલ** પોતે એકલી યુદ્ધે ચઢતી નહિ; પરંતુ બીજી **મિસલો**ની જોડે મળીને યુદ્ધે જતી. એણે **રાણીઆ, ખારી** અને **જરૌલી**ની આસપાસ જાગીરો મેળવી હતી. અદ્યાપિ **દમદમ**નું પવિત્ર સ્થળ આ **મિસલ**ના વંશજોના હાથમાં છે.

અઢારમા સૈકામાં અને ઓગણીશમા સૈકાના આરંભમાં **સીખ** લોકોની લડાયક **મિસલો** આ પ્રમાણે હતી. પરંતુ આ **મિસલો**માં નિરંતર ફેરફાર થતો, અને એમના મુલકની માલીકી વારે ઘડીએ બદલાતી. આ **મિસલો** પોતાના સામાન્ય શત્રુ **મુસલમાનો**ની સાથે લડતી તેના કરતાં માંહોમાંહે વધારે લડતી. **મહારાજા રણજીતસિંહે બ્રિટિશ** સરકારના રક્ષણ તળે નહોતી એવી બધી **મિસલોને** કચરી નાંખી ત્યારેજ એમના માહોમાંહેના કજીઆનો અંત આવ્યો. એક **મિસલ**વાળાને પણ માંહોમાંહે કજીઆ થતા, અને કેટલીકવાર એક તો કેટલીક વાર બીજો એમ સરદારો આગેવા ન થતા. **સીખ**-ધર્મ બંધારણને લીધે આમ બનતું હતું. રાજા કે ઉપરી એવું એ પંથમાં કાંઇ નહોતું. એના મૂળ સિદ્ધાંતજ સરખાપણાના

હતા. અમે સ્વતંત્ર સિપાઇઓ છીએ, એવી દરેક સીખ શેખી મારતો. ખાલસાની શરૂઆતમાં જ્યારે બધા ઉત્સાહી હતા, અને જ્યારે કોઇ અમુક સરદારની સત્તાનું પ્રાબલ્ય થયું નહોતું ત્યારે "અમે સ્વતંત્ર છીએ" એવું કહેતા, તે લગભગ ખરૂં કહેવાય એમ હતું. પરંતુ ધીરે ધીરે કેટલાક સરદારોનું બળ વધતું ગયું, ત્યારે તેમના નબળા પાડોશીઓને પોતાના બચાવની ખાતર કોઇ બળવાન સરદારના રક્ષણમાં રહેવાની ખાસ જરૂર પડી. જો એઓ એમ કરે નહિ તો બીજા જબરા પડોશીઓ એમનાં પર ચઢી આવે, અગર આ બળવાન સરદારોજ એમને પચાવી પડે. માટે પોતાના રક્ષણ માટે લશ્કરી નોકરી કરવાની બોલીથી તેઓ આવા સરદારના તાબેદાર થઈ રહ્યા.

આવા સમયમાં સીખ સરદાર પોતાના અનુયાયીઓ પાસે માત્ર એક ઘોડો અને બંદૂક સિવાય બીજા કશાની આશા રાખતો નહિ. તેમજ સિપાઇને પણ બીજું કાંઇ જોઇતું નહિ; માત્ર સરદાર પોતાનું રક્ષણ કરે, અને ગુરૂ અને ઇશ્વરને નામે લૂટવા સારૂ પોતાની સાથે આવવા દે એટલે થયું. પગાર બગારની પંચાતજ નહોતી. જો કે સઘળા સીખ લોકો માનવામાં તો સરખા ગણાતા હતા; તથાપિ અમરસિંહ મજીઠીઓ જે એક તીરથી ઝાડ વીંધી નાંખતો અને હરિસિંહ નવલો જે તરવારને એક ઝટકે વાઘ કાપી શકતો હતો, તેના જેવો કોઇપણ જબરો સખ્સ ઘણી સહેલાઇથી પોતાની જોડે સિપાઇઓને એકઠા કરી શકતો, અને પોતે સરદારપદ ધારણ કરતો. અગાડી જતાં એવો સમય આવ્યો કે સીખ લોકોએ પોતાને ઘણી વહાલી સ્વતંત્રતા જે માત્ર સ્વપ્નવત્ નામનીજ રહી હતી, તે પણ કેટલેક દરજ્જે તજી દઇને યાહુદી લોકોની પેઠે પોતાનો રાજા ઠરાવ્યો.

સતલજની ઉત્તર અથવા દક્ષિણ તરફનાં સઘળા મોટાં રાજ કુટુંબોની શરૂઆત ઉપર કહ્યું તેમજ થઇ છે બળ એજ હક્ક. એ ન્યાયને આધારે તરવાર અને બાહુબળથી સીખ લોકોના મંડળનું બંધારણ રચાયું છે. જગતમાં સઘળી જગાએ બળવાન પ્રજાનો ઉદ્દ્ભવ એમજ થાય છે. પોતાના બળ અને જીત વડે મોહ પમાડીને ઘણા સિપાઇઓને એકઠા કરવા, એવી દરેક સીખ સરદારને આકાંક્ષા હતી. પછી તે સિપાઇઓ ગમે તે હોય, અને પોતાની પાસે આવ્યા પહેલાં તેમની ચાલચલગત ગમે તેવી હોય, તેની તેઓને દરકાર નહોતી. જો માત્ર તેઓ સારી રીતે ઘોડે બેસી અને લઢી જાણે તો બસ. ઘણુંકરીને દરેક સીખને આ બે વાનાં તો જરૂર આવડતાં. આ સમયમાં દરેક ગામડું કિલ્લા જેવું થઇ પડ્યું હતું. આજુબાજુનું મેદાન બધું દ્રષ્ટિએ પડે, એ પ્રમાણે દરેક ગામ ટેકરીપર બાંધેલું હતું ગામના રસ્તા ભાગ્યેજ બે આદમી જોડે જોડે ચાલી શકે એવા ઘણાજ સાંકડા હતા; અને જેવી સ્થિતિ યાહુદી અને સેમેરીટન જનમંડળની થઇ હતી, તેવીજ સીખ લોકોની થઇ હતી. પાડોશી એટલે શત્રુ, એમ બન્યું હતું; અને દરેક ખેડુત જોડે હથિયારબંધ આદમી હોય તોજ ખેતી કરી શકતો. જો પોતે જોરાવર ન હોય, અને રક્ષણ ન કરી શકે એવો હોય તો કોઇપણ આદમી પોતાની જમીન, પોતાનો ઘોડો અને પોતાની સ્ત્રી પોતાની પાસે રહેશે એવો ખાત્રીબંધ નહોતો. એ વાત ખરી કે સીખ સરદારો મુસલમાનોને લૂટવાથી અગર મુસલમાન પાદશાહના લશ્કરને લૂટવાથી ઘણા ખુશી થતા, પણ એમ કરવામાં તેઓની સ્વદેશભક્તિના કરતાં લૂટવાની દાનત વિશેષ પ્રબળ હતી. અને એઓ લૂટવામાં મારા તારાનો ભેદ રાખ્યા વગર બધાને લૂટતા! આ જગાએ ન્યાયની ખાતર એક વાત તો કહેવી

જોઇએ કે તેઓ લઢવામાં રાક્ષસની પેઠે નહિ, પણ માણસની પેઠે વર્તતા. આ બાબતમાં તેઓ મધ્ય હિંદુસ્તાનના પિંઢારા કરતાં અને બંગાળાના ધાડપાડુઓ કરતાં ઘણાજ ચઢીઆતા હતા. આખા **સીખ** ઇતિહાસમાં **સીખ** લોકોએ લડાઇ વખતે બૈરાંઓની લાજ લૂટવાના અને માણસો ઉપર જુલમ કરવાના દાખલા ઘણાજ થોડા માલમ પડેછે. દક્ષિણ હિંદુસ્તાનના ઇતિહાસમાં આવા જુલમના દાખલા ઠેકાણે ઠેકાણે માલમ પડે છે.

એ ખરૂંછે કે ઘણી સ્વરૂપવાન **જાટ**ની છોડીઓને **સીખ** લોકો ધાડ વખત પકડી જતા; પરંતુ ઘણીખરી તો એઓ પોતાની રાજીખુશીથી નીકળી જતી. **જાટ**ની છોડીઓ નાનપણથી હિંમતવાન અને જોરાવર હોય એજ મારો ધણી એમજ સાંભળતી; અને તેથી પોતાનું ગામ બાળનારા અને ભાઇભાંડુઓને મારી નાંખનારા હોવા છતાં પણ જે લડીને લઇ જાય, અને પોતાની જોડે લગ્ન કરે, તેવા બહાદૂર **સીખ**ને રાજીખુશીથી તાબે થતી **સીખ** લોકો બેશક લૂટારાનો ધંધો કરતા હતા; અને ઢોર વાળી જવાં એ એમનો ખાસ આબરૂ ભરેલો ધંધો હતો. કેટલાક સૈકા ઉપર સરહદના **સ્કૅાટ** પહાડી લોકો પણ એવોજ ધંધો કરતા. એમ છતાં **સીખ** લોકો પોતાના ધર્મને માટે ઘણા આગ્રહી હતા; અને પોતાના ગુરૂને મારી નાંખવાને લીધે અને ધર્મસ્થળોનો નાશ કરવાને લીધે, અને લાંબા વખતથી એમને પોતાના પગતળે કચરી ઘાલ્યા હતા માટે **મુસલમાન** લોકો ઉપર તેમને ઘણોજ તિરસ્કાર હતો. આ કારણોને લીધે કેટલેક દરજ્જે તેમની પ્રતિષ્ઠા હતી. અને એમની સ્વારીઓ અને ધાડ વગેરેના હેતુમાં પ્રજાસમગ્રનો લાભ હોય એમ જણાતું.

**સીખ** લોકોના લશ્કરને "દળખાલસા" એટલે "ઈશ્વરનું દળ" અથવા "બુઢાદળ" લશ્કર એમ કહેતા. એનો મોટો ભાગ ઘોડેસ્વાર હતો. એમને **કાટીઆવંડ** કહેતા હતા. એઓ પોતે પોતાનો ઘોડો રાખતા, અને એ બદલે લૂટમાંથી તેમને બેવડો ભાગ મળતો હતો. દરેક સરદાર પોતાની શક્તિ પ્રમાણે પોતાના સિપાઇઓને ઘોડા અને હથિયાર પૂરા પાડતો. આવા સિપાઈઓ બારગીર કહેવાતા. જીતાયેલા દેશમાં ખંડણી તરીકે ઘોડા તો ખાસ લેવાતાજ, અને તેથી જીત થઈ કે તરત પાયદળ લશ્કરને ઘોડા આપીને તેમનું ઘોડેસ્વારનું લશ્કર બનાવી દેતા. પાયદળ લશ્કર ઉતરતા દરજ્જાનું ગણાતું અને તેને માત્ર ચોકી પહેરાનું અને એવું બીજું કામ સોંપતા. **સીખ** લોકોની લડાઇઓ હમેશ ઘોડેસ્વારની લડાઇઓ હતી; માત્ર **અકાળી** લોકોની પાયદળ પલટણો ચઢીઆતી ગણાતી. **અકાળીઓ** ધર્મચુસ્ત ઝનુનીઓ હતા. તેઓ આસ્માની રંગનો પોશાક પહેરતા, અને પાઘડીની આજુ બાજુ લોઢાનું ચક્કર પહેરતા. આ ચક્કર શોભાને માટે તેમજ હથિયાર તરીકે વપરાતું. હથિયાર તરીકે એ બહુ અસરકારક નહોતું.

**અકાળીઓની** બીજી ખાસ **નિશાનીમાં** એઓ પાઘડીમાં છરી ખોસતા, ખભે તરવાર લટકાવતા, અને જાડી લાકડી રાખતા. ભાંગ પીને મસ્ત બનેલા આ ધર્મઝનુનીઓ કોઈ ગામ વગેરે પર હુમલો કરવો હોય તો ઘણુંકરીને આગળ થતા, અને વખતે ઘણું પરાક્રમ કરતા. પણ આ લોકો કાયદાના બંધનમાં નહોતા; તેમજ અનિશ્ચિત હતા. શાન્તિના વખતમાં એઓ ઘણા નિર્મર્યાદ હક્ક ભોગવતા હતા. પાયદળ તીરકામઠાં વાપરતું, થોડી બંદુકો પણ હતી;

પણ બંદુકના દારૂની બહુ છત નહોતી; તેમજ **સી**ખ લોકોને બં-દુકનો દારૂ વાપરવો થોડો ગમતો. એમની પાસે બંદુક હોય તો એઓ કદિ ઝંપતા નહિ. આજ કારણને લીધે તેમનું તોપખાનું નજીવું હતું. જો કે **મ**હારાજા **ર**ણજીતસિંહના તાબામાં ફ્રેન્ચ અને ઇટાલીઅન લોકોના હાથ નીચે ઘણુંજ જબરૂં અને સારી ગોઠવ-ણવાળું તોપખાનું હતું; પરંતુ આખર સુધી પણ લશ્કરના એ ખાતાપ્રતિ ખરા **સી**ખ લોકોને અણગમો હતો; અને એમાં મુખ્ય-ત્વે કરીને મુસલમાન લોકોને દાખલ કરતા. લડાઇમાં મળતી લૂટ બધા સરખે હિસ્સે વહેંચી લેતા. જો કોઈ સિપાઇ ઘાયલ થતો તો તેને જરૂર બદલો મળતો. તેમજ જો કોઇ સિપાઇ મરી ગયો તો તેના છોકરાને અગર કોઇપણ પાસેના સગાને એની જગાપર દાખલ કરતા.

**હિં**દુ નામ થોડાં હોઇને વળી ઘણાખરાને અંતે " સિંહ " શબ્દ લગાડેલો હોવાથી **સી**ખ લોકોના આગેવાનો અને સરદારો કાંઇ ખાસ નામથી ઓળખતા. ઘણીખરી વખત આ નામ તેમની જન્મભૂમિ ઉપરથી અગર એમણે સર કરેલાં કોઇ શહેર ઉપરથી પાડવામાં આવતું. જેમકે જસાસિંહ **આ**લુવાલીઆ. કેટલીક વખતે કોઇ જાતિ ગુણ અગર સારાં નઠારાં ખાસ લક્ષણપરથી પણ નામ પાડતા. એના થોડા દાખલા અહીં આપીશું. જેમકે **નિ**ધાનસિંહ **પં**જહથ્થા ( લડાઇમાં ઘણો બળવાન હોવાથી–પાંચ હાથ વાળો. ) **લે**હનાસિંહ ચીમની (નીચો હોવાથી--ટુંકો.) **મો**હરસિંહ લાંબા. ( ઉંચો હોવાથી. ) **શે**રસિંહ કમળા (બેવકુફ). **ક**રમસિંહ **નિ**ર્મલ ( કલંક વગરનો ). **સી**ખ ઇતિહાસમાં આવાં સેંકડો નામ ભરેલાં

છે. આમાંનાં ઘણાંક તો હાલના સમયમાં સીખ લોકોમાં કુટુંબની જૂની આબરૂ ભરેલી અડક તરીકે વપરાય છે.



# પ્રકરણ ૫ મું.

## મહારાજા રણજીતસિંહ.

કોઇપણ મુસાફર પંજાબમાં મુસાફરી કરી આવે, અને રણજીતસિંહનો ચહેરો કેવો હતો એ જાણ્યા વગર રહે, એમ બનેજ નહિ. એના મરણને અર્ધું સૈકું થઇ ગયું છે તે છતાં એનું નામ ઘેર ઘેર ગવાઇ રહ્યું છે. એની છબી મોટા શ્રીમંતથી માંડીને ગરીબ ગુરબાં સુધી ઘેરઘેર રાખી હોય છે. અમૃતસર અને દિલ્લીના હાથીદાંતપર છબી ચિતરનારાઓ ખસુસ કરીને એની છબી ઘણી ચિતરે છે. એઓ બહુધા એને પુખ્ત ઉમરનો અગર ઘરડો ચિતરે છે. એની જુવાનીની છબી ક્વચિતજ મળે છે. લાહોરના દરબારમાં શરૂઆતમાં ઉચા હુન્નરોને ઉત્તેજન નહોતું અપાતું. જો કે એનો દેખાવ ભૂલાય નહિ એવો અને અસરકારક હતો, તોપણ વૃદ્ધાવસ્થામાં રણજીતસિંહ બીલકુલ સ્વરૂપવાન નહોતો. ઘણું સખ્ત કામ, ઘણીક સ્વારીઓ પર જવાની મહેનત, દારૂનો ઘણોજ ઉપયોગ, અને વિષયાસક્તપણું; એઓએ કરીને એને વૃદ્ધાવસ્થા વહેલી પ્રાપ્ત થઇ હતી. પચાસ વર્ષની ઉમ્મરે તો એ ઘસાઇ ગયેલો ઘરડો ખખ થઇ રહ્યો હતો.

મહારાજાનું વર્ણન ઘણા સમકાલીન માણસોએ લખ્યું છે.

તેમાંથી બેરન હ્યુગલે લખેલું વર્ણન અમે અત્રે આપીએ છીએ. એ વર્ણન જોઇએ એવું આબેહૂબ છે. એ કહેછે કેઃ—

"રણજીતસિંહ કદે ઠીંગણો હતો, અને મોં ઉપરથી ઘણો હલકો દેખાતો હતો. જો એની મહાન બુદ્ધિથી એ વિખ્યાત ન થયો હોય, તો એના સામું જોવાનું આપણને મન પણ ન થાય. એમને આખા પંજાબમાં કદરૂપામાં કદરૂપો અને જેનું મોં જોવાથી આપણા મન ઉપર એને માટે બીલકુલ સારી અસર ન થાય એવો લાગ્યો, એમ કહું તો બીલકુલ અતિશયોક્તિ કરી ન કહેવાય. એની ડાબી આંખ જે તદ્દન બંધ રહેછે, તેના કરતાં એની જમણી આંખને લીધે એનો ચહેરો ઘણોજ નઠારો દેખાયછે. જમણી આંખ રોગને લીધે હમેશાં ફાટીને ફાટી રહેછે; તેમજ હમેશાં ડોળો આમ તેમ ફર્યા કરેછે. એના મોં ઉપરના શિતળાના ડાઘા એક બીજામાં મળી ગયા નથી, અને તેઓ દરેક એની ઝાંખી બદામી રંગની ચામડી પર કાળા ડાઘા જેવા દેખાય છે. એનું નાક સીધું, ટુંકું અને ટેરવા અગાડી ફુલેલું છે. એના દાંત હજુ પણ સારા દેખાય છે. એની દહાડી કાબરચિત્રી અને બન્ને ગાલ અને ઉપરના હોઠ ઉપર આછી છે. હડપચીની નીચે એની દહાડી ગુંચાઇ ગયેલી દેખાય છે. એના બન્ને ખભા પહોળા અને માથું ખભામાં પેશી ગયેલું છે. એના જેવા ઠીંગણા માણસને હોય એના કરતાં એનું માથું પ્રમાણમાં ઘણું મોટું છે, અને સહેલાઇથી આમ તેમ ફરી શકતું ના હોય એવું જણાય છે. ગરદન જાડી ભરાવવાળી છે. હાથ અને પગ પાતળા છે; ડાબો હાથ અને પગ જૂઠા થઇ ગયેલા. એના હાથના પંઝા નાના અને ઘાટદાર છે. કોઇ પણ અજા-

હ્યો માણસ મળવા આવે ત્યારે કોઇ વખત વાત કરતાં સામા આદમીનો હાથ પોતાના હાથમાં પકડી રાખવાની એને ટેવ છે. આ પ્રમાણે અર્ધા અર્ધા કલાક સુધી એ કોઇનો હાથ પકડી રાખે છે. આમ સામા આદમીનાં આંગળાં જાથુ દબાવી રાખેછે, તેથી એના મનની ઉશ્કેરાયેલી સ્થિતિ માલુમ પડી આવેછે. એના પોશાકથી એનું કદરૂપ ઉલટું વધેછે. શિયાળામાં એનો પોશાક પાઘડીથી માંડીને તે છેક મોજાં અને જોડા સુધી કેસરીઆ રંગનો હોય છે. પણ એ જ્યારે પોતાના પગ વાળીને સાધારણ અંગ્રેજી ખુરસી ઉપર દેશી બેઠકે બેસેછે, ત્યારે તો એ ઘણોજ ખરાબ દેખાય છે; પરંતુ જ્યારે એ પોતાની કાળી ઢાલ પોતાની પીઠે બાંધી દઇને ઘોડે ચઢેછે ત્યારે એ ખરેખાત પોતાની પૂર્ણ શક્તિથી ખીલી નીકળેછે. એના અંતઃકરણનો જુસ્સો જાણે કે પ્રદિપ્ત થઇને બહાર નીકળી આવેછે, અને કોઇથી મનાય નહિ એવું ચાંચલ્ય જણાય છે. જો કે એનું અર્ધાંગ પક્ષાઘાતથી જૂઠું પડી ગએલું છે, તોપણ એ પોતાના ઘોડાને ઘણીજ સહેલાઇથી કબજે રાખે છે."

ખરેખાત આ વર્ણન એવું આબેહૂબ છે કે રણજીતસિંહને માટે પ્રથમ તો અરૂચીજ ઉત્પન્ન થાય. સામાન્ય રીતે પંજાબમાં શીળીનો દુઃખદાયક રોગ બહુ કેર વર્તાવતો. હાલ ગૌશિતળાનો પ્રચાર છતાં પણ આ દુષ્ટ રોગ ઘણાંને કદરૂપાં બનાવેછે. રણજીતસિંહ જો કે નીચો અને શીળીથી કદરૂપો થયેલો હતો, તોપણ ઇ. સ. ૧૮૩૪ માં એને પક્ષાઘાત થયો, તે પહેલાં નમુનેદાર સિપાઇ બચ્ચો હતો. જાતે મજબૂત, પાતળો, ચાલાક, હિંમતવાન અને થાક ખમી શકે એવો હતો. એને ઘોડે બેસતાં ઘણુંજ સરસ આવડતું; અને બીલકુલ થાકયા વગર આખો દિવસ ઘોડાની પીઠપર

રહી શકતો. એને ઘોડાનો તો ખાસ શોખ હતો એટલો શોખ હતો કે એ એક છર કહી શકાય. એની અશ્વશાળા ઘણી મોટી હતી. અને ખાસ પોતાનેજ બેસવાને હિંદુસ્તાન, અરબસ્તાન, અને ઇરાનના દરેક ભાગમાંથી ઘોડા આણીને એકઠા કર્યા હતા. તે અચ્છો શિકારી અને નિપુણ શસ્ત્રધારી હતો. તે ઇ. સ. ૧૮૩૧ માં રૂપરમાં પોતાના અને સ્કીનરના ઘોડેસ્વાર સાથે ખીલા ઉખાડવાની અને તરવારની રમતની સરતો જીત્યો હતો. એનો પોશાખ તદ્દન સાદો હતો. શિયાળામાં અને વસંતઋતુમાં એ ઘણું કરીને કેસરીઆ રંગની કાશ્મિરનાં ગરમ લૂગડાં પહેરતો હતો; અને ઉનાળામાં ધોળા મલમલનાં લૂગડાં પહેરતો હતો. ખાસ રાજકીય પ્રસંગ સિવાય ઘરેણાં પહેરતો નહિ. દેશી રાજા અને દરબારી માણસોમાં જેઓ ઘણાજ બુદ્ધિશાળી અને સારા હોયછે, તેઓ બહુધા સાદાજ રહેછે. યૂરોપિયનોની હેઠે એઓ શરીર શણગારને ધિક્કારેછે. શરીર શણગાર તો સ્ત્રીઓ અને જંગલી લોકો સારૂ છે, એમ માનેછે. ઇંદોરના સ્વર્ગવાસી મહારાજા તુકાજીરાવ હોલકર, રાજા સર દિનકરરાવ અને નિઝામ સરકારના મહાન પ્રધાન સર સાલારજંગ, હંમેશ પોતાના ગરીબમાં ગરીબ નોકરના જેવોજ સાદો પોશાક પહેરતા. પરંતુ રણજીતસિંહને મશહુર થવાને જવાહીરની ગરજજ નહોતી. એ જ્યારે આંધળો, નબળો અને અર્ધાંગે જૂઠો પડી ગયેલો હતો, ત્યારે પણ એના દબદબાવાળા જુસ્સાદાર અને લડાયક સરદારો ઉપર એનો દાબ કેટલો બધો હતો એ ખરેખાત અજાયબ જેવું છે. ઇ. સ. ૧૮૩૧ માં લોર્ડ વિલ્યમ બેન્ટિકની પાસે એના સરદાર ફકીર અઝીઝુદ્દીનને એલચી તરીકે મોકલ્યો હતો. એક ઇંગ્રેજ અમલદારે વાતચીતમાં એમને પૂછ્યું કે મહા-

હારાજાની કઇ આંખ કાણી છે ? આ વખતે એણે કહ્યું કે મહારાજાના મુખારવિંદનો પ્રતાપ–તેજ–એવો તો છે કે હું એમના મોં સામું અદ્યાપિ જોઈ શક્યો નથી કે તમને જવાબ દઇ શકું.

ખરેખાત રણજીતસિંહમાં મહાન પુરૂષોનાં કેટલાંક ખાસ લક્ષણો ઘણાજ સ્પષ્ટ દેખાતાં હતાં. સાધારણ નીતિ અને આપણા જનમંડળની રૂઢીને અનુસરીને જોઇએ તો એનામાં બીલકુલ નીતિ નહોતી. જેમ ખેતરમાં વાવ્યા વગરના નકામા છોડવા ઘણાએ ઉગી નીકળે છે, તેમ રણજીતસિંહમાં માણસજાતના હૃદયમાં ઉદ્ભવ પામતા ઘણા દુર્ગુણો અને નબળાઇ ઘણી હતી. અને પ્રથમ દ્રષ્ટિએજ એનું નીતિસ્વરૂપ એના બહારના આવરણના જેવુંજ ઠીંગણું અને હિમાઇ ગયેલા જેવું જણાતું. સ્વાર્થી, લોભી અને જૂઠો, ઘણોજ વહેમી અને બેશરમરીતે દારૂડીઓ, તેમજ રંડીબાજ હતો. માનવંતા સદ્દગુણોનો એનામાં અંશ નહોતો. પરંતુ એઓની ગેરહાજરી ખુલ્લી દેખાતી હતી તે છતાં પણ એ મહાન પુરૂષ હતો. સીઝર અને સિકંદરથી માંડીને તે નેપોલિયન પર્યંત દરેક પ્રખ્યાત સરદારની પેઠેજ એનામાં પણ બુદ્ધિપ્રાબલ્ય અને નીતિનો યોગ નહોતો થયો. એનામાં એવા ગુણો હતા કે જે ગુણો વગર એણે પાર પાડેલાં મહાભારત કામો પાર પાડે નહિ; અને એ ગુણને લીધેજ એ એક મહાન પુરૂષ હતો. એનામાં દરેક ગૃહસ્થમાં હોયછે એવા સામાન્ય સદ્દગુણો નહોતા; પરંતુ એ સદ્દગુણો નહોતા તેથી કરીને કાંઈ એની વિલક્ષણ શક્તિમાં ન્યૂનતા આવતી નથી. એનામાં હુકમ પળાવવાની સ્વાભાવિક શક્તિ હતી. અને એ રાજ્ય કરવાનેજ જન્મ્યો હતો. એની આજ્ઞાઓ માનવીજ પડે એમ હતું એની આજ્ઞાનો

અનાદર કરવાને કોઇની તાકાદ નહોતી, માટેજ દરેક માણસ એની આજ્ઞા પ્રમાણે વર્તતો. પોતાની જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં પણ સીખ લોકો, અમીરો, ધર્મગુરૂઓ અને પ્રજા સમસ્ત ઉપર એની સત્તા કેટલી બધી હતી, તે ઉપરથીજ એની મોટાઇનું માપ થાય છે.

એ ઘણોજ હિંમતવાન હતો, અને હિંમતની સાથે એનામાં ગમેતેવી અડચણ આવી પડે તોપણ ડગે નહિ એવું ખંતિલાપણું હતું. હું જે કામ માથે લઉં તે ધીસ નાજ જાય, એવો પોતાની શક્તિમાં ભરોસો હોવાથી એણે માથે લીધેલું કોઇ પણ કામ નિષ્ફળ ગયુંજ નથી. રાજ્યદરબારી બાબતમાં એનું ડહાપણ ઘણુંજ હતું. ઇંગ્રેજ લોકો ભરોંસો રાખવા લાયક દોસ્ત છે, અને જો તેની જોડે દુસ્મનાવટ કરીએ તો તેઓ ઘણા ભયંકર શત્રુઓ છે; આ વાતની પોતાની ખાત્રી હોવાથી એ ઇંગ્રેજ સરકારનો ચુસ્ત મિત્ર હતો. આ બાબતથી એનું રાજ્ય બાબતમાં ડહાપણ ખાત્રી ભરેલી રીતે સિદ્ધ થાયછે. પોતે જ્યાં સુધી રાજ્ય કર્યું ત્યાં સુધી ગમે તે લાલચો મળતી, અને ઇંગ્રેજ લોકો સતલજની આ બાજુમાં રાજ જીતી લેવામાં વચ્ચે આવ્યા હતા, તે છતાં એ પોતે ઇંગ્રેજોનો મિત્ર રહ્યો હતો. એના મરણ પછી પણ આ મૈત્રીની ખ્યાતિ એવી તો બળવાન હતી કે ઇંગ્રેજોનું લસ્કર અફઘાનીસ્તાનમાં કપાઇ ગયું હતું, અને પંજાબમાં ખળભળાટ થઇ રહ્યો હતો, તે છતાં પણ રણજીતસિંહનો દારૂડીઓ અને નબળો દીકરો મહારાજા શેરસિંહ ઇંગ્રેજ લોકોની મૈત્રીને દ્રઢતાથી વળગી રહ્યો હતો. રણજીતસિંહમાં પોતાના તાબાનાં માણુસો ડહાપણથી સારી રીતે પસંદ કરવાનો ગુણ હતો. આ ગુણ બુદ્ધિવાનપણાની ઉત્કૃષ્ટ નિશાની

છે. આ ઉપયોગી ગુણ ન હોવાને લીધે ઘણા ઉત્કૃષ્ટ બુદ્ધિવાન આદમીઓનાં કાર્ય ભંગ થયાંછે એ માણસને પારખી શકતો. રણજીતસિંહમાં આ ગુણ હોવાને લીધે એવા નઠારા અને કટાકટીના વખતમાં પણ એનાં માણસો એની નોકરી તાજુબી ભરેલી સારી રીતથી કરતાં. એ પોતે સ્વભાવે તો લોભી અને બલાત્કારે નાણાં કઢાવે એવો હતો, પરંતુ સારી નોકરી કર્યાનો ઉદારતાથી સારો બદલો આપવામાંજ લાભ સમજતો, અને તેથી પોતાની મેળવેલી લૂટ ઉદારતાથી વહેંચતો. એના માનીતાઓને એ મોટી મોટી જાગીરો આપતો, અગર ઘણાં વર્ષાસન આપતો. આમ કરવું ખાસ જરૂરનું હતું. કેમકે એ લોકોને રણજીતસિંહ બોલાવે કે તરત લશ્કરી સિપાઇઓને લઇને હાજર થવું પડતું; અને એમની ઉપજનો ઘણો ખરો ભાગ આ લોકોના ખર્ચમાં તણાઇ જતો. રણજીતસિંહ પાસે જે જે હતું, તે બધું બીજા કોઇની પાસેથી નિર્દયતાથી લઈ લીધેલુંજ હતું. યૂરોપના મોંટકાર્લો અગર જ્યાં જુગારીઓ એકઠા થતા હોય ત્યાં જેમ નિરંતર દ્રષ્ટિએ પડેછે તેમ પૈસાનો લોભ, અતિ તૃષ્ણા, વાંઝીઆપણું, એ બધા દુર્ગુણો એક બીજાના નિકટ સંબંધીઓ છે.

મહારાજા રણજીતસિંહના ઘણા દોષ દુર્ગુણો છુપાવીએ, અને તેનું વર્ણન ન કરીએ તો ખરો ઇતિહાસ ન લખવાનો દોષ આવે છે. તથાપિ એની અને એના દોષની સારાસારની તુલના કરની વખત એ પોતે જે કાળમાં અને જે જનમંડળમાં થઈ ગયોછે, તેની સ્થિતિ પણ ધ્યાનમાં લેવી જોઇએ. એમ ન કરીએ તો એની તુલના વાજબી કરી કહેવાય નહિ. દરેક સમયમાં અને દરેક જનમંડળમાં ગુણ દુર્ગુણનું ધોરણ ખાસ જૂદું જૂદું હોય છે. જે કૃત્ય આજ

આપણુને ઘણુંજ નઠારૂં અને અપકીર્તિ ભર્યું લાગતું હોય, તે આ-જ સો વર્ષ પછી આબરૂ ભર્યું ગણાતું થાય. સુધરેલા લોકોના દુર્ગુણો જંગલી લોકોના દુર્ગુણો કરતાં ચોકખા હોતા નથી. માત્ર એટલું કે એ દુર્ગુણો ઉપરથી ઢાંકવાનો ડોળ કરવો ઠીક લાગતો હોય તો તે ઢાંકવામાં આવે છે. ખરાબ વર્તનનાં માણસો પણ સદ્ગુણી કહેવડાવવાનો પ્રયત્ન કરીને સદ્ગુણની શ્રેષ્ટતાનો અંગીકાર કરતાં હોય એમ જણાય છે. ઈંગ્લાંડની ગાદીએ જ્યારે જ્યોર્જ રાજાઓ હતા, ત્યારે ઇગ્રેજો લાહોર દરબારના અમીરોની પેઠેજ છડેચોક ખુબ દારૂ પીતા. ઇંગ્રેજીમાં કહેવત તરીકે બોલાતું "અમીરના જેવો પીધેલો" એ વાક્યજ અઢારમા સૈકામાં ઇંગ્લાંડમાં અમીર વર્ગની આદતો કેવી હતી, તે ઠીક બતાવે છે. પરંતુ હાલ એ રિવાજ બદલાઇ ગયો છે, અને ઇંગ્રેજોમાં દારૂનો પ્રચાર ઓછો થયોછે, અગર તો છડેચોક ન પીતાં ગુપ્ત રીતે પીવાય છે. સ્ત્રી પુરૂષના સંબંધ પરત્વે પંજાબની નીતિ ઘણીજ હલકી હતી, તથાપિ સીખ લોકો એવું બહાનું બતાવી શકે કે સ્ત્રીઓની હાલત ઉતરતી હતી. કેળવણી અગર લોક વિચારને લીધે જેમ પશ્ચિમ યૂરોપમાં ગણાય છે, તેમ પંજાબમાં સ્ત્રીઓ કદીએ ઉચી ગણાતી નહિ; અને આવા જનમંડળમાં પુરૂષો તથા સ્ત્રીઓ તરફથી પવિત્રતાઈની ઉચ્ચ મનોવૃત્તિની આશા રખા-યજ નહિ. પરંતુ હાલનાં લખાણોની શહાદત ઉપર વિશ્વાસ રાખીએ તો પારીસનું હાલનું જનમંડળ ઇ. સ. ૧૮૩૦ ના પંજાબના જન મંડળ જેવુંજ તદ્દન બગડેલું છે. મહારાજા રણજીતસિંહ જ્યારે હોળી ખેલતો હતો ત્યારે લાહોરના બજારોમાં શરમભરેલો દેખાવ નજરે પડતો; પરંતુ એ દેખાવ હાલ ઇ. સ. ૧૮૯૨ માં લંડનમાં પિકાડી લીમાં રાત્રે બનતા દેખાવ કરતાં વધારે શરમ ભરેલા ન હતા

રાજકીય બાબતમાં પણ રણજીતસિંહની તુલના કરતાં સમય અને જનમંડળની સ્થિતિ યાદ રાખવાં જોઇએ. દરેક સાખ સરદારને જુલમ, દગો અને લોભ એ તો મુખ્ય જરૂરનાં હતાં. અધમ થઇ ગએલા અને ખવાઇ ગયેલા જનમંડળમાં દરેક માણસને પોતાનાપર આવેલા હુમલાથી બચવાને અને પોતાના જાન માલનું રક્ષણ કરવાને તત્પર રહેવા સારૂ એની જરૂરજ પડતી.

મહારાજા અને દરબારીઓએ લશ્કરી અને રાજકીય બાબતમાં બળ અને દગો ફટકો વાપર્યાં છે, આ બનાવને તેઓની રહેણી અને જનમંડળ તરફ જોતાં ઘણાજ સાધારણ ગણવા જોઇએ. એમને એમ વર્ત્યા વગર ચાલેજ નહિ એવું હતું. પોતાના પંઝા અને દાંત વાપર્યા સારૂ જો કોઇ સિંહને ઠપકો દેવાય તોજ આવા વર્તન સારૂ મહારાજાને ઠપકો દેવાય. આજે પણ અફ્ઘાનીસ્તાનનો અમીર રણજીતસિંહને ધોરણેજ પોતાના દેશમાં રાજ ચલાવે છે. આ અમીર ઇંગ્રેજી રાજ્યનો ખંડિયો મિત્ર છે, છતાં ઇંગ્રેજ સરકાર એને લગાર પણ ઠપકો આપતી નથી. કારણ કે આવી જંગલી પ્રજાઓને માટે ઘણા કરડા ઉપાયોની જરૂર છે, એમ સરકાર જાણે છે. કોઇ પ્રજા કાયદાથી અંકુશમાં રહે છે, અને કોઇને જલાદની તરવાર અગર ફાંસી વશ કરી શકે છે. મહારાજા રણજીતસિંહના ગુણાવગુણની તુલના કરતાં ઉપર કહેલી બાબતોનો પુખ્ત વિચાર કરવો જોઇએ; અને એનું મહત્વ ધ્યાનમાં રાખવું જોઇએ.

અમે રણજીતસિંહને માત્ર એક શૂરવીર પુરૂષ અને રાજ્યકર્તા તરીકે ચિતરવાને શક્તિમાન થઇએ છીએ. વિરલા મનુષ્યોની ઇતિહાસમાં ઘણીજ માનપ્રદ નોંધ રખાય છે, અને તેઓ નિર્વિવાદ

રીતે મહાન પુરૂષ થઇ ગયા એમ ગણાય છે. જો આપણા મનમાંથી રણજીતસિંહનો પ્રતિકૂલ અભિપ્રાય કાઢી નાંખીએ અને રૂઢીને અનુસરતા સદ્ગુણોને ધ્યાનમાં ન લેતાં માત્ર જે વિરલા ગુણોવડે માણસ બીજા માણસો કરતાં શ્રેષ્ટ થઇ પડે છે, તેવા ગુણોનેજ લક્ષમાં લઇએ તો રણજીતસિંહ એક મહાન પુરૂષ ગણવાને યોગ્ય હતો એમ સિદ્ધ થાયછે. એના જેવી તરબીઅત પામેલા માણસોમાં હોય તેવા, અને તે કાળમાં પ્રસરેલા હલકા અને સાધારણ દુર્ગુણો એનામાં ઘણા હતા; છતાં પોતાની લશ્કરી બુદ્ધિથી મેળવેલા મુલકપર એણે એવી રીતે રાજ્ય કર્યુંછે કે જેથી એની ગણના તે સૈકાના સઘળા રાજનીતિજ્ઞ માણસોની પ્રથમ પંક્તિમાં થાય છે.

મહારાજાનાં સઘળાં લક્ષણોમાં સ્વાર્થપરાયણતાનું વિશેષ પ્રાબલ્ય હતું. એના કોઈ પણ સરદારને એ ચહાતો હતો, અગર ઉપકારની નજરે જોતો હતો, એમ કહી શકાતું નથી. જો આ બાબતને કોઇ પણ અપવાદ હોય તો તે જમાદાર ખુશાલસિંહ હતો. એ સરદાર ઉપર એની મમતા હતી; પરંતુ આ માણસ ઓછી શક્તિનો અને નીચ આદતોવાળો હતો. પોતાના નોકરોની સાથે આવી વર્તણુક હોવા છતાં પણ રણજીતસિંહ તરફ એઓ એને ઘટે નહિ એવા વફાદાર હતા. કપુરથલાના સરદાર ફતેસિંહની તરફ રણજીતસિંહ દોસ્તીનું ઘણુંજ ડોળ ઉઘાડી રીતે બતાવતો. અતુટ મૈત્રી બતાવવાને એણે એની સાથે પોતાની પાઘડી અદલબદલ કરી હતી. આ સરદાર એના વાવટા નીચે વીશ વર્ષ સુધી લઢયો હતો. આટલું છતાં પણ રણજીતસિંહે એની જાગીર લઇ લેવાનો પ્રયત્ન કર્યો હતો. સરદાર હરિસિંહ નળવો ખાલસાના સ્તંભ જેવો ધ-

ણોજ નિડર સેનાપતિ હતો. રણજીતસિંહનીજ નોકરીમાં અફઘાનો જોડે લડતાં એ મરાયો હતો. એનું મરણ થયું કે તરતજ રણજીતસિંહે એની મોટી જાગીર સઘળી કબજે કરી લીધી, અને એના દીકરાઓને લગભગ ગરીબ કરી મૂકયા. દોલત અને પદવી વંશપરંપરા ઉતરે એ એને પસંદ નહતું. રોમનો રાજા ટારકવીનીઅસ સુપરબસ જેમ પોતાના બગીચામાં જે ફુલઝાડ ઉંચું વધ્યું તેને કાપી નાખતો તે પ્રમાણે પોતાના દરબારમાં જે જે સરદાર જબરા થાય તેમને નરમ કરવા એ એનો સિદ્ધાંત હતો. એ સૈકાનાં શરૂ વર્ષોમાં સરદાર ફતેસિંહ કલીઆનવાળો જબરામાં જબરો સીખ સરદાર હતો. એક વખતે વઝીરાબાદમાં રણજીતસિંહે એ સરદારને કહ્યું કે આપનું લશ્કર એક બાજુએ જૂદું ઉભું રાખો એટલે હું તે કેટલું છે તે જોઇ શકું. ત્યાં જેટલું લશ્કર હતું તેનો ઘણો મોટો ભાગ સરદાર ફતેસિંહના વાવટા સાથે ગયો. આ જોઇને એને ઘણું ખોટું લાગ્યું. રણજીતસિંહના જેવા અદેખા સ્વભાવવાળા માણસને અદેખાઇ ઉત્પન્ન થવાને આટલું બસ હતું. પછી તરતજ ઇ. સ. ૧૮૦૭ માં નારાયણગઢના ઘેરા વખતે સરદાર ફતેસિંહ મહારાજાની જોડે મુખ્ય સેનાપતિ તરીકે હતો. એક પખવાડીઆ સુધી ઘેરો ઘાલ્યા છતાં પણ કાંઇ વળ્યું નહિ. ત્યારે મહારાજાએ ફતેસિંહને એના આળસ સારૂ ઠપકાની પેઠે વ્યંગમાં કહ્યું કે, સરદાર ફતેસિંહને રણસંગ્રામમાં લશ્કરની સાથે જવા કરતાં અમારી હજુરમાં રહેવું વધારે પસંદ પડે છે. આવા અયોગ્ય વ્યંગથી સરદાર ફતેસિંહને ગુસ્સો આવ્યો, અને કિલ્લામાં ભગદાળું પાડીને એકદમ હલ્લો કર્યો. પરંતુ આ જગા વિકટ હતી તેથી એને પાછું હઠવું પડયું, અને એમ કરતાં એ મરાયો. આ પ્રમાણે મહારા-

જાએ પોતાના પ્રતિસ્પર્ધીને ખસેડ્યો, અને એની જાગીર બીજા સરદારને આપી.

સઘળી સીખ મિસલોમાં રામઘડીઆ મિસલ એક ઘણી બળવાન મિસલ હતી. રણજીતસિંહે જ્યારે એને તોડવાનો નિશ્ચય કર્યો ત્યારે એણે એ મિસલના આગેવાન સરદાર જોધસિંહ ઉપર ઘણુંજ હેત બતાવવાનો ઢોંગ કર્યો ને એ મિસલની જોડે દોસ્તીનો કરાર કર્યો અને અમૃતસરના દેવળમાં આદિગ્રંથની હજુરમાં એ દસ્તાવેજ ઉપર અભણ રાજાઓની પેઠે પોતાની હથેળીને કેસરના રંગમાં બોળીને છાપ મારી. કેટલાંક વર્ષ સુધી રણજીતસિંહે આ દોસ્તી નિભાવી, કારણ કે સરદાર જોધસિંહ એનો એકનિષ્ઠ અનુયાયી થયો હતો, અને એનું લશ્કર ઘણી સ્વારીઓમાં ઉપયોગી થઇ પડ્યું હતું. પરંતુ ઇ. સ. ૧૮૧૬ માં સરદાર જોધસિંહનું મૃત્યુ થયું હતું, તેથી મહારાજાને તક મળી. એના વારસોને નાદાન અગાડી વારસા સંબંધી ગોઠવણ કરવાને બહાને પોતાનીહજુરમાં બોલાવ્યા. સત્કાર કરવાનો તેણે લશ્કરથી ઘેરી લઇને એમને બંદીવાન કર્યા અને પછી અમૃતસર ચઢાઇ કરીને રામઘડીઆની બધી જાગીર લઇ લીધી.

વઝીરાબાદના પ્રખ્યાત શૂરવીર સરદારની સાથે પણ રણજીતસિંહ આ પ્રમાણે વર્ત્યો. એ સરદારનું નામ પણ જોધસિંહ હતું. મહારાજાને લાગ્યું કે એ સરદાર ઘણો બળવાન છે, અને એના ઉપર હુમલો થાય એમ નથી. એથી એને દોસ્તીદાવે લાહોર બોલાવ્યો. વહેમ આવવાથી એ સરદાર પોતાની સાથે ઘણું લશ્કર લઇને આવ્યો. રણજીતસિંહે એ લશ્કર પાછું મોકલી દેવાની વિનતિ કરી.

એ સરદાર મહા ટેકીલો હતો અને હું બીહીને લશ્કર રાખું છું એમ ન દેખાય માટે એણે માત્ર પચ્ચીશ માણસ રાખીને બાકીના લશ્કરને રજા આપી. બીજે દિવસે એટલાં થોડાં માણસો સહિત એ દરબારમાં ગયો, અને તે પોતાનાં માણસોને પણ બહાર મૂકી ગયો મહારાજાએ એનું ઘણું સન્માન કર્યું. મુલાકાત દરમ્યાન એકાએક મહારાજાએ ઉઠીને પોતાનાં માણસોને એ સરદારને પકડી લેવાને ઇશારત કરી. પરંતુ આ સરદારે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને કહ્યું કે હું કદિ જીવતો નહિ પકડાઉં, અને શત્રુને કદિ પણ પીઠ નહિ બતાવું; આવી જાઓ એની આવી હિંમતને લીધે મહારાજા ઉપર ઘણી સારી અસર થઇ અને એ સરદારને કિંમતી બક્ષીસો, આબરૂ અને વધારે જાગીર આપીને વિદાય કર્યો. આટલે સુધી તો આ વાત સરદારને તેમજ રણજીતસિંહને આબરૂ ભરેલી છે; પરંતુ થોડી મુદત પછી સરદાર જોધસિંહ નાની ઉંમરના પુત્ર મૂકીને મરણ પામ્યો. આ વખતે એણે એની સઘળી જાગીર લઇ લીધી. સરદાર જોધસિંહનો મોટો છોકરો લાયક ઉંમરનો થાય ત્યારે વઝીરાબાદ પાછું આપવાનું એણે વચન આપ્યું હતું, પણ આ વચન તેણે પાળ્યું નહિ. કદાચ વચન આપતી વખતે પણ એ વચન પાળવાની એની ઇચ્છાજ નહિ હોય.

સરદારોથી પોતાની પાસે વધારે દોલત હોય એમ ઉઘાડું જણાવાતું નહિ. બટાલાના યુવાન સરદારો પોતાની બહેનને સરદાર શેરસિંહ જોડે પરણાવી, ત્યારે એ કુટુંબોએ લગ્ન પ્રસંગે બે લાખ રૂપીઆ ખરચ્યા. ગુજરાતવાળા પરગણામાં આવો લગ્ન સમારંભ

પ્રથમ કદિ થયો નહોતો. કન્યાની માએ કોઇને મોઢે ફુલ મારી હશે કે અમારે ત્યાં તો બે કોઠાર ભરીને રૂપીઆ છે. રણજીતસિંહે જ્યારે આ બધી વાતો જાણી ત્યારે એણે તરત એ સરદારને કહાવ્યું કે જે કુટુંબો લગ્નમાં આટલું બધું ખર્ચ કરી શકે તે મને રૂ. ૫૦૦૦૦ ખંડણીના પણ આપી શકે. આ પ્રમાણે એમની પાસેથી આટલા રૂપીઆ પડાવ્યા.

આટલો લોભી હોવા છતાં રણજીતસિંહ ઘાતકી અને લોહીનો તરસ્યો નહોતો લડાઇમાં જીત મળ્યા પછી અગર કિલ્લો તાબે થયા પછી સામા લોકોએ એને જીતતાં ગમે એટલી જહેમત આપી હોય તોપણ જીતાયેલા શત્રુઓને નરમાશ અને માયા દેખાડતો. એના દરબારમાં એણે જેમની જાગીરો લઇ લીધી હોય એવા ઘણાએ સરદારો હતા. એવા લોકોને યોગ્ય નોકરી આપતો, એઓ દૈવને વશ થઇને એના તાબામાં રહેતા. પૂર્વ તરફના લોકો જે બન્યું તે બનવાનુંજ હતું એમ માનનારા છે, અને તેથી ગમે તેટલું નુકસાન થયું હોય તોપણ તેમ થવાનુંજ હતું, અને મિથ્યા નહોતુંજ થવાનું એમ જાણીને ચિત્તને શાંત રાખે છે. આ પ્રમાણે જે જે મિસલ અને સરદારોને એણે જીત્યા હતા, એઓ બરોબરીઆ અને પ્રતિસ્પર્ધી મટીને આખરસર એના તાબેદાર થઇ રહ્યા હતા. આ પ્રમાણે એના દરબારમાં ઘણા મુસલમાન, ખાન અને અમીરો હતા. ગુરૂગોવિંદસિંહ તો આ લોકોને ટુંકાજ કરી દે, પરંતુ રણજીતસિંહે ડહાપણ વાપરીને એઓને પોતાની પાસે રાખ્યા હતા. એમના રહેવાથી પશ્ચિમના પ્રાંતોમાં એની સત્તા વિશેષ પ્રબળ બની હતી. શીઆલ, ટેબા ટીવાંના અને ખરલ જાતના મુસલમાનોના આગેવાનોના તેમજ મુસ-

તાનના નવાબ મુઝાફરખાનનું કુટુંબ આ પ્રમાણે મહારાજાના આશ્રય નીચે રહેલું હતું.

દુનિયામાં સૌથી પ્રખ્યાત હીરો–કોહીનુર, અને તે કાળમાં કોહીનુરના જેવીજ પ્રખ્યતી પામેલી પેશાવરના અફઘાન સુબાની ઘોડી લૈલીએ એમના હાથમાં શી રીતે આવ્યા, તે વાત રણજીતસિંહનો સ્વભાવ કેવો મમતી અને ગમે તે કામ કરવામાં આચકો ન ખાય એવો હતો, એ બતાવનારાં સર્વોત્તમ ઉદાહરણ છે. આ બાબત રણજીતસિંહના સ્વભાવને લગતી હોવાને લીધે ઐતિહાસિક વિષયનાં પ્રકરણો કરતાં આ પ્રકરણનેજ વધારે અનુકૂળ છે, માટે તે અહીંજ લખીએ છીએ.

કોહીનુર તો જગજાહેર છે, એટલે એનું વર્ણન કરવાની જરૂર નથી. મહાભારતવાળા પાંડવોની પાસે એ હીરો હતો એમ મનાયલું છે, અને શ્રીકૃષ્ણ તથા સત્રાજીત યાદવની પાસે પણ એ હતો. ત્યાર પછી એક સોળમા સૈકાના ઇતિહાસમાં એનું નામ જોવામાં આવે છે. દિલ્લીના શાહજહાન અને ઔરંગજેબ પાદશાહોના તખ્તનો આ હીરો મુખ્ય શણગાર હતો. ત્યારબાદ લુટારાના સરદાર નાદિરશાહે જ્યારે દિલ્લી લૂટ્યું ત્યારે તેના હાથમાં કોહીનુર ગયો હતો. નાદિરશાહનું ખુન થયા બાદ એ હીરો અહમદશાહ અબદલ્લીના હાથમાં આવ્યો, અને છેવટે ઈ. સ. ૧૮૧૩ માં જ્યારે રણજીતસિંહને એ હીરો લઇ લેવાનો પ્રસંગ મળ્યો, ત્યારે એ શાહસુજાના કબજામાં હતો. અફઘાનીસ્તાનના આ રાજાને એના ભાએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો હતો, તેથી તે પંજાબમાં તેના શરણે આવ્યો હતો અફઘાનીસ્તાનની ગાદીએ ચઢી બેસનાર રાજાની વિરૂદ્ધ વાપરી શકાય એવું

આ સાધન-**શાહસુજા**-પોતાના દેશમાં આવ્યું જાણી **મહારાજાએ** રાજકીય કારણોને લીધે અને મુખ્યત્વે કરીને પ્રખ્યાત હીરો લેવાની ધાનત હોવાને લીધે એને **લાહોર**માં આશ્રય આપ્યો. **સીખ** ખબર લખનારાઓ લખે છે કે **શાહસુજા**ની **બેગમ શાહબેગમે મહારાજા**ને કહેણ મોકલ્યું હતું કે જો આપ મારા પતિને આશ્રય આપશો, અને પેશાવરનો સૂબો ફતેખાન જે અમારો કટ્ટો શત્રુછે, તેને સોંપી નહિ દો તો તમને કોહીનુર નજર કરીશું. **મહારાજાએ** આ માગણી તત્કાળ સ્વીકારી, અને આ પદભ્રષ્ટ રાજાને ઘણાંજ માન આબરૂ સાથે **લાહોર** લાવવાને પોતાના વિશ્વાસુ **સરદાર મોકમચંદ**ને મોકલ્યો.

**શાહસુજા** જૂદી વાત કહેછે, કે જ્યાં સુધી એને **લાહોર**માં તેડી આણીને એને માટે તૈયાર રાખેલા ઘરમાં ઉતારો આપ્યો ત્યાં સુધી **કોહીનુર**નું નામે કોઇ બોલ્યું નહોતું. ત્યાં રહ્યા બાદ **રણજીતસિંહે** એકદમ પોતાનું માણસ મોકલીને **કોહીનુર**ની એકદમ ખુલ્લી રીતે માગણી કરી. બિચારા **શાહસુજા**એ કહ્યું કે એ હીરો મારી પાસે નથી. **રણજીતસિંહે** ફરી માગણી કરીને કહેવડાવ્યું કે એના બદલામાં હું ઘણી જાગીર આપીશ; પણ **શાહસુજા**એ કહ્યું કે એ હીરો કોઇ શાહુકારને ત્યાં ગીરો મૂક્યો છે; અને જ્યારે આપણી વચ્ચે દોસ્તી વધશે, અને જર જામીનથી વધારે મક્કમ થશે, ત્યારે એ શાહુકારને ત્યાંથી છોડવી આણીશું. **રણજીતસિંહ**ને આથી ગુસ્સો ચઢ્યો. ગુસ્સાના આવેશમાં પૂર્વ તરફના પરોણાગતના ધર્મ પણ તે ભૂલી ગયો. એણે **શાહસુજા**ના ઘરની ચોતરફ ચોકી પહેરા મૂક્યા અને ઘરમાંથી બહાર નીકળનાર દરેક માણસના ઝાડા લેવા શરૂ કર્યા,

અને અંદર ખોરાક જતો બંધ કર્યો. શાહસુજાએ પોતાના અફ્ઘાન મિત્રોને પંજાબ ઉપર સ્વારી કરીને પોતાને છોડાવવાને માટે લખ્યા હોય એવા ખોટા કાગળ ઉભા કર્યા, અને પોતે પકડ્યા હોય એવો ડોળ કર્યો.

શાહસુજાને ગોવિંદગઢમાં કેદ કરવાની ધમકી દીધી. વારંવાર આગણી કરીને એને કંટાળી નાંખ્યો. એનું કુટુંબ અને નોકર ચાકરો અર્ધા ભૂખે મરી ગયાં; અને એને જ્યારે લાગ્યું કે વધારે વાર હઠ કરવાથી એને કાં તો કેદ કરશે, અગર એનું મોત આવશે; ત્યારે બબ્બે મહીના સુધી હઠ કર્યા બાદ બિચારા શાહસુજાએ-જો રણજીતસિંહ સોગન ખાઇને એના મિત્ર થાય, અને એનું રક્ષણ કરે, તો-કોહીનુર આપવાનું વચન આપ્યું. મહારાજાએ આદિગ્રંથના અને દશમા ગુરૂના ગ્રંથના સોગન ખાઇને એક લેખ કરી આપ્યો કે હું શાહસુજાનો હમેશને માટે મિત્ર થાઉં છું, અને એને કાબુલની ગાદીએ બેસાડવાને પ્રયત્ન કરીશ. આ દસ્તાવેજ થયા પછી શાહસુજાએ રણજીતસિંહને જાતે આવીને કોહીનુર લઇ જવા આમંત્રણ કર્યું. રણજીતસિંહ થોડા હજુરીઆઓની સાથે શાહસુજાને મહેલે ગયો. સઘળા ચુપાચુપ બેઠા. એક કલાક સુધી આમ બેસી રહ્યા પછી મહારાજાએ પોતાના આ નવા મિત્રને-ખરૂં કહીએ તો કેદીને-પોતાને આવવાનું કારણ કહ્યું. શાહે પોતાના નોકરોને હીરો લાવવાનો હુકમ કર્યો. એક પોટકું આણ્યું, અને છોડ્યું. મહારાજા પોતે જે હીરો લેવાને તલ્પી રહ્યા હતો તેજ તે છે એવું જોયું કે તરત લઇ લીધો અને ઉઠીને ચાલવા માંડ્યું શાહસુજાને સલામ અકરામ કરવા પણ ઉભો રહ્યો નહિ. આટલેથી પત્યું નહિ. થોડા વખત પછી

એને ખબર પડી કે **શાહ**ની પાસે બીજું કિંમતી ઝવાહીર છે. એથી એણે પોતાની એક રાણી અને સરદાર ભાઇ **રામસિંહ**ને **શાહસુજા**ને ઘેર મોકલ્યાં, અને ઝનાના સુદ્ધાં ઝડતી લઇને જે કિંમતી માલમ પડે તે લાવવાનો હુકમ કર્યો. આ પ્રમાણે કરવામાં આવ્યું. કહે છે કે રાણીએ **શાહ**ની લોંડીઓ અને પંડે **બે**ગમના શરીરની પણ ઝડતી લીધી, અને એમનું જે જે કિંમતી હતું તે સર્વસ્વ **મહારાજા**એ લઇ લીધું.

ઇ. સ. ૧૮૪૯ સુધી કોહીનુર **લાહોર**માં રહ્યો આ સાલમાં **પંજાબ** ખાલસા કર્યું ત્યારે ઇંગ્લાંડનાં **મહારાણી** સાહેબને **કોહીનુર** તાબે થવાની નિશાની દાખલ નજર કરવામાં આવ્યો. ઇંગ્રેજ લોકોને **સીખ** લોકોએ જે યુદ્ધ કરવાની ફરજ પાડી હતી, તે યુદ્ધમાં **એ** લોકો હારવાને લીધે એ હીરા પર જીતનાર તરીકે **ઇંગ્રેજ**નો હક હતો. આ વાત કોરાણે મૂકીએ તોપણ **દિલ્લી**ની ગાદીનાં હકદાર અને વારસ તરીકે કૈસરેહિંદ એ હીરાનાં ખરાં માલીક હતાં.

પ્રખ્યાત ઘોડી **લૈલી**ની વાત ટુંકાણમાં કહેવાય એવી છે. એ ઘોડી પોતાની ખુબસુરતીને માટે આખા **અફઘાનીસ્તાન** અને **પંજાબ**માં મશહૂર હતી. ઇ. સ. ૧૮૨૬ માં એ ઘોડીની માગણી કરી હતી. એણે એ ઘોડી આપવાની કહી. એ સમયે **ખલીફા સૈયદ અહમદ પેશાવર**ના ડુંગરામાં **સીખ** લોકોની સામે જીહાદ ઉઠવવાને ઉશ્કેરણી કરતો હતો. **રણજીતસિંહે** તરતજ સર્વોત્તમ **સીખ** સરદાર **બુદ્ધિસિંહ સિંધનવાલિયા**ને એના ઉપર હુમલો કરવાને અને **લૈલી** લેવાને મોકલ્યો. બન્ને બાજુ ઘણાં માણસો મરાયાં છતાં એણે દુશ્મનોને હરાવ્યા એ જ્યારે **પેશાવર** પહોંચ્યો ત્યારે **લૈલી મ**રણ પામી છે એવું એણે સાંભળ્યું; પરંતુ જ્યારે એ **લાહોર** પાછો

આવ્યો ત્યારે એને ખબર પડી કે એ વાત જૂઠી હતી. તરતજ કુમાર ખરકસિંહના ઉપરીપણા નીચે બીજું લશ્કર મોકલવામાં આવ્યું. એ લશ્કરને હુકમ હતો કે લૈલીને વેચાતી અગર જુલમથી લેવી; અને તે છતાં પણ ન આપે તો પેશાવરની સુબેદારી પરથી યારમહમદને બરતર્ફ કરવો. કુમાર પેશાવર પહોંચ્યો. યારમહમદને લાગ્યું કે જો ઘોડી આપું તો મારી આબરૂ જાય; તેથી એ ડુંગરામાં નાઠો. ખરકસિંહ આઠ મહિના સુધી પેશાવરમાં રહ્યો અને સરદાર સુલતાન મહમદખાનને પેશાવરનો સુબો બનાવીને પોતે પાછો આવ્યો. સીખ લશ્કર અટકથી અગાડી નહિ ગયું હોય એટલામાં તો યારમહમદ પાછો આવ્યો, અને નવા સુબાને હાંકી કહાડયો. અટકના સીખ લશ્કરના સેનાપતિ જનરલ વેન્ટયુરાને મહારાજાએ ઘોડી લાવવાનું આ કામ સોંપ્યું. એને કહ્યું હતું કે તે જે કાંઇ કિંમત માગે તે આપવી, પણ જો ના કહેવામાં આવે તો લડાઇ ફરી ચાલુ કરવી. યારમહમદ રણજીતસિંહને જવાબ આપવાનાં ગલ્લાં તલ્લાં કરતો હતો, તેટલામાં ખલીફ સૈયદ અહમદે ડુંગરાઓમાંથી ઉતરી આવીને પેશાવરની ઉત્તર તરફનાં ગામડાં લૂટવા માંડયાં. એને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતાં લડાઇ થઇ તેમા યારમહમદ મરાયો. આમ છતાં પણ લૈલી મળી નહિ. જનરલ-વેન્ટયુરાએ સૈયદ અહમદને હરાવ્યો અને પેશાવર અગાડી છાવણી નાખી તથા સુલતાન મહમદખાનની પાસે લૈલીની માગણી કરી. જો ઘોડી આપે તો પેશાવરની સુબેદારી પર બહાલ કરવાની લાલચ આપી. આમ છતાં પણ સુલતાન મહમદે એના ભાઇની પે-

ઠેજ જોઇએ તેટલાં બહાનાં કહાડ્યાં છેવટે એના મહેલમાં એને ઘેરી લીધો અને ઘોડી આપે ત્યાં સુધી કેદ કરવાની બીક બતાવી ત્યારેજ ખંતનો બદલો મળ્યો. જનરલને એ ઘોડી મળી. એને લાહોર લઈ જવામાં આવી; અને મહારાજાને ઘોડી મળી તેથી ઘણો ઉત્સવ કર્યો.

અફઘાન લોકો કોને નહિ છેતરે એ કહેવાતું નથી, તેથી ખરે ખરી એજ ઘોડી આપી કે બીજી એ હજુ પણ શક ભરેલું છે. ઇ. સ. ૧૮૩૧ માં જ્યારે મહારાજ ગવર્નર જનરલની મુલાકાતે આવ્યા, ત્યારે લૈલી નામનો તપખીરીઆ રંગનો ઘોડો બતાવવામાં આવ્યો હતો. જ્યારે હ્યુગલ લાહોર ગયો હતો ત્યારે એની વિનતિ ઉપરથી એને એ પ્રખ્યાત ઘોડો દેખાડવામાં આવ્યો હતો. મહારાજાએ કહ્યું હતું કે એની કિંમત સાઠ લાખ રૂપીઆ અને બાર હજાર માણસ પડીછે. મતલબ કે એને માટે થએલી લડાઇમાં એટલો ખર્ચ થયો છે અને એટલાં માણસ મુઆં છે. હ્યુગલના વર્ણન પ્રમાણે એ ઘેરા રાખોડી જેવા અને કાળી છાંટવાળા રંગનો હતો. એના પગમાં સોનાનાં કલ્લાં પહેરાવ્યાં હતાં, અને એના ઉપર કિંમતી ઝુલો ઓઢાડેલી હતી. પેશાવરથી મહામુશ્કેલીએ આણેલો આજ ઘોડો હતો એમ વેન્ટયુરાએ હ્યુગલને કહ્યું હતું. પરંતુ સીખ લોકોનાં લખાણોમાં લૈલી એ ઘોડો નહિ પણ ઘોડી હતી, એમ માલમ પડે છે; અને નામ ઉપરથી પણ એ ઘોડી હોય એમ જણાય છે. આ પ્રમાણે જો કે લૈલી એ ઘોડો હતો કે ઘોડી એ ગુંચવણીમાં રહી ગયું છે, તો પણ એટલું તો નક્કી છે કે ટ્રૅાયનો નાશ થયો ત્યારથી અત્યાર સુધી

લૈલી જેવો બીજો એક પણ ઘોડો નથી થઇ ગયો કે જેને માટે આટલી પંચાત થઇ હોય, અને જેને માટે થએલી લડાઇઓમાં આટલા બધા બહાદૂર યોદ્ધાઓનો ઘાણ વળ્યો હોય. લાકડાનો ઘોડો બનાવીને દુશ્મનો તેમાં પેશીને ટ્રોયમાં પેઠા હતા એ પ્રસિદ્ધ છે. મહારાજા રણજીતસિંહ ઘણોજ નિશાબાજ હતો, અને વારંવાર ઘણો કેફી દારૂ પીતો. આ દુર્વ્યસનેજ એનો અંત આણ્યો હતો. હિંદુસ્તાનના ઘણા રાજાઓનો આ દુર્વ્યસનેજ ઘાણ કાઢયો છે. રાજાઓ લોક વિચારની બીલકુલ દરકાર રાખ્યા વગર આવાં દુર્વ્યસનમાં પડે છે કેમકે તેમના રાજ્યમાં તેમને આવા દુર્વ્યસનથી દૂર રાખે એવો લોક વિચાર બીલકુલ પ્રબળ નથી.

પોતાના સ્વદેશીઓની નિંદા કરવામાં હોંશીલા કેટલાક ઇંગ્રેજ લખનારાઓ કહેછે કે ઇંગ્રેજ લોકોએ હિંદુસ્તાન જીત્યું ત્યાર પહેલાં હિંદુઓ તદ્દન નિર્વ્યસની હતા, અને દારૂ પીવાના બૂરા વ્યસનને પરદેશીઓએ આ દેશમાં દાખલ કર્યું. આ વાત પંજાબ અને તેમાં પણ સીખ લોકોને લાગુ પડતી નથી. તેઓ પ્રથમથીજ ખુબ પીનારી જાત છે. ગયા પ્રકરણમાં જે વર્ણન છે તે કાળે સીખ લોકોને ઇંગ્રેજ લોકનું નામ માત્ર પણ જાણવામાં નહોતું. પતીઆલાનો રાજા અમરસિંહ ઇ. સ. ૧૭૮૧ માં દારૂથીજ મરી ગયો હતો. એનો બાપ શાર્દૂલસિંહ ઇ. સ. ૧૭૫૩ માં, તેમજ એનો નાનો ભાઇ લાલસિંહ પણ એજ દુર્વ્યસનથી મરી ગયો હતો. ઘણું કરીને દરેક મોટા કુટુંબમાં જોવા જઇએ તો આવા દાખલા નીકળે. તરવાર અગર સીસો એ બે વસ્તુઓજ ખાલસાના ઉમરાવોનો ઘાણ કહાડનાર હતી.

મહારાજા રણજીતસિંહને માટે ખાસ મનપસંદ દારૂ ગાળવામાં આવતો હતો અનાજના કહોવાણમાંથી એ દારૂ ગાળતા એમાં માંસ-રસ, અફીણ, કસ્તુરી અને બીજાં ઘણાં વસાણા ઉમેરતા. આ દારૂ ઘણોજ જલદ થતો. દરરોજ સાંજરે અને રાત્રે રણજીતસિંહ આ દારૂ બેહદ પીતો. એના દરબારીઓ એને ખુશ કરવાને એની જોડે પીવામાં સામીલ થતા, અને એ બધા પણ એના જેવાજ નિશાબાજ થઈ ગયા હતા. માત્ર મુસલમાન ફકીરો જે એની હજુરમાં હતા તેઓ પીતા નહિ. રણજીતસિંહ આ પ્રમાણે પીતો એમાં કશું નવાઈ જેવું નથી. એ કાળે આમ પીવાનો રિવાજ હતો. એટલો દારૂ પીતો તોપણ મહારાજા નીમેલે બરોબર વખતે કામકાજ કરવાને શક્તિવાન હતો. એના દરબારમાં આવનાર દરેક પરદેશી એની બુદ્ધિ, નવું જાણવાની ઘણીજ ઉત્કંઠિત આકાંક્ષા અને એનું સામાન્ય જ્ઞાન જોઈને છક થઈ ગયો છે બીજા દેશોનાં રીત રીવાજ અને રાજ બંધારણ વિષે વાતચીત કરવાનો અને યૂરોપનાં લશ્કર તથા લડાઈઓ સંબંધી હકીકત જાણવાનો એને ઘણોજ શોખ હતો. ખસુસ કરીને પરદેશીઓ તરફ એની રીતભાત સામા માણસને ખુશ કરે એવી હતી. એના વખતમાં લાહોર ગયેલા ઘણા મુસાફરોએ પોતાના અહેવાલ લખ્યા છે. એ અહેવાલ ઉપરથી પોતાની પાસેના માણસોનું ચિત્ત રણજીતસિંહ કેવું હરી લેતો હતો, એ ખુલ્લું જણાય છે.

ઇતિહાસમાં દૃઢ રાજકર્ત્તા તરીકે અને યુદ્ધકૌશલ્યમાં પ્રવીણ તરીકે પ્રખ્યાતિ પામેલા ઘણાખરા નરોની પેઠે રણજીતસિંહના ઉપર સ્ત્રીઓનું ઘણુંજ ચલણ હતું. પંજાબની સ્ત્રીઓની રીતભાત અને

નીતિ સંબંધી સારો વિચાર ઉત્પન્ન થાય, એવો એનો જાતિઅનુભવ નહતો. એની દાદી માઇદેશણને એના બાપે એક બ્રાહ્મણ જોડે દુરાચાર કરવા માટે મારી નાખી હતી. રણજીતસિંહે પોતે પણ પોતાની મા રાણી રાજકુંવર–જે માઇ માલવાઈ કહેવાતી, તેને એવાજ કારણસર પોતાને હાથે મારી નાખી હતી એમ કહેવાય છે. એની પોતાની રાણીઓ અને રખાતોને માટે પણ એવી નઠારી વાતો કહેવાય છે આ બાબત એટલી તો નઠારી છે કે અમે એને માટે આ જગાએ કાંઇ વધારે લખી શકતા નથી. પોતાની પછી ગાદીના વારસ ખરકસિંહના જન્મ પછી પોતાના જનાનાના દુરાચારની વાતો પર રણજીતસિંહ બીલકુલ દરકાર રાખતો નહિ. એની મહેરબાની થાય એવા હેતુથી અગર રાજકીય ખટપટને લીધે એની સ્ત્રીઓ ઘણાં ખોટાં છોકરાં એનાં પોતાનાં છોકરાં તરીકે ઘુસાડી દેતી. પણ મહારાજાથી આ વાત છુપી રહેતી નહિ; તથાપિ એ છોકરાંઓ પોતાનાંજ માનતો હોય એવો ડોળ કરતો. અંદરખાનેથી ખરી વાત જાણતો હોવાથી કાંઇક દુઃખદ ગમતની ખાતર એ એમ પણ કહેતો કે મને આટલું બધું પુત્રસુખ આવી અસાધારણ રીતે કેમ પ્રાપ્ત થાય છે! પોતાના દીકરા ખરકસિંહ અને પૌત્ર નાહોનિહાલસિંહને એણે પોતાના ઝનાનામાંથી ગેરઆબરૂદાર સ્ત્રીઓ આપી હતી. મહારાજા ખરકસિંહના મોત વખતે જોર જુલમથી સતી કરી હતી તે ખુબસુરત ઈશરકુંવર આ પ્રમાણેજ મળેલી હતી.

રણજીતસિંહને પરણેતરની અઢાર સ્ત્રીઓ હતી, તેમાંની નવને એ જૂના રિવાજ પ્રમાણે પરણ્યો હતો; અને નવના ઉપર "ચદ્દર ડાલી" હતી. "ચદ્દરડાલના" એ ક્રિયાનું અમે આગાડી વર્ણન કરી

ગયા છીએ. આ બધા સ્ત્રીઓમાંથી માત્ર થોડીનુ જ અહીં* વર્ણન કરવું જરૂરનુ છે.

રણજીતસિંહની સૌથી પહેલી રાણી મહાતાબકુંવર હતી. એની સાથે એનુ લગ્ન ઇ. સ. ૧૭૮૫ માં થયું હતું, અને એ લગ્નથી રણજીતસિંહનો વગ બહુ વધ્યો હતો. કારણ કે કન્હૈયા મિસલના બળવાન જયસિંહની એ પૌત્રી અને વારસ હતી. એની મા—રણજીતસિંહની સાસુ—વિધવા સદાકુંવર બડી ખબરદાર અને મશહુર સ્ત્રી હતી. એણે જાણ્યુ કે જો એની દીકરીનું ચલણ મહારાજા ઉપર રાખવું હોય તો એને છોકરો જન્મવો જોઇએ. આથી મહારાજા સ્વારીમાં હતા, તેવામાં એણે એક છોકરો આણ્યો અને પોતાની દીકરીનોજ હોય એમ ચલાવી દીધુ. આ છોકરાનું નામ ઇશ્વરસિંહ હતું. એ માત્ર દોઢ વર્ષ જીવ્યો. સદાકુંવરે બીજી વાર એક નહિ પણ જોડકું જન્માવવાનું નક્કી કર્યું. ઇ. સ. ૧૮૦૭ માં રણજીતસિંહ સતલજની આ પારનાં સંસ્થાનો ઉપર ચઢ્યો, ત્યારે સદાકુંવરે મહાતબકુંવરના દહાડાની વાત ફેલાવી મહારાજા પાછો આવ્યો ત્યારે એને જોડીયા છોકરા બતાવવામાં આવ્યા. તેમાંનો એક ખાતરીની પાસેથી વેચાતો લીધો હતો, અને બીજો મારું સદાકુવરની એક દાસીનો છોકરો હતો. રણજીતસિંહે પ્રથમ તો એમને પોતાના છોકરા તરીકે કબૂલવાની આનાકાની કરી; પરંતુ બીજે વર્ષે જ્યારે એને ઇંગ્રેજોની સાથે સતલજની આ પારનાં સંસ્થાનોના સબંધમા લગભગ તકરાર ઉઠી હતી, તે વખતે પોતની ભયંકર સાસુનુ મન મનાવી લે-

* સવિસ્તર બયાન સારૂ સર લેપલગ્રીફિનનુ "પંજાબ ચીફ્" નામનુ પુસ્તક જોવું.

વાની જરૂર પડી. એની મામુને રામગડીના મિસલનો ખાસ વગ હતો. આથી એણે એ છોકરાઓને પોતાના દીકરા તરીકે કબૂલ્યા, અને એમને રાજકુંવર કહેવડાવ્યા. આમાંનો એક તારાસિંહ જન્મથી મૂર્ખ હતો; પણ બીજો શેરસિંહ ઘણોજ રૂપાળો, બહાદૂર અને અવિચારી નીકળ્યો. નાહોનિહાલસિંહની પછી એ ગાદીએ આવ્યો હતો. પરંતુ સિંધનવાળીઆ ઉમરાવોએ એને ઇ. સ. ૧૮૪૩ માં મારી નાખ્યો હતો.

નાકાઈ મિસલના અમીર રામસિંહની દીકરી રાજકુંવર રણજીતસિંહની બીજી રાણી હતી. એ ઇ. સ. ૧૭૯૮ માં પરણી હતી. અને ચાર વર્ષ પછી એણે ખરકસિંહને જન્મ આપ્યો હતો. રાણીઓ અને દાસીઓમાંથી રણજીતસિંહને ખરેખરો જન્મેલો ઓરસ અમર અને રસ માત્ર આ એકજ છોકરો હતો. રણજીતસિંહ પછી ખરકસિંહ વગર અડચણે ગાદી પર બેઠો. પરંતુ જાતે કમઅક્કલનો હોવાથી પોતાના લોભી દીકરા નાહોનિહાલસિંહ અને જમુના રાજાના હાથમાં રમકડા જેવો હતો. એઓએ એનો ખપ થઇ રહ્યો એટલે એને મારી નાખ્યો. નાહોનિહાલસિંહ પોતાના બાપને દાહ દઇને આવતો હતો તે વખતે એને પણ મારી નાખવામાં આવ્યો.

મહારાજાની બીજી રાણીઓનું વર્ણન બહુ અગત્યનું નથી. અમૃતસરની ગણિકા ગુલબેગમને મહારાજા ઇ. સ. ૧૮૨૩ માં ઘણા દબદબા સાથે જુના રિવાજ પ્રમાણે પરણ્યો હતો. ઇ. સ. ૧૮૦૬ માં પોતાની તરૂણ અવસ્થામાં મહારાજા મોરાન નામની બીજી પ્રખ્યાત ગણિકાને વશ થઇ ગયો હતો. આ સ્ત્રીની એના ઉપર બહુ સત્તા હતી, અને હોળીના દહાડામાં દારૂથી ચકચૂર થઇને પોતાની જોડે મોરાનને

હાથી ઉપર બેસાડીને રણજીતસિંહ બહાર નીકળતા લગારે શરમાતો નહિ. રણજીતસિંહ પાસેથી મોરાને ફિરોઝપૂર બક્ષિસ મેળવ્યું, અને તે કબજે લેવાને લશ્કર મોકલ્યુ. તથાપિ એનુ કાંઈ વળ્યુ નહિ. લોકો માનતા કે ઈસ્ટ ઈંડિયા કંપની એ કોઇ સ્ત્રી છે. એ કંપનીની મસ્કરી દાખલ મોરાનના નામ અને ચિન્હવાળાં સીક્કા પાડવામાં આવ્યા હતા.

બીજી એક સ્ત્રીએ મહારાજાના મરણ પછી નઠારૂં નામ કાઢ્યું હતું. આ સ્ત્રી તે મહારાજા ધુલિપસિંહની નામજાદી મા જીંદન હતી. આ સ્ત્રીનો બાપ માનસિંહ દરબારનો સવાર હતો. નાચ કરવામાં અને અદામાં એ ઘણી પ્રવિણ કહેવાતી હતી; એથી એણે ઘરડા મહારાજાનું મન હરણ કરી લીધુ, અને એણે એને જનાનામાં બેસાડી. સાધારણ રીતે જનાનાની હાલત અમે ઉપર કહી ગયા છીએ; પરંતુ એના દુરાચારે તો લાહોરના દરબારને અચબામાં નાખ્યુ. એ છડેચોક અનીતિ કરતી. ગુલ નામનો એક દરબારી હલકો નોકર—પાણીભરો—ધુલિપસિંહનો બાપ છે, એમ બધા માનતા એનો બાપ ગમે તે હો, પણ મહારાજા રણજીતસિંહ તો નહિજ. કેમકે એના જન્મકાળ પહેલા ઘણાં વર્ષોથી મહારાજાને પક્ષઘાત થયો હતો. જીંદનની સાથે મહારાજાને કોઈપણ રીતનુ લગ્ન પણ થયુ નહોતું. વળી ઘણા તો ધારતા કે ધુલિપસિંહ જીંદનને પેટે જન્મ્યોજ નહોતો. જમુના રાજા ગુલાબસિંહ અને ધ્યાનસિંહે કોઈ કાવત્રાને અંગે—મહારાજાના ખરા ને ખોટા સઘળા વારસો માર્યા જાય, ત્યારે વારસ તરીકે ઠોકી બેસાડવાને માટે એને દરબારમાં આણ્યો હતો. એટલુ તો ખરૂ કે જીંદન અને એ છોકરાને ઘણી મુદત સુધી જમુના દરબારમાં છાનાં

રાખ્યાં હતાં, અને તાકફસર બહાર પાડ્યાં હતાં. એ ગમે તેમ હોય, પરંતુ શેરસિંહના મરણ પછી જે દુઃખદાયક અરાજ્યનો સમય આવ્યો હતો તે વખતે, અને જ્યારે રાજ્યનો બધો કચરો ઉપર તરી આવ્યો હતો તે વખતે ઝીંદન અને તેનો છેલ્લો યાર રાજા લાલસિંહ પૂરજહારમાં હતાં. તે કાળમાં એમણે ઘણાં ગજહુર અને નામોશી ભર્યાં કામો કર્યાં છે; અને મુખ્યત્વે કરીને એનાં દુરાચરણ અને એના નાલાયક યારને લીધેજ સીખ વિગ્રહ થયો હતો. એમને લીધેજ સીખ રાજ્યનો અંત આવ્યો છે. સીખ વિગ્રહને અંતે જ્યારે બ્રિટિશ લશ્કર લાહોરમાં ગયું ત્યારે દુલિપસિંહ નવ વર્ષનું છોકરૂં અને નામનો મહારાજા હતો. પંજાબને પોતાના રાજ્યમાં ભેળી દેવાની અગર ત્યાં જાતુ રહેવાની ઈંગ્રેજ સરકારની મરજી નહોતી. પંજાબને માટે નામનો રાજા જોઇતા હતો, અને જે તે વખતે ગાદી ઉપર હોય તેને કબૂલ રાખવાની જરૂર હતી. આથી કરીને રખાતના અને પાણી ભરનારાના કહેવાતા છોકરાને પંજાબના સિંહના તખ્ત ઉપર બહાલ કર્યો. ખરેખાત એ વખતે આવા સિંહાસન ઉપર આવા માણસને બેઠેલો જોઈને ભાગ્યદેવી હસતી હશે!



# પ્રકરણ ૬ ઠું.

## રણુજીતસિંહનો દરબાર.

અમારા ઈંગ્રેજ વાંચનારાઓને મહારાજા કઇ કઇ લડાઇઓ લ-ડયા, અને તેમણે કયા કયા રાજાઓને પદચ્યુત કરીને તેમનાં રાજ્યને ખાલસા કરી દીધાં, એનો માત્ર શુષ્ક અહેવાલ રસિક લાગશે નહિ. રણજીતસિંહ જાતે માણસ તરીકે કેવો હતો, આવી અજાયબ પામવા જેવી ફત્તેહ એને શી રીતે મળી, અને એની પાસે રહેનારા અમીરો કેવા પ્રકારના હતા, એવું એવું જાણવાની એમને વધારે ઉત્કંઠા થશે. અમે આ પ્રકરણમાં મહારાજાના મુખ્ય મુખ્ય દરબારીઓનાં વર્ણન આલેખવાનો પ્રયત્ન કરીશું ઘણા વર્ષ પહેલાં જયારે એ ચરિત્રવાળા દરબારીઓ જીવતા હતા, ત્યારે જાતિ અનુભવથી અગર તેમના દીકરાઓ અથવા સોબતીઓથી મળેલાં ભરોસાલાયક વર્ણન ઉપરથી આમાંનાં કેટલાંક ચરિત્રચિત્રો અમે જાતે દોરેલાં છે.

પોતાના તાબાના અધિકારીઓની આગલી ચાલ ચલગત કેવી હતી, એની દરકાર ન રાખે એવો રણજીતસિંહ ધીટ હતો. જયાં સુધી કોઈ પણ આદમી દરબારી નોકરીમાં અથવા રણક્ષેત્રમાં એની સારી નોકરી બજાવે ત્યાં સુધી એ એનો વિશ્વાસ રાખતો, અને એને નવાજતો. પરંતુ એને એમ લાગે કે મારો વિશ્વાસ સામા આદમીએ તોડયો, અગર મેં પસંદ કરેલો માણસ નાલાયક અથવા જેમએ તેવો યોગ્યતાવાળો નથી કે તરત તે એને તિરસ્કારથી વેગળો ફેંકી દેતો એવા તો તિરસ્કારથી કે એવા માણસને સજા કરવી એ પણ એને તુચ્છ લાગતું. ઇ. સ ૧૮૧૮માં મુલતાન લીધું, ત્યાર પ-

છીથી તે એ બળવાન રાજા થઇ પડયા ત્યાર સુધીનું એનું ચરિત્ર જોતાં એના અમલદારો કેવા નિમકહલાલીથી એની નોકરી બજાવતા, એ જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. ભાગ્યે જ કોઇ અમલદાર નિમકહરામ નિવડયો હશે એ વાત ખરી હતી કે બંડ કરવાથી અગર દગો કરવાથી કાંઈ વળે એમ નહોતું કેમકે રાજ્યના દરેક ખાતામાં સાધારણ રીતે લાંચ રૂશ્વત વગેરે બદી ફેલાઈ રહી હતી પોતે પોતાને માટે નક્કી ઠરાવેલી રકમ રાજના ખજાનામાં આપે તો કોઈ પણ અમલદાર રૈયતને મરજી મુજબ નીચોવી શકતો હતો. રૈયત ઉપરનો આ જુલમ માત્ર તે સામી થાય ત્યારે જ અટકતો. પંજાબની ગરમ મિજાજી રૈયત અમુક હદની પાર જુલમ થતાં જરૂર સામી થતી. જેહલમ પરગણાની જાટ, સીખ અને મુસલમાન રૈયત જૂના કાળથી લેવાતા આવેલા કરોના કરતા જો વધારે લૂટ-ફેર-લેવાય તો સાંખે એવી નહોતી. જો અમુક હદ-કે જે હદ સુધી તો સરકાર જુલમ કરે એમ એ લોકો માનતા, તેનાથી વધારે જુલમ થતો કે તરત જ એ લોકો અને એમના બીજા જાતભાઈઓ લડવાને તત્પર થતા, અને પરિણામે ઘણી જહેમત પડતી.

જરૂર પડે ત્યારે લશ્કર પૂરૂ પાડવાના કરારથી સીખ સરદારોને જાગીરો આપી હતી આ લશ્કર સિવાય તેઓ ખાસ પોતાનાં મિળસેળીઆં હથિયારબંધ માણસો રાખતા પોતની જાગીરોમાં તેઓ લગભગ રાજા જેવાજ હતા. વળી કેટલાકને તેમની જાગીર સિવાય અમુક પ્રાંત ઉપર હકુમત ચલાવવાનું સોંપ્યું હતું. રાજની વસૂલ ઉઘરાવવી એજ માત્ર હકુમત હતી. સીખ સરદારો માણસો પીરનારાઓ અને બ્રાહ્મણ આડતીઆઓને આ કામ સોંપી દેતા, અને

તેથી નાણાં ધીંગનાગ અને આવા બ્રાહ્મણ ચાડતીઆઓ આ જાતનું બધું કામ કરતા સીખ સરદારો પોતાની હકસાઇ લઇને વેગળા રહેતા. તેઓ હકસાઇ લે છે, તેનો તપાસ કરવાની દરકાર સીખ સંરકાર ભાગ્યેજ રાખતી હિંદુસ્તાનના કેટલાંક ખડિયાં રાજ્યોમાં-તે વખતે પંજાબમાં ચાલતો હતો તેવો-રિવાજ હાલ પણ ચાલે છે. મહારાજા સિંધીઆના દરબારીઓને મોટી મોટી જાગીરો અપાયેલી હતી. એઓ કોઇ પણ દિવસ પોતાની જાગીર પર જતા નહિ; પણ તેનું ઉપજ નિયમસર ગ્વાલીઅરમાં મળે જાય એમ કરતા. આવી જાતની જાગીરો પર દરેક જાતનો જુલમ અને લુચ્ચાઇ સાધારણ હતી કોઇ લોભી બ્રાહ્મણ કે વાણીઓ ઉપજ અને ન્યાય વગેરેનો બધો કારભાર કરતો. એને સહેજ નામનો પગાર મળતો; પરંતુ એવા લોકો પોતાના ધણીના ઉપજમાંથી ચોરીને અથવા તો લોકોને નીચોવીને ઘણી તાલેવર થઇ જતા.

મહારાજા રણજીતસિંહ ધાર્મિક નહિ પણ વહેમી માણસ હતો. જુવાનીમાં નિરંકુશ અને દુરાચારી હોવાથી, તથા મોટપણે લડાયક અને રાજદરબારી ધમાધમીમાં મશગૂલ હોવાથી ગુરૂ નાનકના પંથનું રહસ્ય સમજવાની અને ગુરૂ ગોવિંદે કરેલા વર્તનના, ગુચવણ ભરેલા નિયમોને અનુસરવાની એને ઇચ્છા તેમજ ફુરસદ હતી નહિ. એ તો સમયને અનુસરનારો હતો. જે સિદ્ધાંત વડે પોતે જેમના ઉપર ગજ કરતો હતો તે જંગલી જાટ લોકો ઉપર એની સત્તા વિશેષ દૃઢ જામે, એ સિદ્ધાંત એને પસંદ હતો. આથી કરીને જરૂરી પ્રસંગે સીખ દેવાલયોને અને ગુરૂઓને એ મોટી મોટી બક્ષિસો આપતો. સીખ ધર્મના કેટલાક વગવાળા આગેવાનો જેઓ બાબા

અથવા ભાઈ કહેવાતા, તેઓ એના દરબારમાં આબરૂની નોકરીઓ પર હતા. આવા ધર્મના આગેવાનો પણ હાલના **સીખ** ધર્મગુરૂઓની પેઠેજ અજ્ઞાન હતા. એઓ જેવું તેવું ભણેલા હતા, અને જ્યાં સુધી પોતાને ઠીક પૈસા મળે, ત્યાં સુધી અવિહિત સંપ્રદાયને માટે ચશ્મપોશી કરે એવા હતા. **સીખ** ધર્મનો ઉદ્દેશ **મુસલમાની** ધર્મનો ઉચ્છેદ કરવો, મુસલમાનોને સલામ પણ કરવી નહિ, તેમની સોબત કરવી નહિ, અગર ગમે તે શરતે પણ તેમની સાથે સલાહ કરવી નહિ એવો હતો. આમ છતાં પણ **મહારાજાના** કેટલાક ઘણા વિશ્વાસુ દરબારીઓ આ તિરસ્કૃત જાતના હતા. બ્રાહ્મણોએ ગુરૂગોવિંદને જાતિભેદ અને એમનો પરાપૂર્વનો અધિકાર ન માનવાને માટે જાતિબહાર કર્યો હતો, અને વગોવ્યો હતો. એથી બ્રાહ્મણોને પણ **સીખ** લોકોએ નોકર ન રાખવા એવું **ગુરૂગોવિંદનું** ખાસ ફરમાન હતું. આમ છતાં પણ જમાદાર **ખુશાલસિંહ, રાજા** તેજસિંહ, રાજા સાહિબદયાળ, રાજા રળીઆરામ, દિવાન અજોધ્યાપ્રસાદ, પંડિત શંકરનાથ અને બીજા ઘણાએ આગેવાન દરબારીઓ બ્રાહ્મણ હતા. આવા માણસોને **મહારાજા** પોતે ધર્મ સંબંધી ઉદાસીન વૃત્તિનો હોવાને લીધે તેમજ સ્વાર્થને લીધે રાખતે. ધર્મ સંબંધી છૂટનો તો એને ખ્યાલ નહોતો કોઈ પણ વખતે અને કોઈ પણ દેશમાં ધર્મ સંબંધી છૂટ નિઃસ્પૃહા અથવા સ્વાર્થ સિવાય બીજાં કોઈ દૃઢતર કારણોથી હોય, એ શક પડતું છે જ્યારે માણસોને અમુક સિદ્ધાંત ઉપર દૃઢ અને ઝનુની વિશ્વાસ ચોંટે છે, ત્યારે તેઓ બીજા સિદ્ધાંત અગર મતને કોઈ પણ આદમી માને એ ખમી શકતા નથી, જ્યારે અમુક સિદ્ધાંતના ખરાપણા વિષે લગાર પણ શક ઉત્પન્ન થાય ત્યારેજ ધર્મઘેલાપણું જતું રહે છે, અને પરિણામે

ધર્મનો ઉત્સાહ નબળો અને ધીમો પડે છે. મહારાજા રણજીતસિંહના મનમાંથી ધર્મઝનુન જઇને અન્યધર્મીઓને આશ્રય આપવાની ઇચ્છા ગમે તે કારણથી ઉત્પન્ન થઇ હોય, તોપણ એટલું તો ખરૂં કે એને લીધે એની કારકીર્દીપર ઘણીજ સારી અસર થઇ હતી. એના વર્તનનું અનુસરણ બીજાં સીખ રાજ્યોએ તત્કાળ કર્યું. ગુરૂગોવિંદે ઉત્પન્ન કરેલી પરધર્મીઓ પ્રતિ અપ્રસન્નતા, મુસલમાન ધર્મની પરધર્મીઓ તરફની અપ્રસન્નતાના જેવીજ સખ્ત હતી; પરંતુ હાલ એ અપ્રસન્નતાનું બીલકુલ ચિન્હ પણ જણાતું નથી. સતલજની આ પારનાં સઘળાં સીખ રાજ્યોમાં મોટું પતિઆલાનું રાજ્ય છે. આ રાજ્યમાં છેલ્લા ત્રણ રાજાઓના સમયમાં મુખ્ય પ્રધાન અને પરરાજ્યના સંબંધનો અધિકારી મુસલમાન છે. ખલીફા સૈયદ મહંમદ હુસેન અને હુસેન બન્ને ઘણા હુંશિયાર, પ્રમાણિક અને લાગણીવાળા અમલદારો છે બીજા કોઈ પણ દેશી રાજ્યમાં એમનાથી ચઢીઆતું માણસ મળે નહિ એવા છે. એઓ પોતાનું કામ ઘણી સારી રીતે બજાવે છે. એજ પ્રમાણે કપુરથલા, નાભા અને ઝીંદનાં સીખ રાજ્યોમાં પણ મુસલમાન અમલદારો આબરૂદાર અને જોખમવાળા ઓદ્ધા ઉપર છે. બ્રાહ્મણો સંબંધી ગુરૂગોવિંદનો પ્રતિબંધ અમલમાં આવ્યો હોય એમ જણાતું નથી. કેમકે જે માણસ એક વાર એ ધર્મમાં આવ્યો હોય, તેના ઉપર હિંદુધર્મની અસર જાયુની રહી જાય છે; અને હડહડતો સીખ પણ બ્રાહ્મણોની પવિત્રાઇની વિરૂદ્ધ જાહેર રીતે બોલી શકતો નથી. માત્ર બ્રાહ્મણ અને મુસલમાન એ બન્ને જાતોની રાજ્યવહીવટ કરવાની યોગ્યતા વંશપરંપરાથી ચાલી આવે છે. સાંખ્યધર્મસિદ્ધાંત તો ગમે તેમ ફરમાવે પરંતુ આવી ઉપયોગી જાતોને બાતલ કરીને રાજ ચલાવવું એ વસ્તુતઃ અસંભાવ્યજ હતું.

પ્રજાસત્તાન્નિઓ ભલેને બધા મનુષ્યોની બુદ્ધિ પરત્વે સમાનતા માને અને (Democracies may the equality) એમ કહે; પણ અમેરિકા અને યૂરોપનાં પ્રજાસત્તાક રાજ્યનો વહીવટ તેમનો સિદ્ધાંત ખોટો પાડે છે. રાજ ચલાવવું એ એક હુન્નર છે, અને અપવાદ તરીકે આ હુન્નરની તબીઅત ન લીધેલો કોઇક ઘણોજ હુશિયાર વિરલો આદમી એમાં ઘણો કુશળ નીવડે, પરંતુ આથા ણ બુદ્ધિના માણસને એ હુન્નર ઘણીજ જહેમત અને રજથી હાથ કરવો પડે છે. એમ કરવામાં વંશપરંપરાની લાયકી અને એ ધંધો કરનારી અમુક જાતિના હોવું અને પોતાની વશખ્યાતિ, એ જેને હોય છે તેને એ હુન્નર હાથ કરવામાં ઘણીજ સરળતા લાગે છે. હવે રણજીતસિંહના વખતમાં રાજ વહીવટ કરવા ી પરંપરાવાસી બ્રાહ્મણ અને મુસલમાન એ બેજ જાતો હતી. બ્રાહ્મણો હિંદુ રાજવ્યવસ્થા ચલાવનાર હતા. તેમણે રાજ્યકીર્તિ અને રાજ્યભય રજપૂતોને સોપી દીધા હતાં. પોતે હુશિયારીથી બધી ખરી સત્તા પોતાના હાથમા રાખી હતી બ્રાહ્મણો રાજાઓના ધર્મગુરૂઓ અને દુનિયાના વ્યવહાર અને રાજ કાયબારમા સલાહકારો હતા. એમની સત્તા રાજાઓની સત્તા કરતાં પણ પ્રબળ હતી. રાજાનુ રાજ્ય કહેવાતુ પરતુ રાજ્યવહીવટ અને સેના એઓ ચલાવતા. મુસલમાનોનુ પણ એમજ હતું. સેકડો વર્ષ સુધી તેઓ હિંદુસ્તાન પર ચડાઇઓ કરતા અગર જીત મેળવીને અહિંઆં લશ્કરી બળથી રાજ્ય ચલાવતા. અને જો કે મુસલમાની વખતમાં ઘણા મુસલમાન અધિકારીઓ હતા. તોપણ જે હિંદુ રાજ્યોનો એમણે નાશ કર્યો હતો, તેમા રજપુત રાજાઓની પડે મુસલમાનોને પણ બ્રાહ્મણો વગર ચાલ્યુ નહોતુ. આ અધિકારીઓ મળ રવાનીની સાથે આવેલા અથવા સરદારોના અગર અધિકારીઓના વંશજો હતા વળી ઘણા હિં-

દુઓ વટલીને મુસલમાન થયેલા હતા, અને એઓને સારા હોદ્દા મળ્યા હતા. આ બધા વટલનારા હિંદુઓ પોતે ઉંચી અને રાજ્ય-વહીવટ કરનારી નાતોના હતા. રાજ્યકર્તાની પ્રીતિ સંપાદન કરવાને તેનો ધર્મ અંગીકાર કરવો, એજ એક તરેહના અલૌકિક વિચક્ષણપણાની ખુલ્લી સાબીતી જણાય છે.

આવા લોકોની કેળવાયેલી બુદ્ધિ અગાડી બિચારા જાટ લોકો શું કરી શકે? જાટ લોકોમાં તેમનાં પોતાનાં ઢોર જેટલીજ અક્કલ હતી. જાટ લોકો તો બિચારા ખેતી કરી શકે, અગર જડસાની પેઠે લઢી શકે. જો બુદ્ધિની તુલના કરવા બેસીએ તો બ્રાહ્મણ અને મુસલમાનો અગાડી જાટ લોકો સારા કેળવાયેલા આરબ ઘોડા અગાડી ગાડાના ઘોડા જેવા જંગલી હતા. પોતાની જીંદગીના આરંભમાંજ રણજીતસિંહને આ વાત સમજાઇ હતી. સરદાર ફત્તેસિંહ કલ્યાણવાળા જેને માટે અગાડી કહી ગયા છીએ, તેણે ઇ. સ. ૧૮૦૭ માં પોતે નારાયણગઢનો કિલ્લો ન લઇ શક્યો, અને ઘા વાગવાથી મરનો હતો તે વખતે રણજીતસિંહને આગ્રહ પૂર્વક આ વાત કહી હતી. કહેવાય છે કે એણે શીખામણ દીધી હતી કે જાટને કોઇ દિવસ દરબારી હકુમતની નોકરી આપવી નહિ, એમને તો લડવામાંજ રાખવા. આ વાત ખરી હોય કે ખોટી હોય, પણ એટલું તો ચોક્કસ છે કે મહારાજા આજ ધોરણે વર્તનો હતો. એના બહાદૂર અને મોટા સેનાપતિઓ જાટ હતા. પરંતુ એના અમલદારો અને વિશ્વાસુ સલાહકારો બ્રાહ્મણો, રજપૂત, મુસલમાનો અને વખતે દિવાન શાવનમલની પેઠે ક્ષત્રી પણ હતા. જેમ તે વખતે હતું તેમજ હાલ પણ છે. એ પહેડીથી ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયું છે, પણ જાટ લોકોનાં પોતાનાં મુખ્ય જાતિ

લક્ષણો બદલાયાં નથી. હજુ પણ એઓ કંગાલણીની અભિરૂચી વ-ગરના, માબાપ બુદ્ધિના છે અને રહણી કરણી તથા વિચારમાં રણ-જીતસિંહે તેમને થોડાં વરસ સુધી એક પ્રજાના ડોળમાં આણ્યા હતા, તે વખતના જેવાજ સાદા છે.

મહારાજાના દરબારમાં આવનાર પરદેશીને સૌથી આગળ પડતો આદમી મહારાજાનો પર રાજ્યનો પ્રધાન ફકીર અઝીઝુદ્દીન જણાતો હતો. એ અને એના ભાઇઓ નુરૂદ્દીન અને ઇમામુદ્દીન બોખારાના ઘણાજ આબરૂદાર કુટુંબમાં જન્મ્યા હતા. એ પ્રાંતમાં એના ઘણા વંશજો હાલ પણ રહેછે. એનો બાપ ગુલામ મોહિયુદ્દીન હુંશિયાર હકીમ હતો. ઇ. સ. ૧૭૯૯ માં લાહોરનો મુખ્ય હકીમ જેને ત્યાં અઝીઝુદ્દીન શીખતો હતો, તેણે એને મહારાજાની તહેના-તમાં મૂક્યો. લાહોર જીત્યા પછી તરતજ મહારાજાની આંખો સખ્ત દુખવા આવી હતી. આ તરૂણ હકીમની હુંશિયારી અને સંભાળને લીધે મહારાજાની એના ઉપર મમતા થઇ. મહારાજાએ એને કેટ-લાંક ગામ આપ્યાં અને પોતાનો ખાસ હકીમ નીમ્યો. જેમ જેમ મહારાજાનો મુલક વધતો ગયો, તેમ તેમ અઝીઝુદ્દીનની દોલત અને જાગીર પણ વધતી ગઇ. ઇ. સ. ૧૮૦૮ માં જ્યારે ઇંગ્રેજ લોકોએ મહારાજાને સતલજની આ બાજુનાં સંસ્થાનો પર ચઢી આવતો અટકાવ્યો, ત્યારે અઝીઝુદ્દીનનીજ ડાહી સલાહને અનુસરીને એણે ઇંગ્રેજ લોકો જોડે લડાઇ કરી નહિ. એ પ્રસંગથી અઝીઝુદ્દીનની સલાહના ડહાપણની મહારાજાને એટલી તો ખાત્રી થઇ કે ત્યારથી દરેક જોખમ ભરેલું કામ એની સલાહ વગર કરતો નહિ. યુરોપિયન લોકો અને બ્રિટિશ સરકારને લગતા દરેક કામમાં અઝીઝુદ્દીનને ખ

સુમ કરીને નીમવામાં આવ્યો હતો. અને એની ડહાપણ ભરેલી તથા નિષ્પક્ષપાત સલાહને લીધેજ મહારાજાના લાંબા રાજસમયમાં ફકીરની જોડે એને ધાડી દોસ્તી ટકી રહી હતી. રણજીત રાજા ઉપર મહારાજાને એટલો તો ભરૂસો હતો કે રક્ષણાર્થે થોડાં માણસો સોંપીને પોતે અજીજુદ્દીનને લાહોર સોંપીને લાંબી લાંબી સ્વારીઓ ઉપર જતો અજીજુદ્દીન કોઇ કોઇ વખત લશ્કરી નોકરીપર પણ જતો; પરતુ જ્યારે એલચી તરીકે કોઇને મોકલવું પડતું, ત્યારે તેને ખાસ કરીને એનેજ પસંદ કરતો અને દરેક વખતે તે ધાર્યું કામ રસ્તે ચડાવતો. આ પ્રમાણે ઇ. સ. ૧૮૩૧ માં લોર્ડ વિલયમ બેન્ટિકની પાસે, અને ઇ. સ ૧૮૩૫ માં અમીર દોસ્ત મહમદની પાસે એજ ગયો હતો. ઇ. સ. ૧૮૩૧ માં ઇતિહાસમાં કીનખાબના ક્ષેત્રનામે ઓળખાતી રૂપર મુકામે ગવર્નર જનરલની સાથે થયેલી મુલાકાત વખતે તેમજ ઈ. સ. ૧૮૩૮ માં લોર્ડ ઓકલાંડની જોડે ફિરોઝપૂર મુકામે થયેલી મુલાકાત વખતે ફકીર અજીજુદ્દીનને ઘણુંજ જોખમ ભરેલું કામ સોંપ્યું હતું. ખરેખાત રણજીતસિંહના દરબારીઓમાં એ ઘણોજ હુંશિયાર અને બેશક સૌથી વધારે પ્રમાણિક હતો. અજીજુદ્દીનનો સ્વભાવ એવો તો સારો અને રીતભાત એવી તો ખરા દરબારીઓના જેવી લાયકી ભરેલી હતી, કે એના ઉઘાડા શત્રુ ઘણાજ થોડા હતા. બેશક ઘણા માણસો એની સત્તાની ઇર્ષા કરતા હતા. એના લોકપ્રિયપણાનુ એક કારણ એ હતું કે એ ધર્મ સંબંધી દુરાગ્રહી નહોતો. એ પોતે સુફી હતો. આ જાતને મુસલમાનોજ બીજા પરધર્મીઓના જેવા ધર્મભ્રષ્ટ માનેછે; પરતુ પૂર્વ તરફના ઘણા વિદ્વાનો અને કવિઓ આ ધર્મ માનનારા થઇ ગયાછે. કુરાનના શુષ્ક સિદ્ધાંતો એને ગમતા નહિ, અને દરેક ધર્મ સરખો માન આપવા

લાયક અને સરખો ખોડખાંપણ વાળો લાગતો હતો. એક સમયે રણજીતસિંહે એને હિંદુ ધર્મ સારો કે મુસલમાન ધર્મ સારો એવું પૂછ્યું હતું. એણે કહ્યું કે હું એક મોટી મહાનદીના વેહની વચ્ચોવચ્ચ તરતો હોઉં એવો છું હું દૂરથી જમીન દેખું છું પણ બન્ને કિનારામાં મને ભેદ જણાતો નથી. અજીજુદ્દીનની બોલવાની છટા ઘણી સારી હતી. એના સમયમાં એ સર્વોત્કૃષ્ટ વકતા ગણાતો હતો, અને એની બોલવાની છટાની પેઠે એનુ લખાણ પણ એવુંજ સરસ હતું. પૂર્વ તરફના ધોરણ પ્રમાણે જોતા એણે લખેલા રાજકીય દસ્તાવેજો સુંદરતાના અને સારી રસરચનાના નમુનાછે. પૂર્વ તરફની સઘળી વિદ્યાઓમાં એ ઘણો કુશળ હતો, અને વિદ્યાને ઉત્તેજન આપવામાં સારાસાર સમજે એવો અને ઉદાર હતો. એણે લાહોરમાં ફારસી અને આરબી શીખવાની પાઠશાળા પોતાને ખર્ચે ઉઘાડી હતી. અને ગયા ત્રીસ ચાળીસ વરસમાં થયેલા ઘણાખરા આરબી વિદ્વાનો ત્યાં શીખેલા હતા.

કવિ તરીકે પણ અજીજુદ્દીન ઉંચી પંકિત ધરાવે છે. સુફી લોકો લખે છે તેવી એની ગૂઢાર્થ ફારસી કવિતા ઘણી સુંદર, સરળ અને ઘણા જ પદલાલિત્ય–શૈલીવાળી છે. અમે સુફી કવિઓની કવિતા કેવી હોય છે એ જણાય માટે એની કવિતાની કેટલીક કડીઓ નીચે આપીએ છીએ.

> " જો તું આ જગતનો બારીકીથી તપાસ કરીશ તો તે તને
> " વાદળાના છાંયડાની પેઠે વહી જતું ક્ષણિક–દેખાશે.
> " જ્યારે તું કાંઈ કરી શકતો નથી ત્યારે મિથ્યા મનોરથોથી
> " શીદને હેરાન થાય છે.

"અહંભાવ મનમાંથી કહાડી નાખ અને તારાં કૃત્યો ઇશ્વરની
"ઇચ્છાનુસાર છે એમ સમજ.
"તેને તું તારૂં સ્વાર્પણ નિશ્શંક કર.
"એની કૃપાનો અનુભવ થાય ત્યાં સુધી ધીરજ ધરીને ચોખ.
"જે સુખ તું અનુભવે છે તે એનીજ કૃપાનું ફળ છે એમ માની
"એનો ઉપકાર માન.
"દુનિયાની જંજાળથી અલગ રહે, ઇશ્વરમાંજ આનંદ માન,
"અને એનો કૃપાસ્વાદ ચાખવાને ઉત્સુક રહે.
"હું "अहम्" એમ મારે માટે વગર વિચારે બોલું ?
"ડાહ્યા માણસો મને મૂર્તિપૂજક ધારશે, પણ જેઓ ખરા
"જ્ઞાની છે અને ખરા તત્વને ઓળખી શકે એવા છે, તે તો
"સમજે છે કે જો કોઇ પણ દેહધારી એમ માને કે હું ઈશ્વરથી
"ભિન્ન છું તો તે અજ્ઞાન છે.
"તું રૂસ્તમ, જાલ, અને સોહરાબ જેવા પહેલવાનનો પરા-
"જય કરવાને સમર્થ હોય તો પણ તારૂં પોતાનું સ્થાયિત્વ પાણીના
"પરપોટા જેવું ચંચળ અને નાશવંત છે.
"તું ગમે તેવા તર્ક વિતર્ક કરે તોપણ ઈશ્વરની ગતિ તારાથી
"કળાવાની નથી.
"સર્વ ઇશ્વરાધીન છે એમ હું જાણું છું તો પછી હું બીજાં
"પાખંડથી સ્વતંત્ર રહું તો સારૂં."

લાહોરના વિવેકરહિત અને જંગલી દરબારમાં માત્ર ફકીર અઝીઝુદ્દીન ઘણોજ તાજીમ તવાજી અને ઘણોજ વિવેકી તેમજ લ-ખ્ખાશવાળો હતો. પરદેશીઓને આ તફાવત તરત જણાઇ આવતો. દિલ્લી અને બોખારાના મુસલમાન દરબારોમાં જે તાજીમ તવાજી સાધારણ હતી, તે અભણ સીખ રાજાના પ્રધાનમાં ઉલટી કેટલી વિચીત્ર જણાતી. બેરન ચાર્લ્સ હ્યુગલ ઇ.સ. ૧૮૩૫–૩૬ માં પંજા-બમાં મુસાફરીએ ગયો હતો. પંજાબ ઇંગ્રેજ સરકારે ખાલસા કર્યું તેની પૂર્વે એ બેરનના સિવાય બીજા કોઇએ એવો આનંદદાયક અહેવાલ લખ્યો નથી. એ બેરનના ઉપર ફકીર અજીઝુદ્દીનનાં જા-તિ લક્ષણોએ ઘણી અસર કરી હતી. એની જોડે થયેલી ખુસ્તુમા વાતચીતના ઘણા પ્રસંગો એણે વર્ણવ્યા છે. મહારાજા અને યૂરોપિ-યનોની વચ્ચે અજીઝુદ્દીન હમેશ મધ્યસ્થ હતો. બેરનની પરોણાચા-કરી પણ એનેજ સોંપેલી હતી. આ જુવાન મુસાફરની હુંશિયારી અને ગુણોથી છક થઇ જઇને મહારાજાએ એને પોતાની નોકરીમાં રાખવાનું ધાર્યું, અને અજીઝુદ્દીનની મારફતે છ હજાર રૂપીઆના મોટા પગારથી નોકર રહેવાનું લગભગ કબુલ કરાવ્યું હતું પણ ખરૂં. ફારશી ભાષામાં સાધારણ રીતે વાતચીત કરતાં જે ઘણાં લખ્ખાશ-ભરેલાં વખાણ કરવામાં આવે છે, તેવાં વખાણો અને મીઠી જુબાન હોવા છતાં પણ બેરનના મનમાં આ પ્રધાનને માટે આનંદાશ્ચર્યની લાગણી ઉત્પન્ન થઇ હતી એમ જણાય છે.

ઇ. સ. ૧૮૪૨ માં લોર્ડ એલેન્બરોની હજુરમાં સીખ એલચી ન મોકલીને દેખીતું અપમાન જેવું કરવામાં આવ્યું હતું. તેનું કારણ સમજાવવાને ઇ. સ. ૧૮૪૨ માં ફીરોજપૂર મુકામે ભરાનાર મોટા દ-

રબારમાં **અજીઝુદ્દીનને** મોકલવામાં આવ્યો હતો. આ કામ તેણે એવી તો હુંશિયારી અને સભ્યતાથી બજાવ્યું કે ગવર્નર જનરલે એને ભરદરબારમાં ઇંગ્રેજ અને **સીખ** રાજ્યની મૈત્રીનો રક્ષક કહ્યો હતો. **લોર્ડ એલન્બરોએ** એને પોતાની સોનાની ઘડીઆળ બક્ષિસ આપી હતી. અમે જ્યારે **લાહોરમાં** હતા, ત્યારે કેટલાંક વર્ષ સુધી **અજીઝુદ્દીનનો** પુત્ર અમારા સેક્રેટરીઓમાંનો એક હતો. તેની પાસે આ ઘડીઆળ અમે ઘણી વાર જોયું છે. ઇ. સ. ૧૮૪૫ ના ડિસેંબર મહિનામાં પહેલા **સીખ**વિગ્રહમાં એ લોકોની જબરી હાર થઇ તે પહેલાં થોડીજ મુદત પર **અજીઝુદ્દીનનુ** મરણ થયું હતું. મરતાં મરતાં પણ **સતલજ** નદી તરફ **સીખ** લશ્કર ન મોકલવું એમ એણે કહ્યું હતું. આ પ્રમાણે **લાહોર** દરબાર અને **ઇંગ્રેજ** સરકારની સારી સલાહ આપીને તેણે છેલ્લી નોકરી બજાવી હતી. એની આ સલાહ વ્યર્થ ગઇ હતી. એના કુટુંબનાં ઘણાં માણસોને અમે ઓળખીએ છીએ. એ બધામાં એનો ભત્રીજો **સમસુદ્દીન** એને વધારે મળતો આવે છે. એ હાલ સ્વર્ગવાસી થયો છે, પણ ઘણાં વર્ષ સુધી અમારો ગાઢો મિત્ર હતો. **હિંદુસ્તાનમાં** એના જેવી સુધરેલી રીત રિવાજવાળો અને મધુર છટાદાર **ફારસી** બોલનાર અમે બીજો કોઇ જોયો નથી. **અજીઝુદ્દીનના** બંને નાના ભાઇ **ઇમામુદ્દીન** અને **નુરૂદ્દીનને** તેમના મોટા ભાઇ જેવી મોટી પદવી ન છતાં પણ આખા પ્રાંતમાં બધા માન આપતા. અને ઇ. સ. ૧૮૪૬ ના વિગ્રહ પછી જ્યારે રાજા **લાલસિંહને** રાજદ્રોહને માટે પદચ્યુત કર્યો, ત્યારે **દુલીપસિંહ** મોટો થાય ત્યાં સુધી **નુરૂદ્દીનને** રાજ કરનાર મંડળીનો સભાસદ નીમ્યો હતો. **અજીઝુદ્દીન** દરબારમાં "ફકીરસાહેબ" એ નામથી સાધારણ

રી તે ઓળખાતો હતો. એ કુટુંબ ફકીર એ ઉપનામ મગરૂરી સાથ

રાખી રહ્યું હતું. ફકીર એટલે ગરીબ સાધુ એવું કાંઇ નહોતું. એ સ-ઘળા ભાઈઓ ઘણા પૈસાદાર હતા. નુરદ્દીનને દરબારમાં "ખલીફા સાહેબ" કહેતા. બીજો ભાઇ ઇમામુદ્દીન રણજીતસિંહના રાજ્યમાં અને મહારાજા શેરસિંહના વખત સુધી અમૃતસરના બચાવ અર્થે કરેલા ગોવિંદગઢનો સૂબો હતો.

દરબારમાં બીજા બે મુસલમાન અગ્રણી હતા. એક તો મુલ્તા-નનો નવાબ સરફરઝખાન અને બીજો એનો નાનો ભાઇ જુલફકાર-ખાન. આ બંને બહાદૂર વૃદ્ધ નવાબો મુઝફ્ફરખાનના દીકરા હતા. આ નવાબ, રણજીતસિંહે એના ગઢ ઉપર હલ્લો કરીને કોટમાં ભ-ગદાળું પાડયું હતું ત્યાં અગાડી લડતાં લડતાં હાથમાં તરવાર સ-હિત પોતાની જાતનાં ઘણાં માણસો અને પોતાના પાંચ પુત્રોની સાથે કપાઇ મુઓ હતો. મહારાજાને આ વખતના જેવી જબરી મ-હેનત કદિએ પડી નહોતી, અને નવાબ મુઝફ્ફરખાનના જેવી બહા-દુરીથી કોઇએ સામું થયું નહોતું. પરતુ જ્યારે મુલ્તાન ઉપર પોતા-ની સત્તા કાયમ થઇ, અને એ પ્રાંત થાળે પડયો ત્યારે મહારાજાએ પોતાના હારેલા શત્રુના દીકરાઓને ઘણું માન અને માયા દાખવી. એઓને લાહોરમાં બોલાવ્યા, અને એમને સારી જીવાઇ આપી. તેમના વંશજોને આ જીવાઇ બ્રિટીશ સરકારે પણ ચાલુ રાખી હતી.

રણજીતસિંહના લાહોર દરબારમાં બીજો હારેલો મુસલમાન સ-રદાર ખુદાયારખાન પણ હતો. એ તિવાણુ જાતનો સરદાર હતો. પચાસ તિવાણુ ઘોડેસ્વારોના ઉપરી તરીકે એને એનાં સગાં સહિત લાહોરમાં આણ્યો હતો. આખા પંજાબમાં આ લોકો દેખાવડા અને નિડર હતા. તિવાણો ફક્કડ દેખાવને માટે હમેશ મશહુર છે. ઇંગ્રેજ અમલદારોના હાથ નીચે એમણે ઘણી બહાદુરી બતાવી છે.

લાગ્યો. એ ઘણો પૈસાવાળો થઇ ગયો. દરબારમાં જે જે આવે તે બધાની પાસેથી પોતાનો મહારાજાની સાથેનો વગ કામે લગાડવા સારૂ એ લાંચ રૂશવત લેતો. એ નાના પ્રકારની લશ્કરી નોકરી પર પણ જતો. ઇ. સ. ૧૮૩૨ માં એને કુમાર શેરસિંહના હાથ નીચે કાશ્મીરનો સૂબો બનાવ્યો હતો; ત્યાં અગાડી તેણે બહુ જુલમ કર્યો હતો. એ વર્ષ તંગીનું હતું ખરૂં; પરંતુ એના જુલમને લીધે ત્યાં દુષ્કાળ પડયો હતો. એનામાં કોઇ ખાસ તરેહની શક્તિ નહોતી. જો કે એમ કહેવાય છે કે મહારાજા પ્રથમ મુલાકાતેજ એની ખુબસુરતી જોઇને રાજી થઇ ગયો હતો, તથાપિ એની મોટી ઉમરે લીધેલી તસ્વીરો ઉપરથી એ બિલકુલ દેખાવડો જણાતો નથી. એ તો ઉલટો રાભા જેવો, નીચ અને બિલકુલ દેખાવડો ન કહેવાય, એવો દેખાય છે. એ દરબારમાં લોકપ્રિય નહોતો. જ્યાં જાય ત્યાં હમેશ એ ઓછો વત્તો જુલમગાર માલમ પડતો.

જમાદાર ખુશાલસિંહનો ભત્રિજો તેજસિંહ એના પછી લાહોર આવ્યો હતો. એ પણ મહારાજાનો માનીતો થઇ પડયો, અને એને રાજાનું પદ મળ્યું હતું. ઇંગ્રેજ જોડેના પ્રથમ વિગ્રહમાં એને સીખ લશ્કરનો સેનાપતિ નીમ્યો હતો. આ વખતે એના ઉપર દગાનુ અને બીકણુપણાનું તહોમત આવ્યું હતું. પરંતુ આ કાળે સીખ લશ્કરની સ્થિતિ એવી તો શક ભરેલી હતી, અને જે જે સંયોગો વચ્ચે એ સેનાપતિ નીમાયો હતો, તે એવા તો કઠણ હતા કે જેઓએ તે કાળે તેજસિંહની વર્તણુકનું લક્ષપૂર્વક અવલોકન કર્યું હતું તેઓ એને માથે માત્ર નબળા અને અદૃઢ મનનો હોવા સિવાય બીજું કાંઈ ખોટાનું મુકતા નથી.

મહારાજાના સઉદેશ સરદારોમાં હરિસિંહ નળવો ઘણોજ પ્રખ્યાત હતો. એના ઉપર મહારાજાની ઘણીજ પ્રીતિ હતી. મહારાજાની પેઠે એ પણ ગુજરાનવાળા શહેરમાં જન્મ્યો હતો. મહારાજાના બધા સરદારો કરતાં એ સરદાર વધારે બહાદૂર હતો, એટલુંજ નહિ પણ ઘણો ચતુર હતો. સઘળી ઘણીજ વિકટ સ્વારીઓનું કામ એને સોંપવામાં આવતું. ઈ. સ. ૧૮૧૮ માં મુલ્તાન સર કરવામાં એ મુખ્ય હતો. ત્યાર પછી બીજે વર્ષે કાશ્મિર પર ચડવાના લસ્કરના એક ભાગનો સેનાપતિ હતો; ત્યાર બાદ તે કાશ્મિરનો સૂબો નિમાયો હતો; પરંતુ એની બુદ્ધિ રાજ ચલાવવામાં પહોંચતી નહિ. કાશ્મિરમાં એ એવો અપ્રિય થઇ પડ્યો કે મહારાજાને એને બોલાવી લેવો પડ્યો. ત્યાર કેડે તે પંજાબની સરહદપર આવેલા હજારાનો સૂબો થયો. તે પછી પેશાવરનો સૂબો થયો, ત્યાં અગાડી ઈ. સ. ૧૮૩૭ માં અફઘાનો જોડેની ટક્કટીની લડાઇમાં એ મરાયો.

હરિસિંહ નળવા કરતાં ઉતરતો બીજો પ્રખ્યાત લડાયક યોદ્ધો સરદાર ચતરસિંહ સીંધનવાલીઆ હતો. આ સરદાર પોતાનાં બળ અને હિંમતવડે ખાલસાનો સ્થંભ ગણાતો. એ પંજાબના ઘણાજ બળવાન કુટુંબનો હતો. મહારાજા રણજીતસિંહ પણ એજ કુટુંબનો હતો. સીંધનવાલીઆ જાત ઘણી તોફાની હતી. ચતરસિંહ, એનો બાપ લેહનાસિંહ અને ભત્રિજો અજીતસિંહ, રણજીતસિંહના મરણ પહેલાં અને તે પછીનાં કાવત્રાંઓમાં આગેવાન હતા.

રાજા ગુલાબસિંહ, રાજા ધ્યાનસિંહ અને રાજા સુચેતસિંહ ડોગરી જાતના રજપૂત જેઓ ડોગ્રા કહેવાય છે તે જાતના હતા. તે મૂળે ઘણા ગરીબ હતા, પરંતુ માત્ર પોતાની શક્તિ અને લક્ષણના યોગવડે

રણજીતસિંહના રાજ્યના પાછલા ભાગમાં ઘણાજ શક્તિવાન થઇ પડ્યા હતા. આ ત્રણ ભાઇઓમાં વચલો, રાજા ધ્યાનસિંહ મહારાજાના વખતમાં ઘણોજ મહત્વવાળો થઇ પડયો હતો. જમાદાર ખુશાલસિંહની રાજગૃહરક્ષકની જગા એને મળી હતી, અને કેટલાંક વર્ષ સુધી વસ્તુતઃ મુખ્ય પ્રધાન થઇ પડયો હતો. એ હોદ્દેદારને મળ્યા વગર મહારાજાને મળાતું નહિ, એ તો અમે અગાડી કહી ગયા છીએ. રાજના વસુલાત ખાતા અને પરરાજ્ય ખાતા સિવાય બધાં ખાતાં પર એની દેખરેખ હતી. વસુલાત ખાતું રાજા દિનાનાથના હાથમાં અને પરરાજ્ય ખાતું ફકીર અઝીઝુદ્દીનના હાથમાં હતું. ધ્યાનસિંહનો ભાઈ રાજા ગુલાબસિંહ બહુધા લશ્કરી નોકરી પર નીમાતો; પરંતુ મહારાજાના મરણ અને એના ભાઇ ધ્યાનસિંહના ખૂન પછી લાહોર દરબારમાં કેટલોક વખત સુધી સૌથી વધારે અગત્યનો આદમી એ થઇ પડયો હતો. સતલજની પહેલી સ્વારી વખતે એણે બ્રિટિશ સરકારની એવી સારી નોકરી બજાવી હતી કે એને ગવર્નર જનરલે કાશ્મિરનો સ્વતંત્ર રાજા બનાવ્યો હતો. આમ છતાં પણ પંજાબના ઇતિહાસમાં રાજા ધ્યાનસિંહ અને ગુલાબસિંહના કરતાં બીજો કંટાળો ઉત્પન્ન થાય એવાં પાત્ર ક્વચિતજ હશે. એઓ ઘણાજ બુદ્ધિશાળી અને નિર્વિવાદ હિંમતવાન હતા. પરંતુ એમના આ સારા ગુણો હોવાને લીધેજ એમના નઠારા ગુણો—જુલમ ભરેલો દગો, લોભ અને સારાસાર વિચાર રહિત મહત્વાકાંક્ષા વગેરે—વધારે દેખાઈ આવે છે. એમનો ત્રીજો ભાઈ સુચેતસિંહ સીખ લશ્કરમાં અને દરબારમાં ઘણો દેખાવડો તથા દબદબા વાળો હતો. એના ભાઇઓના જેવી એનામાં શક્તિ થોડીજ હતી, અને લાહોર દરબારનાં રાજકીય કામોમાં એ કદિ આગળ પડતો હતોજ નહિ. રાજા ધ્યા-

નસિંહનો ભત્રિજો રાજા હીરાસિંહ ઘણો સારો નીવડે એવો માણસ હતો. એના બાપની પછી એ મુખ્ય પ્રધાન થયો હતો; પરંતુ પ્રથમ સીખવિગ્રહની શરૂઆતના પહેલાં જે તોફાન ઉઠયું હતું, તે વખતે એના બાપની પેઠે એનું પણ ખૂન કરવામાં આવ્યું હતું.

મહારાજાની જીંદગીનાં પાછલાં વર્ષોમાં મોટે દરજ્જે ચઢેલાં સઘળાં માણસોમાં રાજા દિનાનાથ જેટલું વિલક્ષણ કોઈ નથી. એને પંજાબનો * તેલેરેંડ કહે છે, તે વાજબી અને ઠીક છે. એની જીંદગી યૂરોપના આ રાજ્યદ્વારી મહાન પુરૂષની જીંદગીને બરોબર મળતી આવે છે. એના મિત્રો અને મુરબ્બીઓ રાજ ફેરફારમાં માર્યા જતા, પણ તેની એને બિલકુલ અસર ન થતી. રાજવંશના ફેરફાર થઇ જતા, પણ તેમાં એને બિલકુલ નુકસાન ન થતું. ચોતરફ મારામારી અને ખુનામરકી હોવા છતાં એના જીવને બિલકુલ ભય નહોતો. દરબારની ઘાતનત લોકોની જાગીરો અને મીલ્કત પચાવીને લૂટી લેવાની હતી. આમ છતાં પણ એની શક્તિ અને દોલત હમેશાં વધતી જતી. એ ઘણો દીર્ઘદ્રષ્ટિવાળો અને ડાહ્યો હતો. બધા ઉપરચોટીઆ જોનારાને જ્યારે બધું શાંત અને ગજદરબારી તકરાર ન ઉઠે એવું જણાતું, ત્યારે એને ખબર પડતી કે ફલાણી બાબતથી જરૂર તોફાન ઉઠશે. આથી કરીને જે પક્ષ નબળો જણાય, અગર જે મિત્રની વગ પડી ભાગે એવું લાગે તેને એ ખરતો કરતો. અને જે પક્ષનું પલ્લું નમતું હોય, તે તરફ થઈ જતો. રાજફેરફારને અંતે પ્રમાણિક મા-

* તેલેરેંડ એ ફ્રાન્સનો ઘણો નામીચો રાજદરબારી હતો. રાજા અને પ્રજાસત્તાક રાજ્યમાં ફેરફાર થયા છતાં પણ તેલેરેંડ જૂદા જૂદા પક્ષની નોકરીમાં હતો. રાજા દીનાનાથને એ બાબતમાં એ ઘણોજ મળતો હતો. એ કુશળ રાજનીતિજ્ઞ હતો. ભા. ક.

ળ્સોને સોસવુંજ પડે છે. પરંતુ રાજા દિનાનાથના પાસા હમેશાં સવળા પડેજ જતા એજ એનું અપ્રમાણિકપણું કેટલું હતું તે બતાવી આપે છે. એ સ્વદેશપ્રેમી હતો, પરંતુ સ્વદેશના કરતાં પોતાનો જાતિ સ્વાર્થ એને વધારે પ્રિય હતો. ઇંગ્રેજો એના કરતાં અને એના દેશીઓ કરતાં વધારે બળવાન હતા, એથી એને ઇંગ્રેજોનો ઘણોજ અણગમો હતો; પરંતુ સ્વાર્થને માટે જેનો અણગમો હતો તેમનીજ સેવા બજાવવી પડતી હતી. ઇમાનદારીને માટે એનું પોતાનું માપ વળી જૂદુંજ હતું. જો પોતાના સ્વાર્થને કાંઇ નુકસાન નથતું હોય તો એ મિત્રને મદદ કરે એવો હતો. જો મિત્રને તજી દેતો તો તે પોતાની મિલ્કતને જોખમ થવાના ડરથીજ. બાકી એ કાં સ્વભાવે બીકણ નહતો. જાતે બહાદૂર હતો; તેમજ એનામાં ખરૂં લાગે તે કામ કરવાની હિંમત ઘણીજ હતી. એ ખરૂં કે એ હિંમતનો ઉપયોગ પરિણામ વિચાર્યા વગર કરતો નહિ. સ્થાનિક બાબતોનું એને ઘણું જ્ઞાન હતું; તેમજ એની કામ કરવાની શક્તિ અથાગ હતી. પરંતુ સઘળી સત્તા પોતાનાજ હાથમાં રાખવાની ઇચ્છાને લીધે કામ થવું જોઇએ એમ થતું ન હતુ. ખરેખાત એ દુનિયાદારીમાં ઘડાયેલો આદમી હતો. તે સભ્ય હતો, તેમજ વિચારવાન હતો. જો કે મોટો વિદ્વાન નહોતો, તોપણ સારો કેળવાયેલો હતો. યૂરોપિયનો જોડેની વાતચીતમાં એ પોતાનો અભિપ્રાય હિંમતથી નિખાલસપણે આપતો તેથી એની વાતચીતમાં આનંદ લાગતો. એશિયાના લોકોમાં આ ગુણો સાધારણ નથી. મુલ્કી પ્રધાનની જગા માટે એની યોગ્યતા ઘણીજ ચઢીઆતી હતી. તે છતાં એને માત્ર ઇ. સ ૧૮૩૪ માં નાણાસંબંધી પ્રધાન બનાવ્યો હતો. આમ હોવા છતાં પણ મહારાજાને એના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો,

અને સઘળા અણીના સમયમાં એની સલાહ લેવામાં આવતી. મહારાજાના મરણ પછી લશ્કર અને અમીરોમાં એનો વગ ઘણોજ ટકી રહ્યો હતો. બ્રિટિશ સરકારે લાહોર લીધા પછી રાજ કરનારી મંડળીનો એને સભાસદ બનાવ્યો હતો. આ સભાનો એ એક ઉપયોગી અને ઘણોજ શક્તિમાન સભાસદ હતો. નાણાં ખાતાના ઉપરી તરીકે એને રાજમાંથી પૈસા ખાઇ જવાની ઘણીએ તક મળે એમ હતું, અને એવી તકનો એણે લાભ નથી લીધો એમ પણ નથી, તે છતાં પણ એ બીજા કરતાં નિઃસ્વાર્થપણે કામ કરતો અને લાહોરના રેસીડેન્ટને ઘણોજ ઉપયોગી હતો. એના જેવી હીસાબની ઝીણવટ સમજવાની શક્તિ, અને કામ કરવાની ટેવ વગર દરબારી હિસાબનો ગુંચવાડો નીકળે એ અસંભાવ્ય હતું. તેમજ પંજાબ ખાલસા કર્યાની પૂર્વે હતું તેજ પ્રમાણે તે ખાલસા કર્યા બાદ પણ મુલ્કી અને જાગીરના કામમાં રાજા દિનાનાથની મદદ સરખી કિંમતી હતી. ઇ. સ. ૧૮૪૮ માં સીખ લશ્કરના બળવા વખતે રાજા દિનાનાથ અંદરખાનેથી ફુટેલો હતો, એમ કેટલાક કહેતા. એમ પણ કહેવાતું કે બળવાની એણે ઉશ્કેરણી કરી છે. વળી એમ પણ કહેવાતુ કે જો એની પાસે લાહોરમાં વાડી વજીફા, ઘરબાર વગેરે ખૂબ મિલ્કત ન હોત તો એ પોતે ઉઘાડે છોક બળવામાં સામિલ થાત; પણ આ બધી મિલ્કત જપ્ત થવાના ભયથી એ સામિલ થયો નહોતો પરંતુ આ બધાં ગુલબાનો એના દુશ્મનોએ પણ ઉડાવ્યાં હોય. ઉલટો જ્યારે એને લાહોર પાછો બોલાવ્યો હતો ત્યારે ત્યાં આવીને તેણે બ્રિટિશ અમલદારોને ફિતુરી લોકોનાં ઘરબાર જપ્ત કરવામાં એમની ધારણા ધૂળ મેળવવામાં ઘણીજ ખંતથી મદદ કરી હતી એ તો નક્કીજ છે.

અમે કહી ગયા તે સિવાય બીજા દરબારીઓમાં બીજા **સીખ** ધર્મગુરૂઓ **ભાઇ રામસીંગ ભાઈ ગોવિંદરામ**, અને ભાઇ ગુરૂમુખસિંગ એઓ હતા. આ લોકો ઘણું કરીને દરબારી ખટપટમાં પડનારા નહતા; છતાં જાથુના દરબારમાં જનાર હતા. આમાંના પહેલા બે **લાહોર**ના પ્રખ્યાત **સીખ** ધર્મગુરૂ અને **પેગ**ંબરના પૌત્ર હતા. આ ધર્મગુરૂને અઢારમા સૈકાનાં ઘણાં વર્ષો સુધી સઘળા **સીખ** લોકો ઘણુંજ માન આપતા. **મહારાજા**એ ઇ. સ. ૧૮૦૨ માં લાહોર જીતી લીધા પછી બે વર્ષે લગભગ એક સૈકાનો લાંબો આવરદા ભોગવીને એમણે દેહ તજ્યો હતો. આ પવિત્ર માણસને માટે **રણજીતસિંહ**ના મનમાં ઘણુંજ માન હતું, અને એના પૌત્રાને એણે મોટી જાગીરો આપી હતી. એમનામાં **રામસિંગ** ઘણોજ વગવાળો હતો **રણજીતસિંહ** જ્યારે સ્વારીએ જતો ત્યારે પડાવ નાખે ત્યાં એનો તંબુ **મહારાજા**ના તંબુની જોડાજોડ ઉભો કરવામાં આવતો. એમને દરરોજ દરબારમાં ખાસ માણુસ તેડવા જતો, અને એમને ઘણુંજ માન મળતું. **ભાઇ ગુરૂસુખસિંગ** **અમૃતસર**ના દરબાર સાહેબના પવિત્ર દહેરાના ધર્મગુરૂ **સંતસિંગ**નો દીકરો હતો. આ **સંતસિંગ** ધર્મગુરૂ તેમજ અચ્છો સિપાઇ હતો. એણે ઘણી વાર લશ્કરમાં સારી નોકરી બજાવીને પ્રતિષ્ઠા મેળવી હતી. પોતે જ્યારે દુનિયાનાં કામો છોડી દઇને આદિગ્રંથ વાંચવાનો અને લોકોને પ્રબોધવાનો આરંભ કર્યો, ત્યારે એણે પોતાના દીકરા **ગુરૂસુખસિંગ**ને દરબારમાં મોકલ્યો. એ તરૂણ પુરૂષ થોડી વારમાં એના બાપની પેઠે માનીતો થઇ પડયો. આમ છતાં પણ એની સત્તા કોઇપણ કાળે એના શત્રુ અને પ્રતિસ્પર્ધિ **ભાઇ રામસિંગ**ના જેટલી જામી નહોતી.

લાહોરમાં બીજા પ્રતિષ્ઠિત આદમીમાં જોઈએ તો મિશ્ર રળીઆરામ અને પછીથી એનો દીકરો રાજા સાહેબદયાળ હતો. મિશ્ર રળીઆરામ જકાતખાતાનો ઉપરી હતો. તેમજ અતારીવાળા આબરૂદાર કુટુંબના સરદારો ચતરસિંગ, શેરસિંગ, અને શામસિંગ, એઓ પણ પ્રખ્યાત હતા. ઈ. સ. ૧૮૪૮ માં થયેલા સીખ બળવામાં પહેલા એ મુખ્ય આગેવાન હતા. મજીઠીયા કુટુંબના સરદાર દેશાસિંગ અને તેનો દીકરો સરદાર લહેનાસિંગ પણ ઘણા પ્રખ્યાત હતા. સરદાર લહેનાસિંગને "હુસમુદાલા" એટલે "રાજ્યની તરવાર" કહેતા. એ ઘણોજ હુંશિયાર આદમી હતો. યંત્રશાસ્ત્રમાં એ નિપુણ હતો. એણે પોતે કેટલાંક યંત્ર ખોળી કાઢયાં હતાં. સીખ લોકોનું તોપખાતું એણે ઘણું સુધાર્યું હતું. એણે બનાવેલી કેટલીક સુંદર તોપો અલિવાલ અને બીજાં રણક્ષેત્રમાંથી ઇંગ્રેજોને હાથ આવી હતી. એણે બીજાં ઘણાં યંત્ર બનાવ્યાં હતાં: તેમાં એક ઘડીઆળ એવું બનાવ્યું હતું કે જે પરથી કલાક, દિવસ અને તિથિ માલમ પડતાં હતાં એને ખગોળવિદ્યા અને ગણિતશાસ્ત્રનો ઘણો શોખ હતો. એને કેટલીક-ભાષાઓ આવડતી. અમલદાર તરીકે એ ઘણો લોકપ્રિય હતો. એને હાથે ગરીબો ઉપર કદિ જુલમ ગુજરતો નહિ. એનો વજે વેરો હલકો અને એનો ન્યાય હમેશ નિષ્પક્ષપાત હતો, એમ કહીએ તો ચાલે. રાજદરબારી માણસ તરીકે આખા લાહોરમાં એજ માત્ર પ્રમાણિક હતો. દગાફટકા અને લાંચ સર્વત્ર ફેલાઇ રહ્યાં હતાં, પરંતુ લહેનાસિંગ હમેશ ચોખ્ખો હતો. મહા લોભી અને ગમે તેવી ખોટી ખટપટ કરે એવા આદમીઓના નિરંતર સંબંધમાં રહ્યા છતાં પણ એના પ્રમાણિકપણાને બિલકુલ કલંક લાગ્યું નથી.

પંજાબમાં ઈ. સ. ૧૮૪૫ માં જો લહેનાસિંગ જેવા પ્રતિષ્ઠિત અને રાજ્ય ચલાવવામાં કુશળ નરે આગેવાની લીધી હોત, તો દેશ ઉપર જે આપદા આવી પડી તે અટકાવાત; પરંતુ આટલું છતાં પણ લહેનાસિંગ ખરેખરો સ્વદેશભક્ત ન હતો. રાજદરબારી માણસની અને ખરૂં કહીએ તો દરેક પ્રમાણિક માણસની ફરજ છે કે દેશ-દુઃખ વખતે પોતાના દેશને સહાયતા કરવી, પોતાના દેશની દિલગીરીમાં ભાગ લેવો, અને જરૂર પડે તો દેશના અસ્ત જોડે પોતે પણ અસ્ત થવું.

# પ્રકરણ ૭ મું.

## મહારાજાનું લશ્કર અને રાજ્યવ્યવસ્થા.

**મહારાજામાં** લશ્કરી ચાતુર્ય ઘણું હતું; પરંતુ એ ચાતુર્ય લશ્કર ઉપર યુદ્ધમાં સરદારી કરવામાંજ સમાયું નહોતું. એ વાતમાં તો એના ઘણા અમલદારો અને સરદારો એના કરતાં એ વિશેષ હુંશિયાર હતા. **સીખ** લોકો જાતે જ ઝઘડા ફિસાદી અને સ્વતંત્ર મિજાજના હતા. એઓ જે સરદારની સાથે જવાથી સૌથી વધારે લૂટ મળવાનો સંભવ હોય તેના લશ્કરમાં દાખલ થતા, અને પોતાની મરજીમાં આવે ત્યારે અને ફાવે તેટલી વાર ધણીઓ બદલતા. મહારાજા આવા લોકોમાંથી સજ્જ અને કવાયતવાળું જબરૂં લશ્કર ઉભું કરી શક્યા, એજ એમનું ખરેખરૂં લશ્કરીચાતુર્ય જણાવે છે.

એમના દાદા **ચરતસિંહ** અને બાપ **મહાનસિંહ** જ્યારે **સકરચખીયા મિસલ** પર સરદારી કરતા હતા, ત્યારે **સીખ** લોકો તદ્દન પ્રજાસત્તાક હતા. અંધાધુંદીના સમયમાં બને છે તે પ્રમાણે કોઇ કોઇ માણસો સરદાર અગર આગેવાન થઈ પડતા. દરેક માણસ બીજા માણસ પાસેથી લૂટી લઇ શકે અને બીજાઓથી રક્ષણ કરી શકે તે તેના બાપનું એમ હતું. પરંતુ લોકોની નજરમાં આવા સરદાર અગર આગેવાન કાંઇ વિશેષ માનપ્રદ હતા એમ નહિ. યૂરોપ અને **અમેરિકાનાં** આધુનિક પ્રજાસત્તાક રાજ્યના કરતાં **સીખ** ધર્મનું મૂળ બંધારણ જ વસ્તુતઃ સમાનતા અને ભ્રાતૃત્વ ઉપર વિશેષ હતું.

અગાડીના પ્રકરણમાં **સીખ** લોકોના લશ્કરના બંધારણ અને

યુદ્ધ રીતિ વિષે કહી ગયા છીએ. તેઓના લશ્કરમાં મુખ્યત્વે કરીને ઘોડેસ્વાર હતા, પાયદલ નહિ. પાયદળ સિપાઇ ઘોડેસ્વાર કરતાં તદ્દન ઉતરતો ગણાતો. યુદ્ધ પ્રસંગે તો તેને કિલ્લા વગેરેની રખવાળી કરવાને કિંવા બૈરાં વગેરેનું રક્ષણ કરવાને ઘેર રહેવું પડતું; અગર જ્યાં સુધી પોતાને સારૂ ઘોડો વેચાતો લઇને અથવા ચોરી લાવીને ઘોડેસ્વાર બને ત્યાં સુધી યુદ્ધ કરનારા લશ્કરની પાછળ બને તે રીતે કરીને જવું પડતું.

એના હમેશના ડહાપણ વડે મહારાજાને પોતાના અમલની શરૂઆતમાંજ જણાઇ આવ્યું કે સીખ લોકોની યુદ્ધરીતિ એ લોકોની રૂઢિ તથા સ્વભાવને અનુસરતી નથી; અને જો એમાં ઘટતો ફેરફાર નહિ કરીએ તો ઈંગ્રેજો તો શું પણ અફઘાન લોકો જોડે પણ લડતાં વિજય પ્રાપ્ત થશે નહિ. ઈંગ્રેજોનાં લશ્કર નિયમિત કવાયતવાળાં હતાં. એણે પોતે ઘણીજ ધીરજથી ઈંગ્રેજોના લશ્કરની કવાયત અને યુદ્ધ યુક્તિનું મનન કર્યું હતું. અહમદશાહના વખતમાં અફઘાન લશ્કરની કવાયત પણ ઠીક હતી. ખીણોમાં અને પહાડી મુલકમાં તો તેઓ લગભગ અજીત હતા; અને સપાટ પ્રદેશ ઉપર પણ તેઓ હંફાવે એવા હતા. ઈંગ્રેજ લોકોનુ લશ્કર શા કારણથી ચઢીઆતું હતું, તે ખુબી મહારાજાના સમજવામાં આવી હતી. શા કારણથી હિંદુસ્તાનની બીજી બધી લડાયક પ્રજાનાં લશ્કરો ઈંગ્રેજનાં લશ્કર સામે બિલકુલ ટકી શક્યાં ન હતાં, એ મહારાજા સમજી ગયા હતા. આખા હિંદુસ્તાનમાં જો કોઇ પણ પ્રજા માટે મહારાજાના મનમાં માન ઉત્પન્ન થયું હોય, તો તે ઇંગ્રેજોને માટે હતું; અને તેમની જોડે સલાહ રાખવાનો એમણે દૃઢ ઠરાવ કર્યો હતો.

પોતાના શીખ લશ્કરમાં ઈંગ્રેજી લશ્કરને ધોરણે સુધારો કરવાનો એમણે નિશ્ચય કર્યો. આ વિચારથી મહારાજાએ ખાલસાના લશ્કરનું બધું બંધારણજ ફેરવી નાંખ્યું. ઘોડેસ્વાર પલટણો જે સૌથી અગત્યની ગણાતી હતી, તે ફરી ગયું, અને પાયદળ ઘણું અગત્યનું ગણાવા લાગ્યું. આ ફેરફાર કરવાને મહારાજાએ કંપની સરકારના અમલદાર માગ્યા અને જ્યારે મળ્યા નહિ, ત્યારે એમણે ફ્રેંચ, ઈટાલીઅન અને બીજા યૂરોપિયન અમલદારોને નોકરીમાં રાખવાથી આ ફેરફાર સુલભ થયો. યૂરોપમાં સામાન્ય રીતે સઘળે ઠેકાણે ઘોડેસ્વાર કરતાં પાયદળની મહત્તા સિદ્ધ થઈ ચુકી હતી. તેથી આ પરદેશી અમલદારોએ એ નવી પદ્ધતિ દાખલ કરી. આ અમલદારોમાં કેટલાક તો ઘણા બાહોશ પુરૂષો હતા, અને લાહોર દરબારના લશ્કરને વધારે સબળ બનાવવાનું જે તેઓ કહેતા હતા તે કરવાને પૂરતા લાયક હતા. આવા અમલદારોના હાથ નીચે લાહોરનું પાયદળ કવાયતમાં લગાર મંદ હોવા છતાં પણ ઘણું અજીસ, કવાયતી અને ધૈર્યવાન બની રહ્યું. એઓ ઘણોજ થાક ખમી શકતા. આખી પલટણની પલટણ ઘણા દિવસ સુધી લાગલાગટ ત્રીશ ત્રીશ માઇલની મુસાફરી કરી શકતી.

મહારાજાના વખતમાં લશ્કરમાં નોકરી કરવી એ ફરજીઆત નહોતું. તથાપિ જોઇએ તેટલાં માણસો મળી આવતાં, કેમકે લશ્કરમાં જવું એ ઘણું લોકપ્રિય હતું. ખાલસાની શરૂઆતમાં ઘોડેસ્વાર લશ્કર કાંઈ દમવાળું નહોતું. અફઘાન લોકો ચઢી આવતા ત્યારે તેઓ તેના લશ્કરની આજુબાજુ રહીને એમને ખોરાક વગેરે ન મળે, અને એમની જોડે બીજા વ્યવહાર ન કરી શકે, એટલુંજ માત્ર

કરતા. અફ્ધાનો જેવા કવાયતી લશ્કરની સાથે ખુલ્લા રણક્ષેત્રમાં ઉભા રહેવાની કોઈ હિંમત કરી શકતું નહિ. મહારાજાએ ઘોડેસ્વાર લશ્કર પણ એવુંજ બનાવ્યું. એ વાત ખરી કે આમ કરવું એ ઘોડેસ્વાર પલટણનું એક કામ છે. સીખ ઘોડેસ્વાર પલટણમાં ઘોડા અને હથિયાર સારાં ન હતાં, અને એ પલટણો તો બહાદૂરી ભરેલાં કામોના કરતાં દુશ્મનો હલ્લો કરે ત્યારે નાશી જવાને લીધે વધારે વિખ્યાત થઈ હતી. પરંતુ પાયદળ પલટણોમાં સીખ સિપાઈ ખરેખરો બહાદુર અને અડગ હતો. જો કે ઈંગ્રેજી લશ્કરમાં કેટલીક ઘણી ફક્કડ સીખ ઘોડેસ્વારની પલટણો છે, જે આખી દુનિયાની ગમે તે જાતની ઘોડેસ્વાર પલટણની સામા ટક્કર ઝીલી શકે એવી છે, છતાં પણ સીખ લોકો ઘોડેસ્વાર તરીકે અફ્ધાન અને હિંદુસ્થાનીઓ કરતાં ઉતરતા છે. આ લોકો પાયદળ સિપાઇઓ તરીકે સીખ લોકોથી ઉતરતા છે. મહારાજાના પાયદળમાં દેશના ચુંટી કાઢેલા તરણો હતા. ખૂબસુરતમાં ખૂબસુરત અને બળવાનમાં બળવાન માણસો પસંદ કરવામાં આવતાં, પરંતુ ઘોડેસ્વાર પલટણોમાં એમ થતું નહિ. એમાં તો એના જૂદા જૂદા સરદારોનાં માણસો દાખલ થતાં. એઓને કાંઈ બળ અગર બહાદુરી ઉપરથી પસંદ કરવામાં નહોતાં આવતાં. ઘોડા નાના, નબળા અને હલકા તુખમના હતા; અને સિપાઇઓનો પોશાક છેક ઉતરતો અને હલકો હતો. સીખ સંસ્થાનોના લશ્કરની કવાયત અમે ઘણી વાર તપાસી છે, અને અમે જાતે એવી એક પલટણ નવી ઉભી પણ કરી છે. અમારા એવા અનુભવથી અમને ખબર છે કે એ લોકોની ઘોડેસ્વાર પલટણો કવાયત, પોશાક, ઘોડા અને હથિયાર વગેરે બાબતમાં હાલ પણ એવીજ છે. સીખ સંસ્થાનોના પાયદળ સિપાઇઓ

ગ્રેજ સરકારના પાયદળના સીખ સિપાઇઓ જેવાજ કદાવર અને મજબુત બાંધાના છે; પરંતુ તેમની ઘોડેસ્વાર પલટણો તો જાણે ઘરડા અને નાલાયક થયેલા પેન્શનરોને માટે ઇસ્પીતાલો હોય નહિ એવીજ છે. એમને માત્ર ઘોડે બેસતાં આવડે એટલે થયું; પછી તેઓ લડી ન શકે અથવા અંગબળની બીજી નોકરી બજાવી ન શકે તેની ફિકર નહિ.

ખાલસાના જૂના વખતમાં પાયદળ લશ્કરમાં માત્ર અકાળી લોકોની કંઇ પણ ગણત્રી હતી. આ લોકોના કામમાં વધારે માથું ઘાલતાં મહારાજાને ભય લાગતો. એ લોકો કેફી અને જંગલી જેવા હતા, છતાં સીખ લોકો એમને પવિત્ર ગણતા; અને જ્યારે કોઇ છાતીઘડું કામ કરવાનુ આવી પડે, ત્યારે ઘણા જરૂરના હતા. સાધારણ લશ્કર, કરવાની હિંમત ન કરે એવાં કામ આ ધર્મઝનુનીઓ કરતા. આ લોકોની આંધળીઆં કરવાની હિંમતથી ઘણી વખત અનિશ્ચિત દેખાતી લડાઈઓમાં પૂર્ણ વિજય મળતો. આ લોકોના ઝનુનને લીધે મહારાજાને એકવાર ઇંગ્રેજો સાથે લગભગ તકરાર ઉત્પન્ન થઈ હતી. ઈ. સ. ૧૮૦૯ માં મી. મેટ્કાફના મુસલમાન સિપાઇઓ ઉપર આ લોકો ઝનુનથી તૂટી પડયા હતા.* આ અકાળીઓ લક્ષણમાં અને શત્રુ ઉપર તૂટી પડીને કાપાકાપી ક-

* મી. મેટ્કાફના થોડા પણ કવાયતી સ્વારોએ આ ઝનુની ટોળાના હુમલાથી પોતાનો બચાવ કરીને તેમને પાછા હઠાવ્યા, તે ઉપરથી મહારાજાના મન ઉપર ઘણીજ અસર થઇ. એ ઇંગ્રેજો જોડે સલાહ કરવા તત્પર થયા, એટલુંજ નહિ, પણ પોતાના લશ્કરને એવીજ તે કેળવીને કવાયતી કરવાનું પણ તેમણે પોતાના મનમાં નક્કી કર્યું.

રવાની રીતમાં અફઘાનીસ્તાનના અને સુદાનના ધાઝીઓ જેમના ભયંકર અને જુસ્સા ભરેલા હુમલાની સામે અડગમાં અડગ, અને યુદ્ધમાં બરાબર કસાયલા લશ્કર સિવાય સઘળાના હાંજા ગગડી જાય છે, તેમનાજ જેવાજ હતા. આ મુસલમાન ધર્માંધ ધાઝીઓ ધર્મની લાગણીથી ઉશ્કેરાતા, પરંતુ ખાલસાનું આ પરમેશ્વરનુ લશ્કર એમના જેવી ધાર્મિક અંતર્વૃત્તિના કરતાં, ભાંગ અને એવા બીજા માદક પદાર્થોથી ઉશ્કેરાઇને તુટી પડતું. મહારાજાના સમયમાં એઓ ખરેખાત ઘણાજ પીડારૂપ હતા, અને એઓએ એકથી વધારે વાર ખુદ મહારાજાની જીંદગી લેવાનો પ્રયત્ન કર્યો હતો.

અકાળ બંગ લોકોએ પોતાનું મૂળ રહેઠાણ અમૃતસરમાં કર્યું હતું. આ લોક યૂરોપિયનો તરફ ઘણીજ ઉદ્ધત વર્તણુકવાળા હતા. ઈંગ્રજો તરફ એમના મનમાં ઘણોજ અણગમો હતો. આથી કરીને પંજાબ ખાલસા કર્યાપછી શરૂઆતમાં કેટલાંક વર્ષો સુધી અમૃતસરમાં આવેલાં દરબાર સાહેબોનાં દેહેરાં જોવા જવું એ સહીસલામત ગણાતું નહિ. મહારાજા પોતાની રૈયત ખુશીમાં આવે તે ધર્મ પાળે એવા વિચારના હતા અને ધર્મ-જૂલમ કરે એવા નહોતા. પોતાની મુસલમાન રૈયત અડચણ વગર પોતાના ધર્મની ક્રિયા વગેરે કરે એવી એમની ઇચ્છા હતી. આમ છતાં પણ મઝીન યાને સાંજની બાંગ પુકારવાની બંધ કરવામાં આવી હતી, કારણ કે એથી અકાળીઓ ઉશ્કેરાઇને ગુસ્સે થઇ જતા. આ ધર્મઝનુનીઓને કાંઇક અંકુશમાં લાવવાનો પ્રયત્ન મહારાજાએ કર્યો હતો. એમણે એ લોકોની ૩૦૦૦ માણસોની અનિયમિત ઘોડેસ્વાર પલટણ ઉભી કરી, પરંતુ એની અસરનજીવી હતી. ઘોડેસ્વાર પલટણ હોવા છતાં પણ હુમલો કરતી

વેળા તેઓ ઘોડા ઉપરથી ઉતરી પડતા. એઓનું પ્રિય હથિયાર બે પાનાંવાળી તરવાર હતું. પોલાદનું ચક્ર-કડું જે એઓ પોતાની પાઘડીમાં હમેશ પહેરતા, તે છથી આઠ ઈંચ વ્યાસનું, પાતળું અને તીણી ધારવાળું હતું. આ કડું હથિયાર તરીકે જબરૂં ઉપયોગી છે, એવી જે એ લોકો ફુલ મારતા તે ખરૂં ન હતું. સાઠથી સો વાર સુધીમાં એનાથી મારો થઈ શકતો, પરંતુ એક વાર હાથમાંથી છૂટયું, એટલે તે શત્રુને વાગશે કે મિત્રને વાગશે એ કહી શકાતું નહિ. અમને અત્યારસુધી એવો કોઇએ અકાળી મળ્યો નથી કે જે પોતાની ધારેલી જગાએ એને મારે. અમે પોતે પણ એને ધારેલી જગાએ ફેંકી શક્યા નથી.

જે યૂરોપિયન અમલદારો મહારાજાની નોકરીમાં રહ્યા હતા, તેઓમાં જનરલ વેન્ચ્યુરા સૌથી વધારે અગત્યનો હતો. આ ઇટાલિયન, આબરૂદાર અને કીર્તિવાન હતો, અને એણે સ્પેન તથા ઈટાલીના લશ્કરમાં નેપોલીઅનના હાથ નીચે નોકરી કરી હતી. સલાહ થયા પછી એની નોકરીનો ખપ ન રહ્યો એટલે દુનિયાના ગમે તે ભાગમાં જે સખે ત્યાં નોકર રહેવાને માટે પોતાના દેશમાંથી તે નીકળી પડયો. એવાજ અનુભવનો અને લક્ષણનો બીજો અમલદાર જનરલ આલાર્ડ હતો. એણે પણ નેપોલીઅનના હાથ નીચે નોકરી કરી હતી. એણે પોતાની શક્તિ અને બહાદૂરીથી ઘણીક લડાઇઓમાં નામના મેળવી હતી. આ લોકો પ્રથમ તો પોતાનું નસીબ અજમાવવાને ઇજીપ્ત અને ઇરાનમાં આવ્યા; પરંતુ ત્યાના રાજા અબ્બાસની પાસે પોતાને યોગ્ય કામ મળે એવું ન લાગવાથી હેરાત અને કંદહાર થઇને હિંદુસ્તાનમાં આવ્યા. મહારાજાએ ઘણા વખત સુધી એમની શક્તિની

તુલના કરીને ઘણી ઘડભાંગ પછી તેમને પોતાના રાજ્યમાં નોકર રાખ્યા, બન્ને અમલદારોએ ઘણા વખત સુધી રણજીતસિંહની નિમકહલાલીથી નોકરી કરી હતી. મહારાજાએ આલાર્ડને બરકંદાઝની પલટણ ઉભી કરવાની પરવાનગી આપી હતી, અને વેન્ચુરા ને "ફોજ ખાસ"નો ઉપરી નીમ્યો હતો. આ ફોજ સીખ લશ્કરમાં કવાયત, પોશાક, હથિયાર અને સરસરંજામમાં સઘળી પલટણોથી ચઢીઆતી હોઇને અગ્રણી ગણાતી હતી. એમાં સાધારણ પાયદળની ચાર, અને ઘોડેસ્વારની બે પલટણો હતી. મહારાજાએ એક વખત આ ફોજને વધારીને તેમાં પાયદળની પાંચ પલટણો અને ઘોડેસ્વારની ત્રણ પલટણો કરી હતી; પરંતુ વેન્ચ્યુરાની વિનતિ ઉપરથી તેમાં પછીથી અસલ જેટલાં માણસો રાખ્યાં હતાં. આ લશ્કરના સેનાપતિ તરીકે જનરલ વેન્ચુરાએ ઘણી સ્વારીઓમાં પ્રતિષ્ઠા મેળવી હતી. તે સ્વારીઓ મુખ્યત્વે કરીને પેશાવર અને તેની આજુબાજુના પહાડી પ્રદેશ ઉપર કરવામાં આવી હતી. મહારાજા આ જનરલના ઉપર હમેશ વિશ્વાસ રાખતા, અને એને ઘણું માન આપતા. એને લાહોરના કાઝી અને સુબાની પદવી આપી હતી. રાજ્યમાં એ ઓદ્દો ત્રીજી પાયરીનો ગણાતો. પારીસની "ઇક્કોલ પોલીટેકની"માં કેળવાયલો કર્નલ કોર્ટ નામનો ફ્રેંચ અમલદાર ગુરખાની બે પલટણોનો ઉપરી હતો. કર્નલ *ગાર્ડનર નામનો આય-

*આ કર્નલ ગાર્ડનર મરી ગયાને ઘણાં વર્ષ થયાં છે. અમે એને મળ્યા ત્યારે એ કાશ્મિરના મયત મહારાજાનો પેન્શનર હતો. એ કવચિતજ ભાનમાં રહેતો.હમેશ દારૂ પીને તે ઘેનમાં ને ઘેનમાંજ રહેતો.કર્નલ ગાર્ડનરે અમને તેણે પોતે લખેલો મહારાજાના અમલના પાછલા ભાગનો અને એમના મરણ પછીનો અહેવાલ વાંચવા દીધો હતો. આ

લૅાડનો વતની તોપખાનાપર હતો. આ શખ્સમાં કેળવણી થોડી હતી, તેમજ તે લક્ષણમાં ઉતરતો હતો, પરંતુ જાતે ઘણો હુશિયાર હતો. બીજો અમલદાર કર્નલ જાન કોર્ટલાંડ કરીને હતો. એ અમલદાર લક્ષણમાં ઉતરતો હતો. સીખ રાજ્ય પડી ભાગ્યા પછી એ બ્રિટીશ રાજ્યમાં મુલ્કિ ખાતામાં નોકરીએ રહ્યો હતો, તેમજ એણે બળવાના વખતમાં લશ્કરી નોકરી પણ ઘણી સરસ બજાવી હતી. જનરલ એવીટેબીલ જાતે નેપલ્સનો હતો, અને ઈરાનમાં નોકરી કર્યા બા વેન્ચુરાની પછી લાહોરમાં આવ્યો હતો ઘણું કરીને એને મુલ્કિ ખાતામાં રાખતા. પ્રથમ તો રાવિ અને ચિનાબ નદીઓની વચ્ચેનો રેચના દોઆબ પ્રાંત એના તાબામાં હતો. પછીથી કેટલાંક વર્ષો સુધી એના તાબામાં પેશાવર પરગણું હતું. પંજાબમાં તોફાનીમાં તોફાની આ પરગણું હતું. ત્યાંના વતનીઓ જો કોઈ કાળે પણ શાંતિથી રહ્યા હોય, તો તેમ પહેલીજ વાર એના અમલમાં બન્યું હતું. એનો હુકમ જહાંગીરી, અને ન્યાયની રીત કરડી તથા ક્રૂર હતી. ખાઈબરની આજુબાજુના પ્રદેશમાં એનુ નામ સાંભળીને અદ્યાપિ પણ પહાડી જાતો કંપેછે. એ ચોરી અને ખુન કરનારાઓને પકડીને શહેરના કોટ ઉપર લટકાવી દેવડાવતો. એના કાયદા ઘણાજ સખ્ત હતા અને જો કે હાલ ઇંગ્રેજ સરકારના કાયદા આ વિકાળ ઇટાલીઅનના કાયદા કરતાં નરમ છે, તથાપિ એટલું તો ખરૂં કે વાયવ્ય સરહદનાં પરગણાંઓમાં અમલ કરનારમાં કેટલીક ચપળતા અને

---

ઘણાંજ મનોરંજક અને કિંમતી કાગળીઆં ઓન. મરહુમ મી. ફ્રેડ્રીક કુપર સી. બી. ને એમણે સોંપ્યાં હતાં. હાલ તેનો પત્તોજ નથી એ ઘણું દીલગીર થવા જેવુંછે. એનાથી ઘણી ઐતિહાસિક બાબતો અજવાળામાં આવત.

જહાંગીરીની ખાસ જરૂર છે; હાઇકોર્ટનો લાંબો, ધીરો અને અડચણ ભરેલો ન્યાય, તેમજ બારીસ્ટર જડજો આ પ્રાંતને બિલકુલ અનુસરતા નથી. અહિં તો ગુન્હેગારની પૂઠે પડવું, એ નાશીને ખીણમાં પોતાનાં રહેઠાણોમાં ભરાઈ જાય તે પહેલાં મુદ્દા સહિત પકડવો, દોરડાનો કડકો લઇને પાસેના ઝાડપર લટકાવી દેવો એજ ખરી ન્યાયરીતિ છે.

"ફોજખાસ"ના સેનાપતિ જનરલ વેન્ટુરા અને ફ્રેંચ લીજીયનને નામે ઓળખાતા લશ્કરના સેનાપતિ કોર્ટ એમણે અને બીજા પરદેશી અમલદારોએ મહારાજાના લશ્કરની કવાયત અને યુદ્ધરીતિ ઘણીજ સુધારી હતી. આ અમલદારોને સ્વારી વખતે મુખ્ય અમલદારની પદવી નહોતા આપતા. નામના મુખ્ય સેનાપતિ તરીકે કુમાર ખરકસિંહ અથવા કુમાર શેરસિંહ અથવા બીજા કોઇ મુખ્ય સરદારને મોકલતા. મહારાજાના સઘળા સેનાપતિઓમાં દિવાન મોકમચંદ શ્રેષ્ઠ હતો. એ જાતે ખતરી હતો. ઇ. સ. ૧૮૦૬ થી તે ૧૮૧૪ માં એ મરી ગયો ત્યાં સુધી તે સઘળા સીખ લશ્કરનો વડો સેનાપતિ હતો, અને દરેક જીત વખતે સામિલ હતો એનો પૌત્ર રામદયાળ જે ઈ. સ. ૧૮૨૦ માં હજારામાં મરાયો, તે પણ હુશિયાર સેનાપતિ હતો. તે જો જીવ્યો હોત તો ઘણી નામના મેળવત. મિશ્ર દિવાનચંદ એ પણ સેનાપતિ હતો. જાતે વાણીઓ હોવાથી સીખ સરદારોને એ અપ્રિય હતો. એણે ઈ. સ. ૧૮૧૮માં મુલતાન જીત્યું હતું, અને બીજે વર્ષે કાશ્મિર ઉપર સ્વારી કરીને જીત મેળવી હતી. સીખ સરદારોમાં વધારે પ્રખ્યાતી પામેલામાં સરદાર ફતેસિંહ કાલીઆનવાળા અને સરદાર નિહાલસિંહ અતારીવાળા હતા. તેમણે ઇ. સ. ૧૮૦૧-થી તે ૧૮૧૭ સુધી મહારાજાની દરેક સ્વારી-

ઓમાં સારો ભાગ લીધો હતો. સરદાર ફતેહસિંહ આલુવાલીઆ જેમના વંશજો કપુરથલાના રાજા થયા, સરદાર બુધસિંહ સીંધનવાલીઆ અને એમનો ભાઈ અતારસિંહ—જે સરદાર હુરિસિંહ નલવા જામરૂડમાં ઇ. સ. ૧૮૩૬ માં મરી ગયા ત્યાર પછી ખાલસાનો મોટો રક્ષક ગણાતો હતો, એઓ હતા. હુરિસિંહ ઘણોજ નિડર અને બહાદુર સેનાપતિ હતો. તે લશ્કરને ઘણોજ પ્રિય હતો. પ્રતિપક્ષીની સંખ્યા અને બળાબળની દરકાર રાખ્યા વગર લડવાને અને જીત મેળવવાને એ હમેશ તત્પર હતો. એનો દીકરો જવારસિંહ અમારો ખાસ મિત્ર હતો. એનામાં એના બાપની બહાદુરી ઓધે ઉતરી હતી. ચીલીઅનવાલાની લડાઇ વખતે સીખ ઘોડેસ્વારો લઇને એણેજ આપણા લશ્કર ઉપર ફક્કડ હુમલો કર્યો હતો. આપણને સંપૂર્ણ જય મળ્યો હોત, પરંતુ એ હુમલાએજ બધો મામલો ફેરવી નાંખ્યો; અને સુભાગ્યે આપણે § હાર ખાતા લગભગ બચી ગયા. અમે મહારાજાના આ સિવાય પણ બીજા ઘણાએ પ્રખ્યાત સરદારો ગણાવી શકીએ, અને જો કે પંજાબમાં દરેક ઘેરેઘેર તેમનાં નામો હાલ પણ ગવાઇ રહ્યાં છે તો પણ અમારા વાંચનારાઓને તેમનાં ચરિત્રમાં રસ પડશે નહિ.

---

§ આ લડાઇનું પરિણામ અનિશ્ચિત થઇ ગયું. ઇંગ્રેજોએ સીખ લોકોની બાર, અને સીખ લોકોએ એમની ચાર તોપ જીતી લીધી હતી, તેમજ ત્રણ પલટણોના વાવટા પણ લઇ ગયા હતા. અમલદાર અને સિપાઇઓ મળીને ઇંગ્રેજોના બે હજાર અને ચારસેં માણસો કપાઇ ગયા હતા. ઇંગ્રેજો અને સીખ એ બન્નેએ અમે જીત્યા એમ ગણીને તોપના બાર કર્યા હતા ! ! કનિંગ્હામ.

ઈ. સ. ૧૮૪૬ માં લાહોર કબજે કર્યા પછી ત્યાંની કચેરીઓ-માંથી મળેલા પગારપત્રકો વગેરે ઉપરથી મહારાજા રણજીતસિંહ અને તેની પછીના રાજાઓના સમયમાં સીખ લશ્કરનું બંધારણ કેવું હતું તે ઠીક રીતે જણાય છે. જનરલ વેન્ચ્યુરાના તાબાની "ફોજ ખાસ"ના જેવુંજ બીજી ફોજોનું બંધારણ હતું, એમ માસલા તરીકે કહીએ તો ચાલે. દરબારની અરાજ્યના જેવી સ્થિતિ થતી જોઇને આખરે દરબારનો નાશજ થશે, એમ ભાસવાથી એણે ઇ. સ. ૧૮૫૩ માં રાજીનામું આપ્યું. પોતાના ધણીના મૃત્યુ પછી એ રાજ્ય-માં રહેવું સલામતી ભરેલું નથી, એવું એને નોકરી છોડ્યા પહેલાં ખાત્રીબંધ માલમ પડ્યું હતું. જનરલ કોર્ટના લશ્કરની ત્રણ પલટણો-એ જનરલ વેન્ચ્યુરા અને જનરલ કોર્ટના ઉપર હુમલો કર્યો હતો; અને પોતાના અને પોતાના મિત્રના બચાવ અર્થે એને પોતાનું તો-પખાનું વાપરવું પડ્યું હતું.

ઈ. સ. ૧૮૪૫ માં સતલજના યુદ્ધ પહેલાં "ફોજ ખાસ"માં નીચે પ્રમાણે માણસો વગેરે હતાં:-

પાયદળ............૩૧૭૬

ઘોડેસ્વાર..........૧૬૬૭

તોપચીઓ ...........૮૫૫

તોપો...૩૪

---

૫૬૯૮

પાયદળ લશ્કરમાં નીચે પ્રમાણે હતાં:-

ખાસ પલટણ... ...... ... ...૮૨૦
ગુરખા પલટણ........ ..... ૭૦૭
દેવાસિંહની પલટણ... ......૮૩૯
શામ સોટા પલટણ... ......૮૧૦

૩૧૭૬

ઘોડેસ્વાર લશ્કરમાં નીચે પ્રમાણે માણસો હતાં:-
ખાસ ચુંટી કહાડેલા કદાવર સિપાઇઓની એટલે ગ્રેનેડીઅરની પલટણ . .. ...૭૩૦
ડ્રૅગૂન યાને પાયદળ અગર ઘોડાપર બેસીને લડી શકે એવી પલટણ .....૭૫૦
અંગ રક્ષક કરનારૂં લશ્કર... ... .. ૧૮૭

૧૬૬૭

તોપખાનાને "ઇલ્લાહી બક્ષ"નું લશ્કર કહેતા હતા. એ લશ્કરનો ઉપરી મુસલમાન હતો. આ અમલદાર સીખ તોપખાનામાં સર્વથી હુશિયાર હતો.

આ બધી ફોજનું ખર્ચ દરમાસે ૯૬૦૬૭ રૂપીઆ થતું હતું. ઇ. સ. ૧૮૩૯ માં મહારાજાના મરણ પછી લશ્કરના બંધારણમાં ઘણો ફેરફાર થયો. મહારાજાના હાથથી ફોજમાં તકરાર ફિસાદ અને બંડ થતાં નહિ. એમના વખતમાં પણ એક ગુરખાની પલટણનો ચઢી ગયલો પગાર ન મળવાથી તેમણે બળવો કર્યો હતો, અને ખુદ મહારાજાને ગોવિંદગઢના કિલ્લામાં આશરો લેવો પડયો હતો.

હારાજાની પછી ગાદીએ આવનારાઓએ પોતાની સલામતીની ખાતર અણચાલતે લશ્કરની સંખ્યા દિવસે દિવસે વધારી મૂકી હતી. લશ્કર એટલું તો વધી ગયું હતું કે આખરે ખર્ચ ઘણું જ કરવું પડતું અને બીજાં રાજ્યોને જાથુનો ડર થઈ પડયો હતો.

મહારાજાના મરણ વખતે પાયદળ, ઘોડેસ્વાર અને તોપખાનું મળીને લશ્કર કેટલું હતું અને એમના પછી ગાદીપર આવનારાઓના વખતમાં કેટલું થયું હતું, તે અને તેનું માસિક ખર્ચ કેટલું થતું, તેની તપસીલ નીચે આપીએ છીએઃ—

| | સંખ્યા. | તોપો. | રૂ. ખર્ચ. |
|---|---|---|---|
| ઇ.સ. ૧૮૩૯ મહારાજા રણજીતસિંહ | ૨૯૧૬૮ | ૧૯૨ | ૩૮૨૦૮૮ |
| ૧૮૪૦–૪૩ મહારાજા શેરસિંહ | ૫૦૦૬૫ | ૨૩૨ | ૫૪૮૬૦૩ |
| ૧૮૪૪ રાજા હીરાસિંહ | ૫૦૮૦૫ | ૨૮૨ | ૬૮૨૯૮૪ |
| ૧૮૪૫ સરદાર જવાહીરસિંહ | ૭૨૩૭૦ | ૩૮૧ | ૮૫૨૬૯૬ |

સરદાર જવાહીરસિંહના સમયમાં તોપોનો વધારો ઘણે ભાગે માત્ર નામનોજ થયો હતો. નવી તોપો થોડીજ ઢાળી હતી. માત્ર જૂની તોપો કિલ્લામાંથી બહાર કાઢીને ઠીક ઠાક કરાવીને તોપની ગાડીઓ પર ચઢાવી હતી. વળી જે પ્રમાણમાં, પાયદળ લશ્કર વધ્યું હતું, તે રીતે ઘોડેસ્વારોમાં વધારો થયો નહોતો. ઇ. સ. ૧૮૪૫ માં સતલજના વિગ્રહની શરૂઆતમાં તેમની સંખ્યા ૧૬૨૯૨ હતી. તે વખતે એટલે ઈ. સ. ૧૭૪૫ માં આખા પંજાબમાં નિયમસર લશ્કર નીચે પ્રમાણે હતું:—

| | |
|---|---|
| પાયદળ ... ... ... ... ... ... ... | ૫૩૭૫૬ |
| રીસાલો ... ... ... ... ... ... ... | ૬૨૩૫ |
| ઘોડેસ્વાર (અનિયમિત)... ... ... ... ... | ૧૬૨૯૨ |
| તોપખાનું... ... ... ... ... ... ... | ૧૦૯૯૮ |
| હલકી અને ગમે તે દિશામાં સહેલાઇથી મારો ચલાવી શકાય એવી તોપોવાળું ઊંટ ઉપરનું ... ... | ૫૮૪ |
| પરચુરણ ... ... ... ... ... ... ... | ૮૨૭ |
| | ૮૮૬૯૨ |

| | |
|---|---|
| તોપો...રણક્ષેત્ર પર લઈ જવાની ... ... ... ... | ૩૮૦ |
| કિલ્લાઓની તોપો. ... ... ... ... ... ... | ૧૦૪ |
| ઊંટપરની તોપો... ... ... ... ... ... ... | ૩૦૮ |

જાગીરદાર લોકોના સ્વારો અને બીજા પરચુરણ સિપાઇઓની ગણત્રી ઉપર લખેલી સંખ્યામાં નથી, પરંતુ તેઓ કેટલા હશે તે નક્કી કરી શકાતું નથી ઘણું કરીને તેમની સંખ્યા ૩૦૦૦૦ ની તો હશે. મહારાજાના લશ્કરમાં આ લોકો દેખાવે સુંદર હતા. એમાંના ઘણા ખરા તો દેશના ખાતાપીતા ગૃહસ્થો અને સરદારોના પુત્રો, સગાઓ અને ભાયાતો હતા. એ લોકોને એ પ્રમાણે લશ્કરમાં પોતાને ખર્ચે રાખતા. જેમ એ લોકોનો દેખાવ સરસ અને પોશાક ચઢીઆતો તેમ એમનુ સારૂં દેખાય એમ હોવાથી તેઓ ઘણા રમણીય પોશાકમાં રહેતા. એ લશ્કરમાં સઘળાનો પોશાક જૂદી જૂદી જાતનો હતો. કેટલાક તો શરીરે બખ્તર, માથે સુવર્ણ જડિત ટોપ અને કલગી પહેરતા. કેટલાક રંગ બેરંગી રેશમી અને મખમલનો પોશાક,

ગુલાબી અગર પીળી મલમલની પાઘડી અને સોનેરી ભરતના કમરપટ્ટા પહેરતા; કેડે તરવાર અને દારૂ ભરવાનાં શીંગડાં લટકી રહેતાં; સઘળા પીઠપર પાડાના ચામડાની મજબૂત અને ગોળ નાની ઢાલ બાંધતા. આ સુંદર ઘોડેસ્વારોમાં કેટલાક તીરકામઠાં રાખતા, પરંતુ ઘણાક બંદુક રાખતા, કે જે વાપરવામાં તેઓ ઘણી કુશળતા ધરાતવતા હતા.

આ જાગીરદારી ઘોડેસ્વારો કરતાં બંદુક લશ્કર દેખાવમાં ઓછું દેખાવડું હતું બ્રિટિશ સિપાઇઓના જેવાજ રાતા ડગલા તેમને આપ્યા હતા. આવા રંગનો પોશાક દેશી લશ્કરને બહુજ નઠારો દેખાયછે. કંપનીના સિપાઇઓ કરતાં તેમનો પગાર સારો હતો. પાયદળ સિપાઇને મહીને દશ રૂપિયા મળતા, પરંતુ તેને પેન્શન મળતું નહિ. રીસાલામાં પચ્ચીશ રૂપિયાનો પગાર હતો પરંતુ તેમને ઘોડો અને સરંજામ પોતાનો વસાવવો તેમજ નિભાવવો પડતો.

મહારાજા રણજીતસિંહના ન્યાય અને મુલ્કીખાતાનો એહવાલ ટુંકામાંજ પતાવાય એવો છે. અમે અગાડી કહી ગયા છીએ કે દુ:ખી રૈયત પાસેથી જેમ બને તેમ વધારે નીચોવી લેવું, એ પદ્ધતિ ચાલુ હતી. જ્યાં સુધી અમલદારોને લાગે કે હવે તો ઘણીજ થઈ, અને આ લોકો ફિતુર કરશે, અગર તો નાહિમ્મતવાન અને નાઉમેદ થઇને પરાગંદે થશે, ત્યાં સુધી તેમની પાસેથી જેમ બને તેમ જૂલમ કરીને નાણાં કઢાવવામાં આવતાં હતાં. સારૂં ગણોત આવે એવા ખેડુતો જમીન તજીને પરાગંદે ન થાય, એમ ધારણા રાખવામાં આવતી. તથાપિ જેમ બને તેમ તેમની પાસેથી વધારેમાં વધારે ઓકાવાના ખરા. સીખ ઉઘરાતદાર પેલી ઈસોપની વાતની પેઠે સોનાનાં ઈંડાં સુ-

કતી હંસણી મરી ન જાય એટલી માત્ર સંભાળ રાખતો; બાકી એનાં પીછાં તો બની શકે એટલાં ફુંપી લેતો. જમીન મહેસુલ ખાતાના રિપોર્ટમાંથી અમે નીચે થોડો ઉતારો કરીએ છીએ. સીખ લોકોની મહેસુલ પદ્ધતિ બ્રિટિશ અમલદારની નજરમાં કેવી જણાતી હતી, તે એ ઉપરથી માલમ પડેછે. બ્રિટિશ સરકારની મહેસુલપદ્ધતિ એ લોકોની રીત કરતાં અંધારા ને અજવાળાની પેઠે તદન ઉલટીજ છે. બેશક વખતે એ પદ્ધતિ પણ ભૂલભરેલી હોય, છતાં એ તો ખરૂં કે એ પદ્ધતિમાં કહેવા જેવું હોય તે એટલુંજ કે તે ઘણીજ વધારે ઉદારતા ભરેલી છે. હિંદુસ્તાનની વિશાળ ભૂમિમાંથી બ્રિટિશ સરકારને પોતાને ઉપજે છે, તેના કરતાં વધારે મહેસુલ ઉપજાવે તો તે બીલકુલ ગેરવાજબી નથી. ઈ. સ. ૧૮૭૨-૭૩ ના રાજકીય અહેવાલમાં અમે લખ્યું છે કેઃ—

" સીખ લોકો બહુધા જાગીરની ઉપજનો અર્ધો ભાગ લેતા. વળી બીજા ડગલે ડગલા કર લેતા તે તો જૂદા. આપણે કદિ પણ એક પઞ્ચાંશથી વધારે તો લેતા નથી. ઘણી વખત આપણે એક અષ્ટમાંશ, એક દશાંશ, અગર એક બારાંશ લઇયે છીએ. કેટલીક વખત તો વીશ અગર ત્રીશ વર્ષની ઉપજની સરાસરીનો એક પંદરાંશ જ માત્ર લઇએ છીએ. "

રણજીતસિંહના રાજ્યનાં પાછલાં વર્ષોના જકાત ખાતાની ઉપજ રૂ. ૧૬,૩૭,૦૦૦ અને એ ખાતાનું ખર્ચ રૂ. ૧,૧૦,૦૦૦ હતું, એટલે કે ઉપજના લગભગ સેંકડે સાત ટકા જેટલું હતું. જૂદાં જૂદાં ૪૮ પેટાંમાં સાધારણ વાવરની બધી વસ્તુઓપર જકાત લેવાની ખાસ જરૂરીઆતની અને માત્ર મોજશોખની વસ્તુઓમાં કાંઇ ભેદ રાખવાની દસ્તુરજ

રાખી નહોતી. તેમજ ગરીબ ગુરબાંના સામાન્ય વાપરની વસ્તુઓ જેવી કે બળતણ, અનાજ, ભાજીપાલો એવી વસ્તુઓને પણ છોડી નહોતી. તેમજ જકાત ઉઘરાવવાની રીત પણ નઠારી હતી. દેશમાં ઠેકાણે ઠેકાણે જકાતનાં નાકાં પથરાઇ ગયાં હતાં, અને દરેક ઠેકાણે વેપારીને ઘણી અસભ્યતા અને જુલમ ભરેલી રીતે કનડગત થતી હતી. એકની એક વસ્તુ ઉપર ગામમાં લાવતી વખતે, પછી દુકાનમાં લઇ જતી વખતે, અને પાછી વેચાઇને બીજે ગામ જવાની વખતે એમ ત્રણ વાર જકાત ભરવી પડતી.

મી. ઇબેટ્સને ઇ. સ ૧૮૮૩ માં પોતે પ્રગટ કરેલા વસ્તી-*પત્રકના સમર્થ રિપોર્ટમાં પોતે એકઠા કરેલા જમાબંધી ઠરાવના રિપોર્ટમાંથી ઇતિખાબ દાખલ કર્યા છે, તેમાંથી અમે નીચે ઉતારો કરીએ છીએ. સીખ લોકોની રાજરીતિ તેમાં યથાસ્થિત અને સ્પષ્ટ વર્ણવેલી છે; તથા આ રિપોર્ટો જૂદાં જૂદાં પરગણાંઓમાંથી અને જૂદા જૂદા અમલદારોએ કરેલા હોવાથી કોઇ એક આદમીના અભિપ્રાય કરતાં સીખ રાજ્યરીતિનું તેઓમાં વધારે સારૂં બયાન છે.

---

*પંજાબના જમાબંધી રિપોર્ટ લોકોના રીત રીવાજ, ધર્મ, ઇતિહાસ અને વ્યવહારિક ઘણીજ મનોરંજક બીનાઓથી ભરપુરછે; અને ખરેખાત જે ઇંગ્રેજ અધિકારીઓએ એ રીપોર્ટ લખ્યો છે, તે તેની શક્તી અને ઉદ્યોગના કીર્ત્તિ-સ્તંભ રૂપજ છે. મી. બાર્ન્સનો કાંગ્રાનો મૂળ રિપોર્ટ સાહિસની ઘણી ખુબીઓથી ભરપૂર છે. તેમજ સર જે. બી. લાઇલનો એજ પ્રાંતનો બીજો રિપોર્ટ પણ એવોજ છે. કપ્તાન જેમ્સના પેશાવરના રિપોર્ટમાં ઘણી કિંમતી ખબરો સમાયલી છે. આપણા જુવાનીઆ સિવિલીઅનો મેસર્સ પર્સર-થોર્બર્ન-ઇબે-

કપ્તાન જેમ્સ પોતાના સરહદ અને પેશાવરના રિપોર્ટમાં લખેછે કેઃ—

"ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૨૦ સુધી પેશાવરમાં જાથુ અવ્યવસ્થા અને ગભરાટ હતો. વલોણાવારે રાજાઓ બદલાતા હતા. પરંતુ આ જંગલી લોકો ઉપર કોઇનોએ સંપૂર્ણ કાબૂ નહોતો. પહાડી જાતો જે માણસ વધારે પૈસા આપે તેના પક્ષમાં જતી. સીખ લોકો સમયે સમયે આવતા. એમની સ્વારી લોકોને દુઃખનું મૂળ હતી. એમને આવ્યા સાંભળી કે લોકો બિચારા પોતાની મિલ્કત અને કિંમતી ચીજો લઈને નાસતા. ઘરની બારીઓ અને બારણાં સુદ્ધાં કાઢી લઈ જતા સ્ત્રીઓ અને છોકરાઓનાં ટોળે ટોળાં ભયથી ગાભરાં બનીને ઘર છોડીને નાસતાં. આખો દેશ જાણે બીજે દેશ વસવા જતો હોય નહિ એવો દેખાવ થઈ રહેતો. તિરસ્કારપાત્ર સ્વારી કરનારાઓ જે મળ્યું તેનો નાશ કરતા, લૂટફાટ કરતા, આસપાસના પ્રદેશને જંગલ જેવો કરી મૂકતા અને આગળ ધસતા. છેક ઉપર ખીણના મથાળાથી તે નીચે સિંધુ સુધી ભાગ્યેજ એવું કોઈજ ગામ હશે કે જે સીખ લોકોએ લૂટયું અગર બાળ્યું નહિ હોય. આવા લોકોની સ્વારીઓનો એવો તો ધાક બેસી ગયો હતો કે બાઈડીઓ પોતાનાં તોફાની છોકરાંઓને સીખ લોકોને નામે છાનાં રાખતી. હાલ પણ ઘણા સફેદ દાઢીવાળા અને ઘણાં ઘાનાં ચાઠાં-

ટ્સન, વેલસન, ઓબ્રિન વગેરેએ જેવા રિપોર્ટો લખ્યા છે, તેના કરતાં વધારે આનંદદાયક, રસુજી, ફીલસુફી ભરેલા, અનુમાનવાળા, ઉદ્યોગથી લખાયલા અને સાહિત્ય વાળા રિપોર્ટો પંજાબમાં અગર હિંદુસ્તાનમાં કોઈ જગાએ લખાયલા નથી.

વાળા પુરૂષો જે ટેકરીઓ ઉપર-જેમ બકરાંનાં ટોળાં ઉપર સિંહ તૂટી પડે તેમ-**સીખ** લોકોએ એમના પર તૂટી પડીને એમને દોડાવ્યા હતા, તે બતાવે છે-જુવાન માણસોને પોતાના બાપદાદા ક્યાં લડ્યા અને પડ્યા હતા તે બતાવે છે. દરેક સ્થળની આવી અવસ્થા થાય એ તદ્દન સ્વાભાવિક જેવું ગણાતું. એવાં માત્ર થોડાજ ગામો હતાં, કે જ્યાં જગા વિકટ હોવાથી **સીખ** લોકો જઈ શકતા નહિ, અગર તો સામા થવાથી માત્ર સહેજ નુકશાન થતું. આટલાથી તો આવાં ગામો જીત માની લેતાં, અને બીજા લોકોની નજરમાં તેઓ અજીત ગણાતાં.

**સીખ** લોકોની સ્વારીઓની વચ્ચેના સમયમાં પણ આ બિચારા લોકોને નિરાંત નહોતી. જીતવા આવેલા લોકોની મહેરબાની મેળવવા સારૂ અથવા તો પોતાનું ખાનગી વેર પૂરૂં પાડવા સારૂ તેઓ **સીખ** લોકોને એક બીજાની વિરૂદ્ધ ખબરો આપતા તેથી તેઓમાં મહા કડવો વસવસાટ થઇને નિરંતર હાડવેર બધાતાં. આથી ફરીને એઓ માંહોમાહે લડી મરતા. **સીખ**ની સ્વારીઓ વધારે દુ:ખ ભરેલી હતી, કે આવા કજીઆ વધારે દુ:ખદ હતા, એ કહેવું અઘરૂં થઈ પડે છે. **સીખ** લોકોના બાતમીદાર થતા અને એકબીજાને માટે આવી ખબરો આપતાં આ લોકો બિલકુલ શરમાતા નહિ. ખરેખાત એમના પૂર્વજો લાજી મરે એવાં તેમનાં આ કૃત્યો હતાં. એક ચામકુંન સરદારને તેની જાગીર બદલ દર વર્ષે વીસ આફ્રીદીઓ આપવી પડતી; અને પોતાની આ બોલી પાળવાને કોઈ કોઈ વખત કેવી દઅલબાજી કરવી પડતી, તેનું વર્ણન આ ઘરડો સરદાર બિલકુલ શરમાયા વગર કરતો. ”

રાવળપીંડી અને જેલમ પરગણાના કર્નલ ક્રેક્રોફ્ટ અને મી. ઈ. એલ. બ્રાન્ડ્રેથના કરેલા જમાબંધી રિપોર્ટમાં આમ લખ્યું છેઃ—

"આ મુલકોમાં સેકાંનાં સૈકાંથી અરાજ્ય પ્રવર્ત્તે છે. ઘણાજ પ્રાચીન સમયથી યુનાનીઓથી માંડીને અફઘાનો સુધી દરેક લૂટારૂ ટોળાં અહીં ફરી વળ્યાં છે. આ ટોળાં આ પ્રાંતોમાં ઝડપથી ફરી વળતાં, અને જતાં રહેતાં તે વખતે દેશમાં ઠેકાણે ઠેકાણે પાયમાલી, લૂટાયલાં ઘર અને તજી દેવાયલાં ઝુંપડાંજ નજરે પડતાં. હાલ તે સમયની યાદગીરી રહી નથી; પરંતુ સીખ કામદારોનો જૂલમ ઘણો હતો. લાહોરથી ઘણે છેટે હોવાથી તેમના ઉપર દાબ નહોતો અને એઓ રજપૂત તથા ગખ્ખર બન્નેને ખૂબ લૂટતા. એમની હાલની ગરીબ સ્થિતિ આ લોકોના જૂલમને લીધે છે. લશ્કરની મદદથી એઓ રાજ્ય કરતા અને દેશની જે જાતો કાંઈ પણ હકુમત ભોગવતી આવી હતી, તેમનો તદન નાશ કરવો, એ એમનો ઉદ્દેશ હતો. ગખ્ખર અને બીજા ગૃહસ્થ વગેના લોકો જેઓનો કાંઈક અમલ ચાલુ હતો તેગનો નાશ કરવાને તેમણે સબળ ઉપાયો લીધા હતા. આથી કરીનેજ આ બિચારા લોકોને દેશ છોડીને આપણા ખેડુતોના ખેડુત તરીકે રહેલા દેખીએ છીએ. સામાન્ય રીતે મુસાફરી કરવી, એ સલામત નહોતું. જે જે જૂદી જૂદી જાતોના મુલકમાંથી રસ્તો જતો હોય, તે બધી જાતોને વળાવું આપ્યા વગર મુસાફર અગર.વણજારથી જવાતું નહિ. વળાવું ન આપે તો લૂટી લેતા, જૂલમ કરતા અને કેર વર્તાવતા. આવી વખતે જીવ ઉગારે, એજ મોટા નસીબની વાત ગણાતી."

મધ્ય પરગણાંઓમાંના સીખ અમલને સારૂ મી. પ્રીન્ટ્સન

નીચે પ્રમાણે લખેછેઃ—

"મધ્યનાં અને નૈરૂત તરફનાં પરગણાંઓમાં **સીખ** અમલ જોરાવર અને વધારે ન્યાય ભરેલો હતો. એ ખરી વાત છે કે **મિસલો** બંધાયાની પહેલાં અને બંધાઈ તેવામાં **સીખ** અમલ બીજું કાંઈ નહિ, પણ માત્ર મોટા પાયા ઉપર ખુનામરકી અને લૂટફાટ કરવાની ગોઠવણજ હતી. પરંતુ જેમ જેમ **સીખ** લોકો સબળ થઇને એક પ્રજાના રૂપમાં આવતા ગયા, તેમ તેમ બીજું કાંઈ નહિ તો પોતાના સ્વાર્થને લીધે પણ તેમને નરમાશથી રાજ્ય કરવાની જરૂર પડી. **સર રૉબર્ટ ઈગર્ટને** લખ્યું છે તે મુજબ દરેક **સીખ**, લડવૈયાનોજ પેશો કરતો. **હિંદુ** તથા **મુસલમાન** ખેડુતોની પાસેથી જેમ બને તેમ વધારે નાણું કઢાવવું એ એમની એકજ ધારણા હતી. એઓ પોતાનાં ખેતરો કંટાળીને છોડી દે એટલો જૂલમ ન કરવો, એ એમના જૂલમનું માપ હતું. **સીખ** લોકોમાં "જાતિ નાશ" એમ માનતા, તેથી ઊંચો રજપૂતી ટેક લેખવાતો નહિ. આથી રજપૂતો એમાં ભળતા નહિ. એણે કરીને **સીખ** લોકોને રજપૂતો ઉપર વિશેષ તિરસ્કાર હતો અને તેમને વધારે સતાવતા. જેઓ એમની તરફના નહિ, તેઓ બધા એમના શત્રુ, એમ એઓ માનતા; અને જેઓ કાંઇ પણ પદવી વાળા અગર સત્તાવાન ગણાતા હતા તેમને બિલકુલ દયા વગર છુંદી નાંખવામાં આવતા. એઓ ખેતીને ઉત્તેજન આપતા; પણ એમની રીત એવી હતી કે ખેડુતને ખેતી કરવાની લાલસા થોડીજ થાય. ખેડુત સિવાય બીજાના હક્ક એઓ લેખવતા નહિ. ગમે તેવો હક્ક અને ગમે તેવી માલીકી હોય, પણ જો એથી એ પૈસા સંબંધી નુકસાન થતું હોય તો કશુ ગણવામાં આવતું નહિ. એમને મનતો જે **સીખ** નહિ, અને

તેથી લડવૈયા નહિ તે બધા કર ભરનારાજ હોવા જોઇએ, એમ હતું. એમનુ રાજ્ય એક વાતમાં ન્યાયી અને નિષ્પક્ષપાત ભરેલું હતું, તે એ કે તેઓ સઘળાઓ ઉપર સરખી રીતેજ જૂલમ ગુજારતા.”

પહાડી રજપૂતોમાં **સીખ** અમલ કેવો હતો તે જોઇએ. ટુંકી બુદ્ધિના રજપૂતોએ પોતાના માંહોમાહેના કલહમાં મદદ કરવાને ગુરખા લોકોને બોલાવ્યા, અને જેમ ઇસાપનીતિમાં દેડકાની રાજાને માટે માગણી કરેલી પ્રખ્યાત વાતમાં બન્યું હતું, તેમ આ આકરા પહાડી લોકોએ કાંગ્રા અને **સીમલાની** ટેકરીઓવાળા પ્રદેશમાં જૂલમ પ્રવર્ત્તાવ્યો. માત્ર ત્રણ વર્ષમાંજ કાંગ્રાની સુંદર ખીણ વેરાન થઇ ગઈ, અને શહેરો ઉજડ થયાં. મહારાજા રણજીતસિંહ અને **સીખ** લોકોને બોલાવવામાં આવ્યા, અને ગુરખાઓ તીડની પેઠે નાઠા. પરંતુ મહારાજાના **સીખ** કામદારો ગુરખાઓ કરતાં સરસ નહોતા. પોતાના કાંગ્રા પરગણાના જમાબંધી રિપોર્ટમાં મી. બાર્ન્સ આ પ્રમાણે લખે છે:—

“કામદાર એ વસુલાતી તેમજ ન્યાય કરનારા આધકારીઓ હતા, પરંતુ તેમના વસુલાતી અધિકાર ઘણા ઉપયોગી હતા. જો કોઈ કામદારના પરગણામાં જાનમાલનો બંદોબસ્ત બરાબર ન હોય અથવા તે બરોબર ન્યાય ન કરતો હોય, તો તે વાતપર વિષેશ લક્ષ ન દેવાતું અને જાણ્યું ન જાણ્યું થતું. પરંતુ જો વસુલાતમાં બાકી રહેતી, તો એ ગુન્હાની કદિ પણ માફ્ મળતી નહિ. આથી કરીને કામદારો સદા ખેતીની જેમ બને તેમ ચઢતી થાય, અને ખેડુતો જેમ બને તેમ નીચોવાય એજ લક્ષ રાખતા. લોકોના ઉપર તેઓ મુશ્કેલીએ ખમી શકે, એટલો બોજો પડતો. એથી વધારે તેઓ ખમી શકે તેમ નહોતું. દેશી વસુલાતી અધિકારી ખેડુતનો નાશ કરે

એવા અવિચારી નથી; પરંતુ તેઓને નીચોવીને લગભગ નિર્વીર્ય કરી નાંખેછે; જમીન ખેડનારને માત્ર ભરણપોષણ સારૂ જરૂરીઆત જેટલુંજ મળે એમ તેઓ વર્ત્તે છે. વળે સામાન્ય રીતે સઘળાની પાસે સરખો લેવાતો અને લોકોને માથે પડતો બોજો ઉદાર અને ન્યાયી ધોરણે જોતાં તો ભારે કહી શકાય, છતાં અપક્ષપાતથી બધાને સરખો વેઠવો પડતો."

લીઆ, ડેરાગાઝીખાન, ખાનગઢ, ઝાંગ અને મુલ્તાનનો સુબો દિવાન સાવનમલ મહારાજાના અધિકારીઓમાં શ્રેષ્ઠ હતો. તોપણ એ દિવાનના મુઝાફરગઢ પરગણાની જમાબધીનો ઠરાવ કરનાર મી. ઓબ્રીન એને માટે નીચે મુજબ લખે છે.—

"દિવાન સાવનમલનો અમલ એની પહેલાં થયેલા સઘળાના કરતાં ચઢતો હતો. પોતાને માટે દોલત એકઠી કરવી, એજ એનો મુખ્ય હેતુ હતો. સાર્વજનિક લાભનાં કામો કરવાં, ન્યાય કરવો, અને જાનમાલની સલામતી સાચવવી એ મુખ્ય મતલબ નહોતી. એ સઘળું ન હોય તો ખેડુતો આબાદ થાય નહિ, અને પરિણામે પોતાની ઉપજ ઘટે, માટેજ એ બાબતોપર ખાસ લક્ષ અપાતું. એ ઘણી ઘણી જાતના વેરા ઉઘરાવતો. તપાસ કરતાં માલમ પડે છે કે લોકોની પાસેથી ધર્માદા સારૂ અને ધર્મની ક્રિયાઓ સારૂ પોતે વેરા ઉઘરાવતો. પછી તેમાંથી પોતાની નજરમા યોગ્ય લાગે એટલું થોડું એ ખાતે આપીને બાકીનુ પોતે ખાઇ જતો. વળી પોતે પોતાનુજ આપેલું વચન પાળવાના બદલમાં એક વેરો લેતો. પોતાના અધિકારીઓને લાંચ લેવામાં ઉત્તેજન આપતો, અને તેમાંથી અમુક ભાગ ત્રીજોરીમાં જમા કરાવતો. આ બધા ઉપરથી આપણા

મનમાં નોંધાયલા ઇતિહાસ ઉપરથી આ પ્રખ્યાત દિવાનને માટે જે માન ઉત્પન્ન થયું હોય તે ઓછું થાય છે.* ”

પંજાબ ખાલસા કર્યા પછીનાં એંતાળીસ વર્ષ દરમ્યાન

*દિવાન સાવનમલનુ ઉપર કહેલુ વર્ણન ખરૂં છે; એમાં અમને બિલકુલ શક નથી. પરંતુ અમે માનીએ છીએ કે અમારા આ દિવાનના ચરિત્રમાં અમે એનુ અને એના દીકરા મૂળરાજનું વાજબી બયાન કર્યું છે. એનો દિકરો દિવાન મૂળરાજ ઘણોજ ઘાતકી અને જૂલમી હતો. એના દગાને લીધેજ બીજો સીખ વિગ્રહ ઉત્પન્ન થયો હતો. ઉપર મી. ઓબ્રીને જે રીતો વર્ણવેલી છે, તે દેશીઓની નજરમાં દરગુજર કરવા જેવી ગણાય છે. દરેક દેશી અમલમાં એમ થવું સાધારણ છે. ઉત્તર અને મધ્યહિંદુસ્તાનમાં ઓછામાં ઓછાં સોએક દશી રાજ્યોનો અમને અનુભવ હોવાથી અમારો મત ઉપર પ્રમાણે થયો છે. દિવાન સાવનમલ સમગ્ર રીતે જોતાં ડાહ્યો અને દયાળુ સુજ્ઞ હતો, અને જો કે એ લાંચ લેતો તોપણ જૂલમગાર નહોતો. પોતાના પ્રાંતો એના વહીવટમાં જંગલ જેવા મટીને રસાળ ખેતીવાળા બન્યા હતા. લોકો અદ્યાપિ પણ એના નામને માનપૂર્વક સંભારે છે. એનો દીકરો કર્મનારાયણ પણ લોકપ્રિય હતો; પણ મૂળરાજને માટે બધા લોકોનો ફિટકારજ હતો. લોકોમાં ચાલતી કહેવતોથી લોકોનો સામાન્ય વિચાર જણાય છે. પંજાબમાં લોકો કહેતા કે મુલતાનમાં સાવન (શ્રાવણ) નું સુખ હતું. લિયા કરમ (દયા)થી સુખી હતું. પણ ઝાંગમાં મૂળાએ (એ નામના પાકનો નાશ કરનારાં ઝીણાં જંતુઓએ, બીજા અર્થમાં મૂળરાજે) ઉજ્જડ વાળ્યું હતું.

એ દેશને પડેલા દુઃખભર્યા ઘા રૂઝવનારા અને ઘણા કાળ પર્યંત પાયમાલ થયેલા એ પ્રાંતને આબાદ કરીને સુખ અને શાંતિ પ્રવર્ત્તાવનારા ઘણાએ અમલદારોના લખેલા રિપોર્ટોમાંથી જોવા બેસીએ તો એવાને એવાજ સેંકડો ઉતારા જડે. પરંતુ ઇંગ્લાંડ અગર હિંદુસ્તાનમાં વસતા લોકો જેઓ બ્રિટિશ સલ્તનત જૂલ્મી અને સખ્ત છે, તથા જેઓ હિંદુસ્તાનની અંદરનો આપણો અમલ શરમ અને ધિક્કારને પાત્ર છે એમ કહે છે, તેઓની ખાત્રી કરવાને ઉપર દાખલ કરેલા ઉતારા પૂરતા છે. અહીં અગાડીનો અમલ તો બ્રિટિશ પ્રજાની મોટામાં મોટી કીર્તિરૂપ છે. બ્રિટિશોએ હિંદમાં કરેલું કામ ઉજ્વળ અક્ષરે લખાયલું છે; અને જેને જાણી જોઇને જોવું ન હોય, તેમના સિવાય વગર પ્રયાસે દરેકના જોવામાં આવે છે. પહેલાંનાં અરાજ્ય, દુષ્કાળ, અને લૂટફાટ જતાં રહ્યાં છે. તેમને બદલે ઠેકાણે ઠેકાણે પદ્ધતિસર, વાજબી, ન્યાયી અમલ દીઠામાં આવે છે. આવા અમલમાં દરેક માણસ નિર્ભયતાથી અને શાંતિથી પોતપોતાની વસ્તુઓનો ઉપભોગ કરે છે. જ્યારે સીખ લોકો ખેડુતો પાસેથી ગણોત તરીકે બાર આની અને નીપજમાંથી છ આની લેતા, ત્યારે બ્રિટિશ રાજ્ય એક અગર બે આની લે છે. વસ્તી ઘણીજ વધી છે; વળી ખેતી એથી પણ વધારે પ્રમાણમાં વધી છે. જો ઇંગ્લાંડ પોતાની ફરજ અને પોતાના હક્ક તજી દઇને બાયલાની પેઠે હિંદુસ્તાનનું પોતે રક્ષણ ન કરે, અને અમે શાંતિ ફેલાવીએ છીએ, એમ કહીને હિંદુસ્તાનમાંથી જાય, તો અમે પૂછીએ છીએ કે હિંદુસ્તાનમાં પાછો અરાજ્યનો સમય નહિ આવે; સીખ, મરાઠા અને અફઘાનો ફરીથી જીવ પર આવીને લઢવાનો આરંભ નહિ

કરે; હુમલો લાવનારા દુશ્મનોની તરવારો અને ભાલાની અણીઓ પર નાનાં છોકરાં નહિ ઉછળાય; પંજાબની કુમારિકાઓ હુમલો લાવનારાઓના બલાત્કારનો ભોગ નહિ થઈ પડે; અને આજુબાજુ બળતાં ગામડાઓનાં અજવાળાં પુરાતન દિલ્હી અને લાહોર શહેરોના કોટને રાત્રીએ પ્રકાશિત નહિ કરે, એમ માનનારો કોઈ પણ સમજુ માણસ છે ?



# પ્રકરણ ૮ મું.

## મહારાજાના પ્રથમ વિજયો.

સકર ચખીઆ મિસલના સરદાર મહાનસિંહને ત્યાં ઈ. સ. ૧૭૮૦ માં મહારાજા રણજીતસિંહનો જન્મ થયો હતો. એમનો બાપ પરાક્રમી અને ખોટું કામ કરતાં આચકો ન ખાય એવો હતો. એમનું કૂળ "જાટ સાંસી" જાતનું હતું, અને એ સિંધનવાલીઆ જાતની પાસેની સંબંધી હતી. મહારાજાના મોત વખતે આ જાત બીઆસ નદીની ઉત્તરની સઘળી સીખ જાતોમાં સહુથી બળવાન હતી. હાલ જો કે એ જાતમાં કોઇ પ્રખ્યાત માણસ નથી, તોપણ તેઓ પંજાબમાં સહુથી ઊંચા ગણાય છે. ઘણા ખરા સીખ લોકોની પેઠે સીંધનવાલીઆ પોતાને રજપૂત ગણાવે છે; પરંતુ તેઓ સાંસી જાતના પાસેના સગા છે. આ જાત ઘણી ચોર અને હલકી છે. આ લોકનું ઠેકાણું રાજા સાંસી કહેવાય છે. એ અમૃતસરથી પાંચ માઇલ દૂર આવેલું છે અને એ ઉપરથી એમનું નામ પડયું છે.

સકર ચખીઆ અને સિંધનવાલીઆ કુટુંબનો મૂળ પુરૂષ બુધસિંહ બહાદૂર નામનો ફાવી ગયેલો લૂટારો હતો. તે પોતાની પ્રખ્યાત આબલખ ઘોડી ઉપર બેસીને આજુબાજુના પ્રદેશમાં કેર વર્ત્તાવતો. એને બંદુક, તરવાર અને ભાલા વગેરેથી ચાલીશેક વાર તો જખમ થયા હતા. ઈ. સ. ૧૭૧૮માં એ પોતાના ઘરમાં ભલા માણસની પેઠે સ્વાભાવિક મોતથી મરણ પામ્યો. ચંદાસિંહ અને નોધસિંહ નામના એના બન્ને પુત્રો એમના બાપ જેવાજ પરાક્રમી હતા. આસરે ઈ. સ. ૧૭૩૦ ની સાલમાં એમણે અમૃતસર પરગણામાં આવેલું એ-

મનું સકરચખ નાગનું ગામ ફરી બંધાવ્યું, અને સરસ શીખ ઘોડેસ્વાર એકઠા કરીને પોતાની અને ગુજરાતવાળાની પડોસમાં આવેલી જમીન દબાવી. ચંદાસિંહના વંશજો તે સિંધનવાલીઆ, અને નોંધસિંહના વંશમાં રણજીતનો જન્મ થયો હતો. અફઘાનોની સાથે લડતાં મજીઠીઆમાં તે મૃત્યુ પામ્યો હતો. એ વખતે એનો દિકરો ચરતસિંહ માત્ર પાંચ વર્ષની ઉમરનો હતો. ચરતસિંહ ઘણો બળવાન સરદાર નીવડયો અને સકરચખીઆ મિસલનો આગેવાન થયો. આલુવાલીઆ સરદાર જસાસિંહ અને ભંગી મિસલની મદદવડે એણે લાહોરના અફઘાન સુબા ઉબેડખાનને તેની તોપો અને સરંજામ લઇ લઇને તેના શહેર ગુજરાનવાલામાંથી હાંકી કાઢયો. આલુવાલીઆ સરદાર જસાસિંહને એણે રામઘઢીઆ મિસલની સઘળી જાગીર જીતી લેવામાં મદદ કરી હતી. જમુના રજપૂત રાજા રણજીતદેવને અને એના પુત્ર બ્રિજરાજદેવને ટંટો હતો, તેમાં ચરતસિંહે બ્રિજરાજદેવનો પક્ષ લીધો હતો. એની તરફથી લઢતાં પોતાની બંદુક ફાટવાથી ચરતસિંહનું મૃત્યુ થયું હતું.

એનો મોટો દિકરો મહાનસિંહ મિસલનો ઉપરી થયો. એણે એ મિસલની સત્તા અને જાગીર ઘણી વધારી. એના બાપના મરણ સમયે મહાનસિંહ માત્ર અગીઆર બાર વર્ષની ઉમરનો હતો. એક દુઃખ આવી પડવાની અણીપર હતું. જમુના રજપૂત રાજાએ ભંગડ મિસલના આગેવાન સરદાર ઝંડાસિંહને પોતાના પક્ષમાં લીધો હતો અને કનૈયા મિસલ એના કુંવરના પક્ષમાં હતી. ચરતસિંહના આકસ્મિક મરણથી રાજા જીતી જશે એમ જણાયું. આમ હોવાથી કનૈયા મિસલના વડા સરદાર જયસિંહ અને ચરતસિંહની

વિધવાએ એક ઝાડુ વાળનારને ફોડયો. એણે ઝંડાસિંહ છાવણીમાં-થી થોડા નોકરો સાથે ઘોડે બેસીને જતો હતો, તે વખત તેને ગોળી મારીને માર્યો. એના મોતથી ટંટો પતી ગયો; અને સામસામાં લશ્કરો જમુથી પોતપોતાને ઠેકાણે ગયાં.

એના બાપના મરણને બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૭૭૪ માં મહાનસિંહ ઝીંદના રાજા ગજપતસિંહની દીકરી રાજકુંવર સાથે પરણ્યો. આ બાઇને ૭ વર્ષ પછી એક પુત્રરત્ન સાંપડયું, એજ રણજીતસિંહ. અને જાણે કે એના પુત્રની અગાડી થનારી કારકીર્દીની આગાહી હોય એ પ્રમાણે આ બાઇના લગ્ન વખતેજ ટંટો ઉભો થયો. મહાનસિંહની સાથે ઘણાં માણસો આવ્યાં હતાં, અને સઘળા ફુલકીયા સરદારો એને મળવાને એકઠા થયા હતા. લગ્ન સમારંભમાં ઝીંદ અને નાભાના રાજાઓની વચમાં વાંધો પડયો. નાભાના બીડમાંથી જાનૈયાઓએ પોતાના ઘોડાઓને સારૂ ઘાસ કાપ્યું. નાભાના માણસોએ એમને માર્યાં; આથી લડાઇ સળગી. કન્યાના બાપ ઝીંદના રાજાને આથી ઘણુંજ અપમાન લાગ્યું, અને વેર લેવાનો નિશ્ચય કર્યો; પણ લગ્ન સમારંભ પૂરો થતાં સુધી તો ખામોશ ખાઇ ગયો. અને પછી તો યુક્તિ પ્રયુક્તિથી એણે નાભાના હુમીરસિંહને કેદ પકડયો, અને એના મુલક ઉપર સ્વારી કરીને એની ઘણી જમીન દબાવી. એની સંગુરની જાગીર તો અદ્યાપિ પણ એમના કબજામાં છે.

આ પછી કેટલાંક વર્ષ સુધી યુવાન મહાનસિંહની આપણને કાંઇ વાત જણાતી નથી. પણ ઇ. સ. ૧૭૮૦ માં જ્યારે એનો પ્રખ્યાત પુત્ર પ્રસવ્યો, અને જ્યારે એ પોતે પણ પુખ્ત ઉમરનો થયો

હોવો જોઇએ, તે વખતે જમુનો રજપૂત રાજા મરી ગયો. મહાનસિંહે પોતાની દગા ફટકા ભરેલી કારકીર્દીનો આરંભ કર્યો. રાજા બ્રીજરાજદેવ એના બાપ પછી ગાદીએ બેઠો, અને એણે મહાનસિંહની જોડે અટળ મૈત્રી કરીને તેની નિશાની દાખલ પાઘડી અદલ બદલ કરી. આ સંબંધને લીધે એણે જાણ્યું કે એ પોતાની ભંગી મિસલે જીતી લીધેલી જાગીરો પાછી મેળવી શકશે. એણે કનૈયા મિસલને પોતાની મદદે બોલાવી. આ મિસલને એ ખંડણી આપતો. પ્રથમ તો એ લોકોએ હા કહી પણ પછી તરતજ એઓ ભંગીની તરફ થઇ ગયા, અને એમની જોડે એવો કરાર કર્યો કે બન્નેએ જમુ ઉપર હલ્લાં લઇ જવાં. રાજાએ પોતાના નવા મિત્ર પાસે મદદ માગી. મહાનસિંહ ઉત્તર તરફ જલદીથી ગયો, પણ હાર ખાઇને પાછા વળવું પડ્યું. રાજાને, કનૈયા સરદાર હકીકતસિંહને રૂ. ૫૦૦૦૦ આપવા પડ્યા, અને મહાનસિંહને પણ નમણું આપવું પડ્યું. કેટલાક માસ પછી આ પૈસા ન મળ્યા, એટલે હકીકતસિંહે માનસિંહને સમજાવ્યો કે આપણે બન્ને જમુ ઉપર હલ્લાં લઇ જઇએ, અને લૂટમાં અર્ધો અર્ધ ભાગ લઇએ. એણે આ વાત કબૂલ કરી; પરંતુ બીજે રસ્તેથી પોતે પહેલો જમુ પહોંચ્યો, અને એને લાગ્યું કે હકીકતસિંહની મદદ વગર પણ જમુને જીતે એટલું બળ એનામાં હતું; તેથી રાજાની સાથે થયેલી સોગનબંધી મૈત્રી તેમજ હકીકતસિંહની સાથે કરેલા કરાર કોરાણે મૂકીને એણે એ શહેર અને રાજમહેલને લૂટીને આગ લગાડી. હકીકતસિંહ આવી પહોંચે તે પહેલાં તો લૂટથી લદાઇને પોતાને પંથે પડયો. હકીકતસિંહને ઘણોજ ગુસ્સો ચઢે, એ સ્વાભાવિક હતું; પરંતુ એ વેર લેવાને શક્તિમાન નહોતો. ત્યારબાદ થોડીજ મુદતમાં એનું મૃત્યુ

થયું. જમુ લૂટવાથી આખી કનૈયા મિસલની એના પર ખફગી આવી પડી, અને એ મોટી મિસલના સરદાર જયસિંહે એના ઉપર એવો તો જુસ્સાબંધ હુમલો કર્યો કે પોતાની જમીનનો એક મોટો ભાગ—જો કે થોડા વખત સુધી, આપી દેવો પડયો, અને વળી માફ માગવી પડી; પરંતુ જ્યાં સુધી જમુની લૂટ આપે નહિ ત્યાં સુધી માફ આપવાની ના કહી. સકરચખીયા મિસલના સરદારે લૂટ પાછી આપવી નહિ એમ દ્રઢ નિશ્ચય કર્યો હતો; એથી એણે કનૈયા મિસલની સામે બીજી મિસલો જોડે એકકો કર્યો. આ એક્કામાં રામધઢીયા સરદાર જસાસિંહ જેમની જાગીર થોડા વર્ષ ઉપર ખૂંચી લીધી હતી તે, રાજા સંસારચંદ અને કાંગ્રાના કેટોક રાજા એટલા ભળ્યા હતા. આ સઘળા સરદારોએ મળીને કનૈયા મિસલના મથક બટાળ ઉપર હુમલો કરીને એમને હરાવ્યા અને ઘણું નુકસાન કર્યું. આ બનાવ ઈ. સ. ૧૭૮૪ માં બન્યો. સરદાર જયસિંહ આ હાર પછી થાળે પડયોજ નહિ. એણે કેટોક રાજાને કાંગ્રા પાછું આપ્યું, તેમજ રામધઢીઆની જાગીર પણ પાછી આપી, અને મહાનસિંહના દિકરા રણજીતસિંહને પોતાની પૌત્રી, ગુરૂ બક્ષસિંહની પુત્રી મહતાબકુંવર પરણાવી. આ ગુરૂ બક્ષસિંહ બટાળની લડાઇમાં માર્યો ગયો હતો.

પોતાની ટુંકી કારકીર્દિમાં મહાનસિંહે કરેલા છક્કાપંજા અને જુલમનું વર્ણન કંટાળા ભરેલું લાગશે. જ્યારે ને ત્યારે એ પોતાના પ્રતિસ્પર્ધિઓ અગર પડોશીઓ જોડે લઢયાં કરતો હતો. આ મિસલનો એક જબરામાં જબરો સરદાર સાહેબસિંહ એનો બનેવી થતો હતો, તોપણ એ મુખ્યત્વે પોતાના મરણની પહેલાંનાં બે વર્ષથી

એને પોતાના બનેવી સાહેબસિંહની સાથે ટંટો હતો. પોતાના મુખ્ય ગામ ગુજરાનવાલાથી ત્રીશ માઇલ પર આવેલું સાહેબસિંહનું ગુજરાનવાળ નગર એને લઇ લેવું હતું. એણે સોધરન નામના ગઢમાં સાહેબસિંહ પર ઘેરો ઘાલ્યો હતો તેવામાં એ પોતે ઘણોજ માંદો પડયો. ચુણીઓનનો ભંગડ સરદાર કરમસિંહદુલ્લા સાહેબસિંહને મદદ કરવાને ધસમસ્યો આવતો હતો. મહાનસિંહે એના ઉપર એકાએક હુમલો કર્યો; પરંતુ લડાઇની દરમ્યાન મહાનસિંહ પોતાના હાથી ઉપર મૂર્છા પામ્યો, અને એનો મહાવત એને રણક્ષેત્ર ઉપરથી લઇ ગયો. પોતાના સરદારની ગેરહાજરીને લીધે સક્કરચખીઆઓનુ લશ્કર નાઠું અને ઘેરો ઉઠયો. મહાનસિંહ ગુજરાનવાલા ગયો, અને ત્યાં ત્રણ દિવસમાં મરણ પામ્યો. ઇ. સ. ૧૭૯૨ માં આ બનાવ બન્યો ત્યારે એ માત્ર સત્તાવીસ વર્ષનીજ ઉમરનો હતો. મહાનસિંહના મરણ સમયે રણજીતસિંહની ઉમર માત્ર બાર વર્ષની હતી, એ છતાં એના બાપની સાથે ચઢાઇ પર જતો. એ દિવસોમાં સીખ લોકો લડાઇ કળા ઘણી નાની ઉમરમાંથી શીખતા.

ઇ. સ. ૧૭૯૦ માં મહાનસિંહે ચટવા જાતના જબરા મુસલમાન ટોળાના સરદાર ગુલામ મહંમદના મંચાર નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. મહાનસિંહને હમેશ આ જાતની જોડે લડાઇઓજ ચાલતી. આ મુસલમાન સરદારનો કાકો હુસમતખાન રણજીતસિંહના હાથી પર ચઢી ગયો; અને જો એના એક સિપાઇએ એને મારીને નીચે પાડયો ન હોત તો એ રણજીતસિંહને મારી જ નાંખતો હતો. આમ થયું હોત તો હિંદુસ્તાન અને ઇંગ્લાંડનો ઇતિહાસ ઘણો જૂદી તરેહનો હોત. બાપના મરણથી રણજીતસિંહના ઉદયની

ચર્યું. જમ્મુ લૂટવાથી આખી કનૈયા મિસલની એના પર ખફગી આવી પડી, અને એ મોટી મિસલના સરદાર જયસિંહે એના ઉપર એવો તો જુસ્સાબંધ હુમલો કર્યો કે પોતાની જમીનનો એક મોટો ભાગ–જો કે થોડા વખત સુધી, આપી દેવો પડયો, અને વળી માફ માગવી પડી; પરંતુ જ્યાં સુધી જમ્મુની લૂટ આપે નહિ ત્યાં સુધી માફ આપવાની ના કહી. સકરચખીયા મિસલના સરદારે લૂટ પાછી આપવી નહિ એમ દ્રઢ નિશ્ચય કર્યો હતો; એથી એણે કનૈયા મિસલની સામે બીજી મિસલો જોડે એકકો કર્યો. આ એક્કામાં રામઘઢીયા સરદાર જસાસિંહ જેમની જાગીર થોડા વર્ષ ઉપર ખૂંચી લીધી હતી તે, રાજા સંસારચંદ અને કાંગ્રાના કેટોક રાજા એટલા ભળ્યા હતા. આ સઘળા સરદારોએ મળીને કનૈયા મિસલના મથક બટાળ ઉપર હુમલો કરીને એમને હરાવ્યા અને ઘણું નુકસાન કર્યું. આ બનાવ ઈ. સ. ૧૭૮૪ માં બન્યો. સરદાર જયસિંહ આ હાર પછી થાળે પડયોજ નહિ. એણે કેટોક રાજાને કાંગ્રા પાછું આપ્યું, તેમજ રામઘઢીઆની જાગીર પણ પાછી આપી, અને મહાનસિંહના દિકરા રણજીતસિંહને પોતાની પૌત્રી, ગુરૂ બક્ષસિંહની પુત્રી મહતાબકુંવર પરણાવી. આ ગુરૂ બક્ષસિંહ બટાળની લડાઈમાં માર્યો ગયો હતો.

પોતાની ટુંકી કારકીર્દિમાં મહાનસિંહે કરેલા છક્કાપંઝા અને જુલમનું વર્ણન કંટાળા ભરેલું લાગશે. જ્યારે ને ત્યારે એ પોતાના પ્રતિસ્પર્ધિઓ અગર પડોશીઓ જોડે લઢયાં કરતો હતો. આ મિસલનો એક જબરામાં જબરો સરદાર સાહેબસિંહ એનો બનેવી થતો હતો, તોપણ એ મુખ્યત્વે પોતાના મરણની પહેલાંનાં બે વર્ષથી

એને પોતાના બનેવી સાહેબસિંહની સાથે ટંટો હતો. પોતાના મુખ્ય ગામ ગુજરાનવાલાથી ત્રીશ માઇલ પર આવેલું સાહેબસિંહનું ગુજરાનવાળ નગર એને લઇ લેવું હતું. એણે સોધરત નામના ગઢમાં સાહેબસિંહ પર ઘેરો ઘાલ્યો હતો તેવામાં એ પોતે ઘણોજ માંદો પડયો. સુણીઓનનો ભંગડ સરદાર કરમસિંહદુલ્લા સાહેબસિંહને મદદ કરવાને ધસમસ્યો આવતો હતો. મહાનસિંહે એના ઉપર એકાએક હુમલો કર્યો; પરંતુ લડાઇની દરમ્યાન મહાનસિંહ પોતાના હાથી ઉપર મૂર્છા પામ્યો, અને એનો મહાવત એને રણક્ષેત્ર ઉપરથી લઇ ગયો. પોતાના સરદારની ગેરહાજરીને લીધે સક્કરચખીઆઓનું લશ્કર નાઠું અને ઘેરો ઉઠયો. મહાનસિંહ ગુજરાનવાલા ગયો, અને ત્યાં ત્રણ દિવસમાં મરણ પામ્યો. ઇ. સ. ૧૭૯૨ માં આ બનાવ બન્યો ત્યારે એ માત્ર સત્તાવીસ વર્ષનીજ ઉમરનો હતો. મહાનસિંહના મરણ સમયે રણજીતસિંહની ઉમર માત્ર બાર વર્ષની હતી, એ છતાં એના બાપની સાથે ચઢાઇ પર જતો. એ દિવસોમાં સીખ લોકો લડાઇ કળા ઘણી નાની ઉમરમાંથી શીખતા.

ઇ. સ. ૧૭૯૦ માં મહાનસિંહે ચટવા જાતના જબરા મુસલમાન ટોળાના સરદાર ગુલામ મહંમદના મંચાર નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. મહાનસિંહને હમેશ આ જાતની જોડે લડાઇઓજ ચાલતી. આ મુસલમાન સરદારનો કાકો હસમતખાન રણજીતસિંહના હાથી પર ચઢી ગયો; અને જો એના એક સિપાઇએ એને મારીને નીચે પાડયો ન હોત તો એ રણજીતસિંહને મારી જ નાંખતો હતો. આમ થયું હોત તો હિંદુસ્તાન અને ઇંગ્લાંડનો ઇતિહાસ ઘણો જૂદો તરેહનો હોત. બાપના મરણથી રણજીતસિંહના ઉદયની

આશા અસ્ત થવા જેવું થયું, પરંતુ એની સાસુ સદાકુંવરને લીધે એને લાભ થયો. આ બાઇ ઘણીજ અક્કલમંદ, શક્તિવાળી અને પોતાના વર ગુરૂબક્ષસિંહના મરણને લીધે કનૈયા મિસલની આગેવાન બની હતી. એણે પોતાનુ ચાલે તેટલું કરીને નિશ્ચય કર્યો કે બધી સત્તા પોતાના કાબુમાં લઇને સક્કરચખીયા અને કનૈયા બન્ને મિસલના એકત્ર બળવડે સબળા પ્રતિસ્પર્ધિઓને જેર કરવા. પ્રથમ તો એણે રામઘઢીઆઓ જેઓ બટાળના ઉપર હુમલો કરવામાં સામીલ હતા તેમના ઉપર બટાળની લડાઇમાં માર્યા ગયેલા પોતાના સ્વામી ગુરૂબક્ષસિંહનું વેર લેવાનો ઠરાવ કર્યો. પોતાનાં અને રણજીતસિંહના લશ્કરો એકઠાં કરીને ઈ. સ. ૧૭૯૬ માં રામઘઢીઆઓના સરદાર જસાસિંહને બીઆને કાઠે આવેલા તેના મિયાણીના કિલ્લામાં ઘેર્યો. કેટલીકવાર બચાવ કરીને એણે અમૃતસરના મુખ્ય ધર્મગુરૂ સાહેબસિંહ બેડીની મદદ માગી, બેડીએ સદાકુંવરને તાત્કાલ ઘેરો ઉઠાવી લેવાનો હુકમ મોકલ્યો. સદાકુંવરે જોયું કે શત્રુ ખરેખરો સપડાયો છે, એટલે એણે એ હુકમ માન્યો નહિ જસાસિંહે ફરીથી ધર્મગુરૂ પાસે તાકીદે મદદ માગી. ગુરૂએ કહાવ્યું કે એઓ મારૂં કહેવું નહિ માને, પણ ઇશ્વર પોતે તારી મદદ કરશે. એમ બન્યું કે તેજ રાત્રે બીઆસ નદીમાં એકાએક પૂર આવ્યું, અને કનૈયા મિસલના કાંપનો મ[illegible] ભાગ, ઘણાં માણસો, ઘોડા અને ઉંટ તણાઇ ગયાં. સદાકુંવર અને રણજીતસિંહ મહા મહેનતે ઉગર્યા, અને ગુજરાનવાળ ગયા

આ [illegible]થી રણજીતસિંહમાં જે સ્વાભાવિક યુદ્ધપ્રેમ હતો, તેનો [illegible] થયો હશે એમ જણાય છે, પોતાની મા અને સાસુ બન્નેના

કબજામાંથી નીકળીને પોતે સ્વતંત્રતાથી વર્તવાનો નિશ્ચય કર્યો. માને તો સહેલાઇથી પતવી દીધી. રણજીતસિંહની મા એક વિષયાસક્ત સ્ત્રી હતી, અને એના ઘણા યાર હતા. તે યારોમાં રણજીતસિંહની નાની વયમાં જાગીરોનો વહીવટ કરનાર દિવાન લખપતરાય એ મુખ્ય હતો. દિવાન લખપતરાયને રણજીતસિંહે જોખમ ભરેલી સ્વારી ઉપર કૈથલ મોકલ્યો, જ્યાં અગાડી એ મરાયો. કેટલાક કહે છે કે રણજીતસિંહની સલવાદીથી એમ બન્યું હતું, અને એની મા ગુમ થઈ ગઈ. કોઈ કહેછે કે એણે પોતાને હાથે એને મારી નાંખી અને કોઈ કહે છે કે એને એણે ઝેર દેવરાવ્યું. પરંતુ આ વાતો એના જે ગુણ આપણે જાણીએ છીએ, તેનાથી ઉલટી લાગે છે. સામ સામી લડાઈ સિવાય જૂલમ કરવાનો એને ઘણોજ કંટાળો હતો. તેમજ સ્ત્રી જાતિને માટે એને બીલકુલ દરકાર નહોતી. ખટપટ કરીને આડે આવ્યા ન કરે માટે મહતાબકુંવરને વખતે કિલ્લામાં પુરી રાખી હશે જ્યાં તેનું થોડા દિવસમાં મૃત્યુ થયું હશે.

માના કરતાં સાસુ સદાકુંવરની ધુંસરીમાંથી છુટવું વધારે કઠણ હતું. રણજીતસિંહના મનમાં પ્રથમતો એમ લાગ્યું કે પોતે એ કરવાને જોઇએ તેટલો બળવાન નથી. સદાકુંવરે રણજીતસિંહને બીલકૂલ કેળવણી આપી નહોતી, અને વિષયાસક્તપણામાં અને મોજમજાહમાં પડે એમ કર્યું હતું. દુર્ભાગ્યે હિંદુસ્થાનમાં તરૂણ રાજકુમારોની સત્તાનો ઉપયોગ કરવાની આકાંક્ષા રાખનારા તેમના મુસાહેબો તેમની શક્તિનો નાશ કરવાને એજ ઉપાય કામે લગાડેછે. ખંડિયાં રાજ્યોમાં આવી આવી ખટપટ રોજ ઉત્પન્ન થાયછે, અને પરિણામ પણ આવાંજ નીકળે છે. ખટપટનો ફડચો કરતાં વખતે રેસિડેન્ટોને

ઘણીજ તદબીર અને હિંમત વાપરવી પડેછે. ઇંગ્લાંડના હિંદુસ્થાનના વજીરો આવા કજિયાના સંબધે વખતે ઘણી બીકથી વર્તેછે.

પરંતુ રણજીતસિંહતું મન અને તન ઘણુંજ સબળ હતું. એશઆરામથી એનું મન સદાને માટે બગડી જાય એવું નહોતું, તેમજ એતું શરીર વર્ષોનાં વર્ષો સુધી જાથુનો હદ બહાર અને અમિત મોજશોખનો ઘસારો ખમી શકે એવું હતુ. હિંદુસ્થાનપર વારંવાર હુમલો લાવનાર **અહમદશાહનો** પૌત્ર **શાહઝમાન** પોતાના વડવાના જીતેલા પ્રાંતો પાછા લેવાને ચઢી આવ્યો. આ વખતે પોતાનું પરાક્રમ બતાવવાનો રણજીતસિંહને ખાસ અવસર મળ્યો. ઇ. સ. ૧૭૯૩માં **તૈમુર** પછી **શાહઝમાન** ગાદી ઉપર બેઠો, અને બે વર્ષ પછી એણે **પંજાબપર** ચડાઇ કરી. આ વર્ષેતો દક્ષિણમાં **જેલમ** નદી સુધીજ જઇને એ પાછો ફર્યો. પરંતુ ઈ. સ. ૧૭૯૭ અને સારપછીના વર્ષમાં એને વધારે જીત મળી. **સીખ** લોકોની તરફથી કાંઇ જબરો પ્રતિરોધ થયા સિવાય એણે **લાહોર** સર કર્યું. **સીખ** લોકો પોતાની રીત મુજબ **અફઘાન** લશ્કરના પછવાડેના ભાગને અગર છુટાં પડેલાં માણસોને કાપી નાંખતા, અને સરંજામ લૂટતા, પરંતુ લડાઇ કરવા સામા ઉભા રહેતા નહી. કેટલાક **સીખ** સરદારોને એમ લાગ્યું કે **શાહઝમાનની** જોડે સારૂં રાખ્યું હોયતો ઠીક, અને તેઓએ **લાહોરમાં** એને નઝર આપી. **અફઘાનોની** સ્વારીનો લાભ લઇને રણજીતસિંહે **શતલજની** દક્ષિણના મૂલકપર દરોડા પાડયા. તે પોતાનાં માણસોને આ પ્રમાણે દરોડા પાડવા મોકલી પોતે **શાહઝમાનને** કાંઇ કુટુંબ સંબધી કામને લીધે પાછું જવું પડયું, ત્યારે પાછો **લાહોર** ગયો. સુભાગ્યે એવો એક બનાવ બન્યો કે જેથી એને **લા-**

હોર મળ્યું. જેલમ નદીમાં રેલ આવી હતી, અને તેવી વખતે ઉતરતાં શાહઝમાનની બાર તોપો ખોવાઇ ગઈ. એ તોપો કાઢે ત્યાં સુધી એનાથી થોભાય એમ ન હતું, માટે એણે રણજીતસિંહ જે નદીના એ પ્રદેશનો માલીક હતો તેને કહ્યું કે એ તોપો કઢાવીને મને મોકલશો, તો હું તમને લાહોર અને આજુબાજુનો પ્રદેશ, તેમજ રાજાનો ઇલકાબ આપીશ. રણજીતસિંહે આ કામ માથે લીધું, અને આઠ તોપો કાઢીને પેશાવર મોકલી. શાહઝમાને પોતાનું વચન પાળ્યું; પરંતુ તેની બક્ષિસ નામની હતી, કેમકે રણજીતસિંહથી જીતી લેવાય તોજ એને મળે એમ હતું.

લાહોર શેહેર બે હજાર વર્ષ થયાં રાજધાનીનું શેહેર ગણાતું આવ્યું છે. સીખ સરદારો આ શેહેર જીતી લેવાને હમેશ ઉત્સુક માલૂમ પડયા છે. અઢારમા સૈકામાંતો આના હાથમાંથી આના હાથમાં એ પ્રમાણે ઘણીએ વાર એ શહેરની હકુમત બદલાઇ છે. છેવટે ઈ. સ. ૧૭૬૪ માં લેહનાસિંહ અને ગુજ્જરસિંહ નામના ભંગડ મિસલના છાતીધડા સરદારોએ અંધારી રાત્રે પાણી જવાની મોરીને રસ્તે શેહેરમાં પેસીને ત્યાંના નાયબસૂબાને નાચની મિજલસમાંથી પકડીને કેદ કર્યો, અને વહાણું વહાતા પહેલાંતો આખા શહેરને તાબે કરી લીધું. તેમણે શેહેરના ત્રણ ભાગકરીને માંહોમાંહે વહેંચી લીધા. એક ભાગ સરદાર શોભાસિંહને મળ્યો. આ સરદાર મસલતમાં સામિલ હતો, પણ બરોબર વખતસર આવી શકયો નહતો. આ બનાવ પછી ત્રણ વર્ષે અહમદશાહે પંજાબપર છેલ્લી સ્વારી કરી. તે વખતે લાહોર પાછું લેવાને લઢવાનું મન ન હોવાથી એણે લેહનાસિંહને કાયમ કર્યો. જે વખતે ઉપર કહ્યું તેમ રણજીતસિંહને લાહોર

મળ્યું, તે વખતે આ ભાગીદારોના છોકરાઓની લાહોરમાં હકુમત હતી, પરંતુ લેહનાસિંહ અને શોભાસિંહના છોકરા લફંગા અને વિર્યહીન હતા, અને ત્રીજાનો છોકરો જે લગીર શક્તિવાળો હતો, તે લાહોરમાં હાજર નહતો. એઓ લોકોને ખુબ નીચોવતા, તેથી લોકોને એમનું રાજ્ય પસંદ ન હતું. અને રણજીતસિંહને માલુમ પડયું કે જો પોતે ચડાઇ લઇ જશે, તો લોકો એને પોતાના દુઃખભંજન તરીકે ગાનશે. આથી જબરૂં લશ્કર લઇને રણજીતસિંહ લાહોર ગયો; લોકોએ એને માટે દરવાજા ઉઘાડી નાંખ્યા; અને પેલા સરદારો સહેજ પણ સામા થયા સિવાય નાઠા.

ઈ. સ. ૧૭૯૯ માં શાહઝમાન તરફથી રાજાના ઇલ્કાબ સહિત લાહોર મળવાને લીધે રણજીતસિંહ ઘણો જબરો સરદાર થઈ પડયો. આ વખતે એની ઉંમર વીશ બર્ષની હતી. એના આ વિજયને લીધે સીખ સરદારોને બીક લાગી, અને ભંગડ મિસલ પોતાના ગયેલા મુખ્ય નગરનું વેર લેવાને એક પગે થઈ રહી. બીજે વર્ષે એની સામા થવાને કેટલાક સરદારોએ સંપ કર્યો. આ સંપમાં રામધડીઆ જસાસિંહ અને ભંગડ સાહેબસિંહ તેમ ગુલાબસિંહ વગેરે મુખ્ય હતા. ભાસીન અગાડી વિષ્ટિ કરવાને મળવાનું હતું, તે વખતે એને મારી નાંખવો એવો ઠરાવ હતો; પરંતુ રણજીતસિંહ એમ પાસમાં આવે તેવો નહોતો. એ પોતાની જોડે એટલું બધું લશ્કર લઇને ભાસીન ગયો કે કાવત્રું અમલમાં લાવવાની હિંમતજ ચાલે નહિ. બે મહિના સુધી મિજબાનીઓ અને શિકારની મોજ ઉડાવીને પોતે લાહોર પાછો ગયો. પોતાને મારી નાંખવાની ભંગડોની બદઘાનતની એને ખબર હતી, અને પોતે પહેલ કરવાનો

નિશ્ચય કર્યો. ભંગડોનું મુખ્ય સ્થળ અમૃતસર હતું. ઈ. સ. ૧૮૦૨ માં એણે ઝમઝમ નામની પ્રખ્યાત તોપ માગવાને અમૃતસર માણસો મોકલ્યાં. આ તોપ ઈ. સ. ૧૭૬૪ માં લાહોર લીધું તે વખતે એમના દાદા ચરતસિંહના ભાગમાં આવી હતી. ભંગડોએ આપવાની ના કહી, અને રણજીતસિંહે એમના મૂલકપર સ્વારી કરી. અમૃતસરપર હલ્લાં કરીને એમને નસાડયા. એઓ રામઘઢીઆઓની હુંફમાં નાઠા. આ લોકોનો પણ અમૃતસરમાં ભાગ હતો. રણજીતસિંહે એમની બધી જાગીર કબજે કરી લીધી.

આ બહાદૂરી ભરેલા વિજયથી સીખ લોકોનાં બન્ને મોટાં નગર રણજીતસિંહના હાથમાં આવ્યાં. લાહોર રાજધાનીનું શેહેર હતું એમ કહી ગયા, અને અમૃતસર ધર્મનું મુખ્ય ધામ હતું પોતાની ધારણા પ્રમાણે વિજયો પ્રાપ્ત કરવાને હવે એને કોઇની બીક નહોતી. કેમકે કનૈયાની મિસલ જે જબરી ગણાતી, એતો એના હાથમાંજ હતી; તેમજ પ્રખ્યાત રામઘઢીઆ સરદાર જસાસિંહની ઉમર વૃદ્ધ થઇ હતી, અને એ નબળો થઇ ગયો હતો. રણજીતસિંહ જાણતો હતો કે હવે થોડા સમયમાં એની જાગીરો પચાવી પડવાંમાં વાંધો નહિ આવે. ત્યારપછીના વર્ષમાં સરદાર જસાસિંહ મરી ગયો અને એનો મોટો દિકરો જોધસિંહ એના મુલકનો માલિક થયો. એ જોધસિંહ શૂરો, પરંતુ ઓલીઓ હતો, અને +મહારાજાનો એવો તો એકનિષ્ઠ ભક્ત થયો કે એની જાગીર લેવી એના જેવું બીજું કશું લુચ્ચાઇ ભર્યું ગણાય નહિ. એણે પોતે મહારાજાનો ધાડો મિત્ર રહેવાના સોગંદ ખાધા મહારાજા એને ખૂબ ફુલાવતા અને પટાવતા. મહારાજાએ અમૃ-

+ હવેથી અમે રણજીતસિંહને મહારાજા કહીશું.

તસરમાં પોતાની જાગીર ઉપર રામધઢીઆના જેવાજ ધાટનો ગોવિંદગઢ નામનો નવો મજબૂત કિલ્લો બાંધ્યો. જોધસિંહ મહારાજાની સાથે ધણી સ્વારીઓમાં ગયો હતો. ઈ. સ. ૧૮૧૬માં જોધસિંહના મરણ પછી જ્યારે એના વારસો માંહોમાંહે લઢવા લાગ્યા, ત્યારેજ મહારાજાએ અમૃતસરપર ચઢાઇ કરી. કટાકટીની લડાઇ પછી એણે કિલ્લો સર કર્યો, અને એને નારાજ કર્યો. આ સિવાય બીજા આશરે એકસો નાના નાના કિલ્લા એણે સર કર્યા અને અમૃતસર, જાલંધર અને ગુરદાસપૂરની એ મિસલની સઘળી વિશાળ જાગીરો જપ્ત કરી. જીતાયલા કુટુંબના વડાઓને એણે મોટી મોટી જાગીરો અને લશ્કરમાં અથવા પોતાની ખાસ તહેનાતમાં મોટી મોટી આબરૂ ભરેલી પદવીઓ આપી.

ઈ. સ. ૧૮૧૦ માં નકાઇ મિસલને તોડી પાડી હતી. આપણે જાણીએ છીએ કે રણજીતસિંહ ઇ. સ. ૧૮૦૨ માં નકાઈ મિસલમાં પરણ્યા હતા, અને એ રાણીને પેટે એને છોકરો થયો હતો. એનું ખરૂં સંતાન એજ હતું. પરંતુ આ સંબંધથી એ મિસલને કાંઇ લાભ થયો નહિ. ઇ. સ. ૧૮૦૭ માં રાણી રાજકુંવરનો ભત્રિજો એ મિસલનો આગેવાન થયો, ત્યારે મહારાજાએ એને પોતાની પાસે આવીને દરબારમાં રહેવાને ઘણો લલચાવ્યો, પરંતુ કાનસિંહ પક્કો હતો. એણે જાણ્યું કે જો એકવાર ગયા તો પાછું ફરવું દુર્લભ છે. તેથી દરબારમાં રહેવાની માનભરેલી પદવી લેવાને એણે ઘસીને ના પાડી. તોપણ કંઇ વળ્યું નહિ. એની જાગીરો કસુર, ચુનીઆન, અને ધોગેઇરામાં હતી. આ જાગીરો લાહોરની છેક પાસે આવેલી હોવાથી બચાવી શકાય એવું નહોતું. મહારાજા રાજ્ય વધારવાને કેવી રીતિ

વાપરતા, તે આ દાખલાપરથી ખુલ્લું જણાય છે. આ જાગીરો લેવાનું કશું પણ બહાનું નહોતું. ફાનસિંહ એમનો નજીકનો સગો હોઇને એણે કશી છેડતી કરી નહોતી. જોવા જઇએ તો પોતાની જાગીરનું રક્ષણ કરવા જેટલી એનામાં શક્તિ નહોતી, તે સિવાય એનો બીજો કશો વાંક નહોતો.

જબરી કનૈયા મિસલ સૌથી છેલ્લી મહારાજાના હાથમાં આવી. અમે કહી ગયા છીએ કે એની સાસુમાઈ સદાકુંવર આ મિસલની આગેવાન હતી. આ બાઇએ મહારાજાને શેરસિંહ અને તારાસિંહ નામના બે બનાવટ દીકરા પોતાની દીકરી મહતાબકુંવરને પેટે એમનાથી થયેલા તરીકે વળગાડી દીધા હતા, એ વાત પ્રથમ કહી ગયા છીએ. અમુક રાજકિય કારણને લીધે મહારાજાએ, જાણ્યા છતાં પણ પોતાના તરીકે તેમને કબૂલ રાખ્યા હતા. લાગ ફાવે ત્યાને એની ખટપટ એને પૂણે, એમ મહારાજાએ કરવું ધાર્યું હતું. યુસફજી લોકોની સામે હુઝારાપર મોકલેલા લશકરનો નામનો સરદાર બનાવીને શેરસિંહને મોકલ્યો હતો. આ લડાઇમાં શુરવીર દિવાન રામદયાળનું મૃત્યુ થયું હતું. આ વખતે શેરસિંહનું વય બાર વર્ષનું હતું. આ સ્વારીમાં શેરસિંહે સારી વર્ત્તણુંક ચલાવી હતી, એમ કહેવાય છે. મહારાજાને આ વખતે બહાનું મળ્યું. એ જ્યારે પાછો આવ્યો ત્યારે મહારાજાએ માઇ સદાકુંવરને કહાવ્યું કે હવે તમારા દોહિત્રને બધું સોંપીને તમારો ઈશ્વર ભજન કરવાનો સમય છે. શેરસિંહને ગાઇ સદાકુંવરે પોતાનો વારસ ઠરાવ્યો હતો.

આ વખતે આ વૃદ્ધ સ્ત્રી લાહોરથી થોડે દૂર શાહદહેરામાં છાવણી નાંખીને પડી હતી. એની મરજી કાંઇ આ પ્રમાણે કરવાની

ન હતી. પરંતુ ના કહેવાનું ફળ નઠારૂં થશે, તે એ સારી પેઠે સમજતી હતી, માટે એણે સમય જોઇને વર્તવાનો નિશ્ચય કર્યો. પોતાના ગામ બટાળમાં આવીને એણે ઇંગ્રેજોને કહેણ કહાવવા માંડયાં કે મને સતલજની આ પારનાં સંસ્થાનોમાં રહેવા દો, અને મારૂં રક્ષણ કરો. મહારાજાને આ છક્કાપંઝાની ખબર પડી. એણે માઇ સદાકુંવરને પોતાની પાસે તેડાવી, ખૂબ ધમકી દઇને એને પોતાનો હુકમ કહી સંભળાવ્યો. માઈ સદાકુંવર તેજ રાત્રે બંધ મ્યાનામાં બેશીને જતી રહી. પરંતુ પકડવા મોકલેલા લશ્કરના હાથમાં સપડાઇ ગઈ. એને એક કિલ્લામાં રાખવામાં આવી. ને ત્યાં એનું થોડી મુદ્દત પછી મૃત્યુ થયું. મહારાજાએ એની મોટી જાગીર કોઇપણ અડચણ વગર કબજે કરી લીધી. માત્ર અટલગઢ નામનો એક કિલ્લો એની એક સ્ત્રીએ બહાદૂરીથી ટકાવી રાખ્યો હતો. મકેરીનો કિલ્લો લેતાં દિવાન દેવીચંદને બહુ મુસ્કેલી પડી હતી. બટાળ શેરસિંહને જાગીરમાં આપ્યું. આ પ્રમાણે ખોટા કુંવર ઉભા કરનાર આ પક્કી સ્ત્રી બીજાને માટે ખોદેલા ખાડામાં પોતેજ પડી. ગમે તેમ હોય પણ મહારાજાની જોડે માઈસદાકુંવર ઘણીજ સારી રીતે વર્તી હતી, એ ભૂલી જવું ન જોઇએ. એનો પૈસો અને એનાં માણસો હતાં તો મહારાજા લાહોર અને અમૃતસર સર કરી શક્યા. અને એ હતી તોજ તેમના પિતાના મરણ પછીનાં વર્ષોમાં એ ઉગર્યા; એ ન હોત તો ભારે પડત, એમાં કાંઈ શક નથી. આમ છતાં પણ મહારાજાની એની પ્રતિની વર્તણુંક ઘણીજ નીચતા ભરેલી હતી.



# પ્રકરણ ૯ મું.

## ઇંગ્રેજો અને સતલજની આ પારનો મુલક.

ઈંગ્રેજો-રાજકર્ત્તા-ઇસ્ટિઇન્ડિઆ કંપની સાથેજ માત્ર રણજીતસિંહની દોસ્તી તૂટયા સિવાય મક્કમ રહી હતી. ઇંગ્રેજોની સાથેનો સંબંધ તોડી નાંખવાનો એણે કદિએ પ્રયત્ન કર્યો નહોતો. ચાલુ સૈકાના આરંભનાં વર્ષોમાં પોતાના નવા પડોસીઓની સાથે કેમ વર્ત્તવું એને માટે એનું મન ઢચુપચુ હતું, અને ઇ. સ. ૧૮૦૮ ના ડીસેંબરમાં એણે ઈસ્ટઇન્ડિઆ કંપનીની સાથે લડાઇ કરવાનો લગભગ નિશ્ચય કર્યો હતો. પણ આ વખતે એને ઇંગ્રેજોની શક્તિ અને રાજરીતિનું જ્ઞાન ન હતું. છેવટે ઈ.સ. ૧૮૦૯માં ઈસ્ટિઇન્ડિઆ કંપની અને મહારાજાની વચ્ચે કરારનામું થયું. આ કરારનામાની રૂએ એણે સતલજની આ પારના સરદારો ઉપરથી પોતાનો અધિકાર તદ્દન ઉઠાવી લીધો. વળી એકવાર એના અને ઇંગ્રેજોના હક્ક આ પ્રમાણે નક્કી થયા કે પછી ત્રીશત્રીશ વર્ષ સુધી આ કરાર એણે નિખાલસપણાથી પાળ્યો, અને ઇંગ્રેજોનો દૃઢ મિત્ર રહ્યો. ઇંગ્રેજી રાજ્યના વચન ઉપર એણે ઘણોજ વિશ્વાસ રાખ્યો હતો. એના જેવો વહેમી અને સારાસારનો વિચાર કર્યા વગર પોતાનોજ લાભ તપાસે એવો આદમી, આમ ભરોંસો રાખે, એ અજાયબ લાગેછે. પરંતુ આમ વર્તીને પોતે કેવો રાજનીતિજ્ઞ પુરૂષ હતો, એ એણે ખુલ્લી રીતે બતાવી આપ્યું છે. તેમજ બ્રિટિશ રાજ્યે પણ એના વિશ્વાસનો ઘાત કર્યો નથી. તેમણે મહારાજાની સાથે નિખાલસ મૈત્રી રાખી છે. વાયવ્ય પ્રાંતના ડુંગરી રસ્તાઓની પેલીમેરનાં અજાણ્યાં રાજ્યો અને

હિંદુસ્થાનમાં પોતાના થાળે પડ્યા વગરના રાજ્યની વચ્ચે રણજીતસિંહનું રાજ્ય એક રીતે ઢાલ જેવું થઈ પડયું હતું. એ તરફના ડુંગરોને રસ્તે ભારતખંડપર પરદેશી હુમલા આવતા. ઇંગ્રેજોએ રણજીતસિંહસામે કદિએ દૂશ્મનાઈ ભરેલું એકે પગલું ભર્યું નથી. લાહોરના પંજાબી રાજ્યનો નાશ થયો છે, એ વાત ખરી; પરંતુ તે નાશ કાંઈ બ્રિટિશ રાજ્યનો એના ઉપર ડોળો હતો, તેથી થયો, એમ નથી; પણ લાહોર દરબારમાં પોતામાં સળો હોવાને લીધેજ થયોછે.

સતલજની આ પારનાં સંસ્થાનો તથા રણજીતસિંહની જોડે બ્રિટિશ સરકારનો પ્રથમ સંબંધ શીરીતે થયો, એ વાત ભારતખંડના ઇતિહાસમાં ઘણી શીખામણ લેવા જેવી છે; છતાં બહુ લંબાણના ભયથી અમે અહિં એનું સવિસ્તર બ્યાન આપી શકતા નથી. ફ્રેંચ સેનાપતિઓના હાથ નીચે સારાં કવાયતી લશ્કરવાળી મરાઠાની સત્તાના ઉદ્ભવની અને જૉર્જ ટૉમસ નામના ઇંગ્રેજના સાહસિક પરાક્રમોની જોડે આ બાબતને ઘણો નિકટનો સંબંધ છે. આ માણસોએ બહાદૂરી અને નિડરતાથી ઉત્તર હિંદુસ્થાનમાં પોતે રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો, અને ખરેખાત તેમાં કેટલેક દરજ્જે ફતેહ પણ પામ્યો હતો. આ બાબતોનું અમે માત્ર દિગ્દર્શનજ* કરાવી શકીશું.

આ સૈકાના આરંભમાં બ્રિટિશ રાજ્ય સમુદ્રના જુવાળની પેઠે હિંદુસ્થાનપર ધસ્યું જતું હતું; નકશાઓમાં બ્રિટિશ રાજ્યની સીમા રાતી લીટીથી બતાવાય છે. અને ખરેખાત રણજીતસિંહે

---

* જુઓ આ વિષયના વિગતવાર વર્ણન સારૂ સર લેપલગ્રીફીનના પંજાબના રાજા,' એ પુસ્તકની બીજી આવૃતિમાં પૃષ્ટ.૯૩-૧૦૩

પોતેજ આગાહી કરી હતી, કે આખું હિંદુસ્થાન કાળે કરીને રાતું થઇ જશે, એટલે કે બ્રિટીશ સત્તા નીચે આવી જશે. બંગાળા, બનારસ, અયોધ્યા, કાનપૂર, ફરૂકાબાદ, અલ્લહાબાદ, બધાં એક પછી એક બ્રિટિશ હકુમત નીચે આવ્યાં હતાં. છેવટે ઇ.સ. ૧૮૦૩ ના સપ્ટેંબરની ૧૧ મી તારીખે બુર્કિનની સરદારી નીચેના મરાઠા સૈન્યને જનરલ લેકે દિલ્હીના કોટની અગાડી હરાવ્યું, અને ચાર દિવસ પછી જીતનાર દાખલ હિંદુસ્થાનના પાયતખ્તમાં દાખલ થયો. નવેંબરની પહેલી તારીખે મરાઠાઓએ લાસ્વારીના રણક્ષેત્ર ઉપર જબરી હાર ખાધી. સિરજીઅંજે ગામની સંધિની રૂએ સિંધિયાએ સિરસા, હિસાર, રોટક, દિલ્હી, ગુરગાંવ અને આગ્રા એટલું બ્રિટિશ રાજ્યને આપ્યું. છેક ઇ. સ. ૧૮૦૯ સુધી પહેલાં ત્રણ બ્રિટિશ હકૂમત તળે લીધાં નહોતાં.

સતલજની આ પારના સરદારોના શત્રુ જૉર્જ થોમસને જનરલ બુર્કિનને હરાવ્યો હતો, તેથી એઓ મરાઠાઓના મિત્ર થયા હતા. મરાઠાના પક્ષમાં રહીને એઓ દિલ્હીની લડાઇમાં ઇંગ્રેજો સામે લડ્યા હતા. આપણા બળનો એમને ખરો ખ્યાલ ન હતો. ઇ. સ. ૧૮૦૪ ની આખી સાલમાં એમણે જમનાની આજુબાજુના પ્રદેશમાં ઘણો ત્રાસ વર્તાવ્યો હતો, અને છેક દિલ્હીના કોટ સુધી લૂટફાટ કરતા. પરંતુ ૧૮૦૪ ના ડીસેબર માસમાં કર્નલ બર્ને એમને સખત સિકસ્ત આપી. ત્યાર પછી તેઓ ડહાપણ ધારીને જમના ઓળંગીને બીજી તરફ ગયા, અને એમના બે મુખ્ય સરદારો ઝીંદના રાજા ભાગસિંહ અને કૈથલના ભાઇલાલસિંહ ઇંગ્રેજી લશ્કરમાં જોડાયા, અને ત્યાર પછી ઇંગ્રેજોના અડગ મિત્ર થઇ રહ્યા.

ઈ. સ. ૧૮૦૪ ના અકટોબરમાં કર્નલ મોન્સનનાં લશ્કરપર ફતેહ મેળવ્યા પછી જસવંતરાવ હોલ્કરે ઘણા લશ્કર સહિત દિલ્હીને ઘેરો ઘાલ્યો. પરંતુ કર્નલ આક્ટરલોની અને કર્નલ બર્ને એને પાછો હઠાવ્યો. બે મહિના પછી ડીગ અને ફતેગઢ પાસે જનરલ લેક અને કર્નલ ફ્રેઝરે મરાઠાઓને ભારી કતલ ચલાવીને ઉભી પૂછડીએ નસાડયા. હોલ્કર લશ્કર વગરનો થઈ પડયો. સતલજની દક્ષિણે એણે લશ્કર ઉભું કરવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. ત્યાંથી પોતે સીખ સરદારોની મદદ સારૂ ઉત્તરમાં ગયો. સીખ લોકોની મદદ સિંધીઆના કરતાં સબળ હોય કે નહિ, પણ વધારે વિશ્વાસનીય હતી. સિંધીયા ઉપરથી મૈત્રીનું ડોળ રાખ્યા છતાં અંતઃકરણથી એનો દુશ્મન હતો. મદદની આશાએ જશવંતરાવ પતીઆળામાં કેટલાક મહિના રહ્યો, પરંતુ ત્યાંના મહારાજાને એને મદદ કરીને જોખમમાં ઉતરવું યોગ્ય લાગ્યું નહિ. બીજા સરદારો પણ સમય જોઇને ડહાપણ વાપરી ગયા. છેવટે ઇ. સ. ૧૮૦૫માં જનરલ લેક હોલ્કરની સામા ફરીને ચઢયો. તેથી એ નાશીને અમૃતસર ગયો, અને ત્યાં મહારાજા રણજીતસિંહની મદદ મેળવવા યત્ન કર્યો. મહારાજાના મનમાં એને મદદ કરવાનું ઘણું હતું. જો એમ બન્યું હોત તો મહારાજા અને ઇંગ્રેજ વચ્ચે તુરત ચકમક ઝરત. પણ એમના સલાહકારો ઝીંદના રાજા અને ફતેહસિંહ અલુવાલીઆ એમણે મહારાજાનું મન ફેરવ્યું. લૉર્ડ લેક હોલ્કરની પછવાડે બીયા નદી સુધી ગયો, અને જો ગવર્નર જનરલે એકદમ સલાહ કરી દેવાનો નિશ્ચય કર્યો ન હોત તો બ્રિટિશ રાજ્યના અસાર સુધી થયેલા શત્રુઓમાં કટ્ટામાં કટ્ટો શત્રુ હોલ્કર છેક અટવાઈ જાત. દૂર છતાં પણ

વખતો વખત લંડનમાં કોર્ટ ઑફ ડાયરેકટર ભયભીત થતી. તેમ આ વખતે પણ કોર્ટ આફ ડાયરેકટર ભયભીત થઈ ગઇ હતી. ગવરનર જનરલના શિરોમણિ લોર્ડ વેલેસ્લીની બહાદુરી ભરી રાજરીતિથી એ લોકો ગભરાઈ ગયા, અને એ રાજરીતિ ફેરવી નાંખવા સારૂ નબળા કાર્નવાલીસને ગવર્નર જનરલ કરીને મોકલ્યો.

ગમે તેમ કરીને શાંતિ કરવી, એમાં ડહાપણ છે, એવું મૂર્ખાઇ ભરેલું એનું ધારવું હતું. હોલકરની સાથે કરાર થયા. આ કરારની રૂએ એનો જીતી લીધેલો ઘણો મુલક એને પાછો આપ્યો, અને ઈ. સ. ૧૮૦૬ ના જાન્યુઆરીની ૧ લી તારીખે રણજીતસિંહ અને અલુવાલીઆ સરદારની સાથે પણ એક વધારાનો કરાર થયો. ઑનરેબલ ઇસ્ટઇંન્ડિઆ કંપની અને સીખ સરદારો, મહારાજા રણજીતસિંહ અને અલુવાલીઆ બંને એક બીજાના મિત્રો થયા. એઓ કંપની સરકારના દુશ્મન જશવંતરાવ હોલ્કરને તરત કાઢે, એની સાથે કોઈ પણ તરેહનો સંબંધ ન રાખે, અને એને લસ્કરની તથા કોઇ પણ પ્રકારની મદદ ન કરે; અને જ્યાં સુધી આ સરદારો ઇંગ્રેજના દુશ્મનો સાથે કોઇ તરેહનો દોસ્તી સંબંધ ન રાખે, અને પોતે પણ ઇંગ્રેજોના મુલકમાં પગ ન મુકે, ત્યાંસુધી એમનું રાજ્ય અગર કોઈ પણ મુલક લેઇ લેવાનો ઇંગ્રેજો બીલકુલ પ્રયત્ન ન કરે, એવું બ્રિટિશ સરકારે પોતાની તરફથી વચન આપ્યું.

આ કરારથી હોલ્કર પંજાબમાંથી ખસ્યો. વસ્તુતઃ સતલજની ઉત્તરનાં સંસ્થાનોમાં મહારાજા ગમે તે કરે, તેમાં ઇંગ્રેજો માથું ન ઘાલે, એમ થયું. હજુ સતલજની દક્ષિણ તરફના સીખ મુલકની કાંઇ ગોઠવણ થઇ નહોતી. ઇ. સ. ૧૮૦૬ માં લફીયાફુલકીયાં

મિસલની તકરારને લીધે મહારાજાને એ પ્રાંતપર ચડવાની ઇચ્છા થઈ. આ કમનસીબ મુલકની સ્થિતિ ઘણીજ દુઃખ ભરેલી હતી. ઇ. સ. ૧૮૦૩ માં ઇંગ્રેજોએ દિલ્લી લીધું હતું, એ ઉપર કહી ગયા છીએ. સીખ સ્વસ્થાનો અને દિલ્લીની વચ્ચે આવેલા મુલકની સ્થિતિતો ઘણીજ નઠારી હતી. આ પ્રદેશમાંના સીખ તાબાના ખેડુતોની સ્થિતિ પણ એવીજ નઠારી હતી. પોતાના કર્નાલના રિપોર્ટમાં મી. ડી. ઇબેટ્સન નીચે પ્રમાણે લખેછે.

" આ પ્રમાણે ઈ. સ. ૧૮૦૫માં સીખ લોકોની ધમાચકડીના અને મરાઠાઓના અરાજ્યના સમયનો અંત આવ્યો. અહીંના ગામડીઆઓની યાદદાસ્તમાં આ સમયનાં દુઃખો હજુએ તાજાં છે. પાણીપતની દક્ષિણના મુલક ઉપર સીખ અમલ કદીએ મક્કમ બેઠો નહતો. જે ભાગ એમને તાબે હતો, તે મરાઠાના ખંડીયા તરીકે એમની પાસે હતો. પરંતુ આ બધા સમયમાં એ બે પ્રજાઓ આ મુલકનો દાવો કરતી હતી. એના માલીક થવા બન્ને ઇચ્છતા હતા. પણ રક્ષણ કરનાર કોઇ ન હતું, અને તેથી આ મુલક એ બન્ને પ્રજાના મુલકની વચ્ચે ન ધણીઆતા જેવો હતો, જેનામાં જોર અને હિંમત હોય તે પચાવી પડે એમ હતું. છેક ઈ. સ. ૧૭૬૦ માં નાદિરશાહ આ દુઆબને રસ્તે દિલ્લી આવ્યો હતો, કેમકે મરાઠાનાં લશ્કરોની આવજાથી આ દેશ લગભગ ઉજડ થઈ ગયો હતો. આ સ્થળે ખોરાક મળી શકતો નહીં. ૪૦ વર્ષ પછી જ્યારે આપણે એ મુલકનો કબજો લીધો, ત્યારે એના ⅘ કરતાં વધારે ભાગમાં જંગલ ઉગી નીકળ્યું હતું, અને એના રહેવાસીઓ પરાગંદે થયા હતા, અથવા તેમનો નાશ થયો હતો. બાદશાહી નેહેર કેદહાડાનીએ સુ-

કાઈ ગઈ હતી. ખેડવા લાયક જમીનની જગાઓમાં ધાડાં જંગલો ઉગી નીકળ્યાં હતાં. આ જંગલોમાં ચોર, લફંગા માણસો અને રાની હિંસક જનાવરો વસતાં હતાં. છેક ૧૮૨૭માં મી. આર્ચરે લખ્યું છે કે માત્ર થોડાં વર્ષ પહેલાં આ જગાએ એકલાં રાની હિંસક પશુઓ રહેતાં. મોટી સડકની બન્ને બાજુએ ઠેકાણે ઠેકાણે ઉજડ પડેલા ગામમાં ખંડેરો જણાય છે. તે ઉપરથી જબરામાં જબરાં ગામના લોકો પણ જ્યાં આગળ પોતાના બાપદાદા સેંકડો વર્ષોથી વસેલા, તે જગા મુકીને ધાડપાડુઓની નજરની બહાર વસવા જતા, તે જણાઈ આવે છે. વસુલાત સંબંધની ગોઠવણ અને બંદોબસ્ત તો સમુળગો હતોજ નહિ. એક હાથમાં તરવાર લઈને ખેડુતને ખેડવું પડતું. વસુલાત ઉઘરાવનાર લશ્કર લઈને વજે લેવા આવતો, અને જો એને ઠીક ઉઘરાત મળે તો તેની પછી તરતજ વળી બીજો ચઢી આવતો, જે સહેજ સાજ મૂકી પુઠો રહેલું હોય તે લઈ લેતો."

ઈ. સ. ૧૮૦૬માં રણજીતસિંહના કાકા ઝીંદના રાજા ભાગસિંહ અને પતીઆળાના મહારાજાની વચ્ચે જબરો ટંટો થયો. એ ટંટો પતાવવા સારૂ રાજા ભાગસિંહે મહારાજા રણજીતસિંહને બોલાવ્યો, તે ઉપરથી એ વર્ષના જુલાઈની ૨૬ મી તારીખે મોટું લશ્કર લઈને એ સતલજ ઉતરીને આ તરફ આવ્યો. ઇંગ્રેજોને એના આવવાથી ફીકર પેઠી, અને એમણે કર્નાલનાં પોતાનાં લશ્કરમાં વધારો કર્યો, પરંતુ રણજીતસિંહ ઘણો સાવધ હતો. એ ઇંગ્રેજોને દુભવે એવો નહતો. તેણે લુધીઆણા અને ધમગ્રાણનાં શહેર અને મુલક લઈનેજ સંતોષ માન્યો, અને એ બે પણ પોતાના મિત્રોને વહેંચી આપ્યાં. લુધીઆણાનું રાજકુટુંબ ઘણું જૂનું હતું. એઓ મુસલમાન થયેલા

રજપૂતો હતા. આ વખતે એ કુટુંબોમાં માત્ર બે વિધવાઓ હતી. રણજીતસિંહે કાંઇએ આંચકા વગર એમની બધી જાગીરો લઈ લીધી.

બીજે વર્ષે પણ લગભગ એજ સમયે દિવાન મોકમચંદની સરદારી નીચે મોટાં લશ્કર સહિત તે પતીઆળે આવ્યો, અને રાજા સાહેબસિંહ અને એની સ્ત્રીની વચેનો ટંટો પતાવ્યો. આ રાણી આસકુંવર ઘણી પ્રખ્યાત હતી. એણે રણજીતસિંહને સહુથી વધારે લાંચ આપી હતી, અને તેથી આ ચુકાદો એના ધણીના નહિ, પણ એના પોતાના લાભમાં ઉતર્યો હતો. ત્યાંથી પાછા ફરતાં એણે નારાયણગઢ, વડની, મોરીંડા, ઝીરા અને બીજી એવી ઘણી–મુખ્યત્વે કરીને–ફીરોજપૂરમાંની જાગીરો લઈને પોતાનાં માણસોને વહેંચી આપી.

સતલજની આ પારના સીખ સરદારોને હવે માલમ પડયું કે રણજીતસિંહને પોતાનો ટંટો ચુકવવા બોલાવવામાં એમણે ભૂલ કરી હતી. મિસિસ શેલીની ફ્રેંકેન્સ્ટીન નામની વાર્તામાં જેવી રીતે હાડપિંજરને જીવતું કર્યું હતું, અને પછી એ ભુત કબજે રહી શકયો નહતો, એ પ્રમાણે આ સરદારોએ રણજીતસિંહને બોલાવ્યો તો ખરો, પણ પછી એ એમને પોતાનેજ ભારે પડયું. એથી કરીને સન ૧૮૦૮ માં ઝીંદના રાજા, કૈથાલના ભાઈલાલસિંહ, જેઓ ઘણા વગવાળા સરદારો હતા તે અને પતિઆલાના સાહેબસિંહના વકીલ, એઓ બ્રિટીશ સરકાર પોતાનું રક્ષણ કરશે કે નહિ, એ નક્કી કરવા દિલ્હીના રેસિડેન્ટ મી. સીટનની પાસે ગયા. બ્રિટીશ સરકારની મરજી આ સરદારોને મદદ કરવાની હતી, પરંતુ શી રીતે કરીએ તો ઉત્કૃષ્ટ, એ વિશે એમનો નિશ્ચય થયો ન હતો. મહારાજા રણજીતસિંહ સતલજના ઉત્તર કાંઠાથી આમ ન આવે, એમ ઇંગ્રેજોની ઇચ્છા હતી;

પરતુ મહારાજાની ઇચ્છા સઘળા સીખ સંસ્થાનો, પછી તે સતલજની ઉત્તરે અગર દક્ષિણે ગમે ત્યાં હોય, તે બધાંને જીતીને પોતાને તાબે લેવાની હતી. એ પણ એઓ જાણતા હતા. વળી મહારાજાની ઇચ્છાને આમ એકાએક આડે આવવાથી એની દોસ્તી તૂટવાનો એમને ભય લાગતો હતો. એમની દોસ્તી તૂટે અને એ ફ્રેંચ લોકોના પડખામાં ભરાય, એ એમને બિલકુલ ગમતું નહોતું. હાલ હિંદમાં ફ્રેંચ લોકોના માત્ર નજીવાં બે ત્રણ થાણાં છે. હાલ અમારૂં કહેવું અજાયબ જેવું જણાશે પણ આ સૈકાના આરંભમા હિંદુસ્થાનમાં ફ્રેંચ સત્તા કાંઇ ઓરજ હતી.

વેપાર વધારવાને અને પરદેશનાં સંસ્થાનો મેળવવાને ફ્રાન્સ અને ઇંગ્લાડની વચ્ચે તે સમયે સ્પર્ધા ચાલી રહી હતી. બન્ને પ્રજા પોતપોતાના પ્રતિસ્પર્ધિને નીચે પાડીને સરસાઈ મેળવવાને ભગીરથ પ્રયત્ન કરતી હતી. જ્યાં જ્યાં એ બન્ને પ્રજાનાં સસ્થાનો હતાં, ત્યાં ત્યાં બધે આ બાબત યુદ્ધ થતાં. હિંદુસ્થાનમાં પણ ઘણાંજ ઉગ્ર યુદ્ધો આ પ્રસંગે થયાં છે. છેક ઇ. સ. ૧૭૮૩ માં વરસેલ્સની સંધિથી આ વિગ્રહ બંધ પડયો હતો. કોમ્ર્ટ ડબોઇન, પેરોન અને બુર્કિન જેવા કુશળ ફ્રેંચ સરદારોએ મરાઠા જેવા અવ્યવસ્થિત ટોળાને સુશિક્ષીત કવાયતવાળું બનાવ્યુ હતું. એજ પ્રમાણે વેન્ચુરા, આલાર્ડ અને કોર્ટ એમણે આ પછી ચાળીશ વર્ષપર ખાલસાના લશ્કરને સુશિક્ષાત બનાવ્યુ હતુ. આ સંધિ થઇ ત્યારથી આવા આવા ફ્રેંચ સરદારોએજ હિંદુસ્થાનના વતનીઓના મનમા ઇંગ્લાંડવિષે વેર અને ધિક્કાર ઉત્પન્ન કર્યા હતાં. ફ્રાન્સના રાજાના ગુસ્સા કરતાં અને ફ્રાન્સના પ્રજાસત્તાકિઓના ગાડા માણસોના જેવા ક્રોધ કરતાં પણ આ વખતે

એક વધારે ભયંકર બ્હીક પેદા થઈ હતી. મહત્વાકાંક્ષિ નેપોલિઅનના રાજલોભ અને બુદ્ધિબળને લીધે એશિઆ અને યુરોપમાં ભય વ્યાપ્તમાન થઈ રહ્યો હતો. મારેંગો, ઑસ્ટરલિટ્‌ઝ અને જેનાનાં યુદ્ધના પડઘા છેક તેહરાન અને લાહોર સુધી જઈ પહોંચ્યા હતા. એશિઆનાં દરેક રાજ્યો આ પ્રતાપી વિજેતાની સ્વારીઓનાં પરિણામ શાં શાં થશે, તે ઉત્કંઠાથી જોતાં હતાં. પોતાની સ્વારીઓની ત્વરા અને વિજયવડે કરીને નેપોલિયન, મહાન્ સિકંદરની અગર તૈમુર લેનની સ્પર્ધા કરતો હોય, એમ ભાસ થતો હતો.

આ ફિકર પાયાદાર હતી. નેપોલીઅનની રાજતૃષ્ણા સીમા વગરની હતી. હિંદુસ્થાનમાં ફ્રેંચ રાજ્ય પુનઃ સ્થાપવાની એણે ખરા દીલથી દરખાસ્ત કરી હતી. જો ફ્રાન્સે કૃતઘ્ન થઈને તજી દીધાના કરતાં મદદ કરી હોત તો આવી ફ્રેંચ સત્તા હિંદુસ્થાનમાં મહાન ડુપ્લેએ ઘણા દીવસ પહેલાં સ્થાપી હોત. ઈ. સ. ૧૮૦૮ માં ઈરાનમાં સત્તા જમાવીને ત્યાંથી એક પછી એક કાબુલ અને લાહોર જીતી લેવાની નેપોલીયનની ધારણા અમલમાં મુકવાનું એના સામર્થ્યમાં ન હતું. છતાં એની એવી ઈચ્છા છે એટલું જણાવાથીજ ઇંગ્રેજોને ચેન પડતું નહિ. નેપોલિયનનો વગ ન જામે એટલા સારૂજ મી. એલ્ફિન્સ્ટનને કાબુલના દરબારમાં અને મી. સી. ટી. મેટ્‌કાફને મહારાજા રણજીતસિંહના દરબારમાં એલચી તરીકે મોકલ્યા.

મહારાજા ઘણો ચકોર માણસ હતો. એ ઈંગ્રેજ લોકોની ભયગ્રસ્ત સ્થિતી જાણી ગયો; તથાપિ તે પોતે તેનો લાભ લઈ શકે એમ ન હતું. એને પોતાનેજ કાંઈક ભય લાગ્યો હતો. સતલજની આ પારના મૂલકો ઉપર સ્વારી કરી હતી, તેથી ઈંગ્રેજો ખીજવાયા

હતા. ઉત્તર તરફથી અફઘાનો તો લાગ ફાવે ત્યાર ચઢી આવવા તત્પર હતા. જેઓને એણે હરાવ્યા હતા, તેઓ વેર લેવાને ઉત્સુક હતા, જે સીખ સરદારોને એણે જેર કર્યા નહોતા, તેઓ બીતા હતા કે એ આપણા ઉપર દગો અને જુલમ કરશે. આમ હોવાથી પંજાબના સીખ સરદારો પણ અસ્થિર અને વહેમી બન્યા હતા. આમ છતાં પણ બધાં સીખ સંસ્થાનોને જેર કરી ખાલસાનું મોટું રાજ્ય સ્થાપવાની એની યોજના હતી. અને એને વાજબી રીતે એમ પણ લાગતું હતું કે એની ઇચ્છા બર પણ આવે. સતલજની આ પારનાં સંસ્થાનોપર એણે ત્રણ ચડાઇઓ કરી, તેથી ફુલકિયા રાજા અને માળવાના સરદારો કેવા નબળા છે, તે એને સમજાઇ ગયું હતુ એ જાણતો હતો કે એ લોકો એકત્ર થઇ એના સામા થાય, એ બને એવુ નહતું. વળી જે સરદારો મદદ માગવા દિલ્લી ગયા હતા, તેમને ઇંગ્રેજ રેસિડેન્ટે ઉડતો જવાબ આપ્યો હતો, અને સતલજની આ પારનાં સંસ્થાનોપર ચડાઈ કરી, તેમાં ઇંગ્રેજો આડા આવ્યા નહતા. અગષ્ટ માસ અધવારતાં ઇંગ્રેજ વકીલ કર્નાલથી નીકળ્યો. આ ખબર સાંભળીને મહારાજાને કાંઈ ચટપટી થઇ. પરંતુ એલચી આવી મળે તેના પહેલાં પોતે સબળ થઇ રહેવું એમને ઠીક લાગ્યું; આથી એણે કાસુર મુકામે સતલજનાં સંસ્થાનોપર નવી ચડાઇ કરવા સારૂં તાજું લશ્કર જમાવ્યું. આ મુકામે સપ્ટેંબરની ૧૧ મી તારીખે મી. મેટ્કાફ આવી પહોંચ્યો. મી. મેટ્કાફ પતિયાલા થઇને આવ્યો હતો. ત્યાંના રાજાએ પોતાનું રક્ષણ કરવાનું એને ઘણું ઘણું કહ્યું હતું. મી. મેટ્કાફના હાથમાં શહેરની કુંચી મુકી, અને મને ઇંગ્રેજોજ ગાદીએ બેસાડતા હોય, તેમ તમે પણ

બિષેક કરો; એમ વિનતી કરી, પણ એ બધું વ્યર્થ ગયું.

મી. મેટ્રકાફે તરતજ મહારાજાને વિનતી કરી કે જો ફ્રાન્સ આવી ચઢે, તો તેને પાછું હઠાડવા સારુ આપ અમારી સાથે મૈત્રીના કરાર કરો. સંધિ અને વિગ્રહને પ્રસંગે આપણાં બન્નેનાં રાજ્ય એક એકનાં અડગ મિત્ર રહે. ફ્રાન્સને પાછું હઠાવવું એ બન્નેને લાભદાયક છે. મહારાજાએ ઘણી ખુશીથી આ દરખાસ્ત કબૂલ રાખી; પરંતુ બદલામાં એ માગ્યુ કે હું સઘળાં સીખ રાજ્યોનો ઉપરી છું, એવું બ્રિટીશ રાજ્યે કબૂલ રાખવું. આ વાત કબૂલ કરવાની સત્તા મી.મેટ્રકાફને નહોતી. તેમજ કલકત્તાની સરકાર આ વાત કબૂલ કરશે, એમ મને નથી લાગતું, એમ એણે કહ્યું. તેથી મહારાજાએ તુરંત પોતાનો મુકામ ઉપાડયો, અને સતલજ ઓળંગીને આ પાર આવ્યો. આવા અવિનયથી મી. મેટ્રકાફને ખોટું લાગ્યું, પણ ન છૂટકે એ પણ એની સાથેજ આવ્યો. મહારાજાએ આંહથી ફરીદકોટ આવીને એ શહેર લીધું. ત્યાંથી માલેરકોટલા જઇને ભારે દંડ માગ્યો. આ બધી વખત મી. મેટ્રકાફ મહારાજાની જોડે હતો. જ્યારે મહારાજાએ પોતાનો મુકામ બ્રિટીશ રક્ષણ માગનારાં સંસ્થાનોના વચ્ચોવચ અંબાલા લઇ જવાનું કર્યું, ત્યારે મી. મેટ્રકાફ પોતે ફતેહાબાદ ગયો. મી. મેટ્રકાફે મહારાજાને સંધિનો ખરડો રજુ કર્યો હતો. આ સંધિઓ માત્ર ફ્રાન્સ સંબંધી બાબતનીજ હતી. પરંતુ રણજીતસિંહની મરજી એના બદલામાં એમાં બે બાબતોનો ઉમેરો કરવાની હતી. એકતો એ કે કાબુલના અમીર જોડે એને સંધિવિગ્રહ થાય તેમાં ઇંગ્રેજોએ વચ્ચે પડવું નહિ, અને બીજું એ કે સતલજની ઉત્તર અને દક્ષિણનાં સઘળાં નાનાં મોટાં સીખ રાજ્યોનો અધિપતિ મહારાજા છે, એ કબુલ રાખવું.

મહારાજાની આ ગત બહાદુરી અને ચતુરાઇભરલી હતી. અને જો કે ફ્રેંચ લોકો ચઢી આવવાનો ભય માત્ર કાલ્પનિક હતો; પણ ખરો હોત તોતો મહારાજા એમાં ફાવી જાત. એને ફ્રાન્સને માટે કાંઇ એ બળબળ નહોતી. નેપોલિયન એનો નહિ, પણ ઇંગ્રેજ લોકનો શત્રુ હતો, એમ એને લાગતું. ઇંગ્રેજોની મરજી એને ફ્રાન્સ જોડે લડાઈમાં ઉતારવાની હોય, તો એમણે એ બદલ કાંઈ આપવુંજ જોઇએ. વગર લેવ દેવે એ વેર શું કરવા બાંધે? આથી કરીને એણે ઇંગ્રેજી એલચી અને ગવર્નર જનરલ પાસે લ્હીલાઇથી પોતાની આગણી કરી આ સંધિનાં કહેણો ચાલતાં હતાં, તેટલામાં પોતાથી જીતાય તેટલાં સતલજની આ પારનાં સંસ્થાનો લઈ લીધાં. સંધિતું ગમે તેમ થાય પણ પોતે જીતી લીધેલાં સંસ્થાનો તો પોતાના તાબામાંજ રહે, એમ ધારીને એમણે આ કામ કર્યું હતું. વળી સામાં સંસ્થાનોને ઇંગ્રેજોનો એલચી જોડે હોવાથી ઇંગ્રેજોની મહારાજાનાં કૃત્યમાં સામેલગીરી છે, એવો ભાસ થાય, અને તેઓ સામા થતા અટકે એટલા સારૂ એણે **મી. મેટ્કાફ્**ને પોતાની છાવણીમાં એટલા બધા દિવસ રાખ્યો.

**મી.** મેટ્કાફ્ના ગયા પછી પણ **મહારાજાએ સીખ** સંસ્થાનોને જીતવાં ચાલુ રાખ્યાં. એણે શાહબાદ અને **અંબાલા** લીધાં, અને જો એને એમ ન લાગ્યું હોત કે એમ કરવાથી ઇંગ્રેજો જોડેનો સંબંધ તૂટશે, તો તે પતિઆલા પણ લઈ લેત. પણ એમ ધારીને ભયભીત થએલા રાજા સાહેબસિંહને પોતાની છાવણીમાં બોલાવીને એની જોડે પોતે પાઘડી બદલી, અને અડગ મૈત્રી બાંધવાની પ્રતિજ્ઞા લીધી. અહિંથી મહારાજા અમૃતસર ગયા. અહિં-

આં આપણો એલચી ડીસેંબરની ૧૦ મી તારીખે આવી મળ્યો.

આ વખતે કલકત્તાથી હુકમ આવી ગયો હતો કે ફ્રેંચ લોકોની ચઢી આવવાની વાત ખોટી માલમ પડવા માંડી હતી; તેથી સંધિ નિરર્થક લાગતી હતી. વળી આવા માત્ર કાલ્પનિક ભયને સારૂ મહારાજા માગતા હતા તેવી સરતે સંધિ કરવાની કાંઈ જરૂર નથી, એમ લાગ્યું હતું. બધાં સીખ સંસ્થાનોને મહારાજાનો અમલ અકારો લાગતો હતો, અને એમણે ઘણા આર્જવપૂર્વક બ્રિટિશ રાજ્યની મદદ માગી હતી. આ બિચારાં સીખ સંસ્થાનોને મહારાજાના જેવા-લોભને લીધે આઘું પાછું જુએ નહિ એવા-માણસને હવાલે કરી દેવાં, એ ઠીક લાગ્યું નહિ. આથી મહારાજાને જવાબ આપવામાં આવ્યો

સતલજની દક્ષિણનાં સીખ રાજ્યો ઉપર મહારાજા ઉપરીપણાનો દાવો કરેછે, એવું સાંભળીને ગવર્નર જનરલને ઘણું આશ્ચર્ય અને ચિંતા થઇ છે. વળી મહારાજા પોતાની આવી ધારણામાં ઇંગ્રેજો તરફથી મદદની આશા રાખે છે, તેથીતો ઘણીજ અજાયબી પેદા થઇ છે. મરાઠાઓને ઇંગ્રેજોએ જીત્યા છે, તેથી મરાઠાઓની સઘળી સત્તા ખરૂં જોતાં ઇંગ્રેજોને મળી છે. મરાઠાની તકરારવખતે મહારાજાએ પોતાના રાજ્યની સીમા સતલજ સુધીછે એમ પોતેજ જણાવ્યું હતું. આ સમયથીજ ઇંગ્રેજોએ સતલજની દક્ષિણનાં સઘળાં સંસ્થાનોને ખંડણીમાંથી છોડવીને પોતાના રક્ષણમાં લીધાં છે; અને તેથી તે તેમનાપર કોઇને ચઢાઈ કરવા નહિ દે. ઇંગ્રેજ એલચી-પ્રતિ મહારાજાની વર્ત્તણુંક અસભ્ય હતી; અને ગવર્નર જનરલની જોડે સંધિની વિષ્ટિ ચાલતી હતી, તેવામાં સંસ્થાનો જીતી લીધાં તે ગેરવાજબી હતું, એમ પણ લખ્યું હતું. છેવટે માગણી કરી હતી કે

ઈંગ્રેજોની સાથે આ સવાલ ઉભો થયો, તે પછી જીતી લીધેલાં સતલજની દક્ષિણનાં સઘળાં સંસ્થાનો પાછા આપી દેવાં, અને સીખ લસ્કરે સતલજ ઓળંગી ઉત્તર તરફ જવું.

મહારાજાને ઈંગ્રેજ લોકોનો આ જવાબ બીલકુલ ગમ્યો નહિ, અને એ પ્રમાણે ન વર્તવાને એણે ઘણાંએ ફાંફાં માર્યાં; એમણે કહ્યું કે એલચીને ફ્રાન્સની વિરૂદ્ધ એકો કરીને મારી જોડે ગાઢ દોસ્તી બાંધવાને તમે મોકલ્યો છે, એમ તમે કહોછો, પરંતુ એ કરાર કોરાણે રહ્યા અને તમે તો મારી ઘણીજ દિલપસંદ ધારણામાં આડે આવવામાં દોસ્તી દેખાડો છો. મહારાજાને એટલો કંટાળો આવ્યો હતો કે એણે લડાઈની તૈયારી કરી. સઘળી જગ્યાએ દારૂગોળો અને માણસોનો જમાવ કરવા માંડયો. અમૃતસર આગાડીના ગોવિંદગઢના નવા કિલ્લામાં સિપાઇ અને દાણો દૂણી ભરાવ્યાં, કે ઘેરા વખતે ખપ લાગે. સરદાર મોકમચંદને કાંગ્રાથી પાછો બોલાવ્યો. આ સરદાર સીખ સરદારોમાં શ્રેષ્ટ અને ઇંગ્રેજોનો કટ્ટો વેરી હતો. એ ત્યાંથી આવીને સતલજને કાંઠે લુધિઆણાની સામે ફિલૌરમાં છાવણી નાંખીને પડયો. બ્રિટિશ સરકારે પણ કર્નલ ઓકટરલોનીને ફોજ લઇને લુધિઆણા મોકલ્યો. માર્ગમાં કર્નલઓકટરલોની પતિઆલા અને નાભા જતો આવ્યો. બન્ને જગાએ એને ખુબ માન મળ્યું, અને આ પગલું ભરવાને માટે બધાએ સંતોષ બતાવ્યો. દરમિયાન લાહોરમાં કરારના કહેણ સાંઇના ટટુની પેઠે ચાલતાં હતાં. મી. મેટ્કાફના મનમાં જરૂર એમજ અવ્યું કે મહારાજા સતલજ ઉપર પોતાના લશ્કરનો જમાવ કરવાનું ધારે છે, તે યુદ્ધને માટેજ છે. એણે સેનાપતિને સલાહ આપી કે દિવસે દિવસે ખમાય નહિ એવી હાલત થતી જાય છે, અને પંજાબ ઉપર ચઢાઇ કરવી એ એનો

અંત લાવવાનો સઉથી ઉત્કૃષ્ટ ઉપાય છે. પરંતુ આખરે મહારાજાના સારા સલાહકારોનું ફાવ્યું. અને જ્યારે એમને જણાયું કે હવે વધારે હઠ કરે પાલવે તેમ નથી, ત્યારે એમણે ઇ. સ. ૧૮૦૯ ના એપ્રિલની બીજી તારીખે ફરીદકોટમાંથી પોતાનું લશ્કર બોલાવી લીધું, અને અંબાલામાંથી પણ પોતાના લશ્કરને સતલજની ઉત્તરે મોકલી દીધું. કરાર થવામાં ત્યાર પછી બીજા વાંધા નીકળ્યા નહિ, અને કરારનામા ઉપર તા. ૨૫ મી એપ્રિલે સહીઓ થઇ અને ત્યાર પછીના મેની ૩૦ મી તારીખે ગવર્નર જનરલે પોતાની મંજૂરી આપી. આ કરારથી મહારાજાના રાજ્ય સંબધી, અને સતલજની ઉત્તરનાં સંસ્થાનો અને ત્યાંની રૈયત સંબંધી કોઇપણ કામમાં ઇંગ્રેજોએ માથું ઘાલવું નહિ; અને સતલજની દક્ષિણનાં સંસ્થાનોનું મહારાજાએ નામ લેવું નહિ, એમ ઠર્યું. બીજું જૂદું જાહેરનામું કાઢીને એ સંસ્થાનોના હક્ક અને કાંઇ પણ ખંડણી લીધા વગર તેમને પોતાના રક્ષણ તળે લીધાં છે, એવું જાહેર કર્યું. માત્ર તેઓ જરૂર પડે ત્યારે ઇંગ્રેજોના સામાન્ય શત્રુની જોડે લડવામાં મદદ કરે એવી બોલી કરી હતી.

આ સમયથી તે પ્રથમ સીખ વિગ્રહ સુધી આ સંસ્થાનોના ઇતિહાસને લાહોર દરબારના ઇતિહાસ જોડે કાંઈ નિસબત નથી. મહારાજાએ પોતાનું વચન ઘણીજ માન ભરેલી રીતે પાળ્યું. ઇંગ્રેજો અજીત્ય છે એમ તે કબુલ કરતા. એમણે પોતાનાં સઘળાં આ પારનાં સીખ સંસ્થાનો એકત્ર કરવાનો ઠરાવ નિખાલસ દિલથી અને હમેશને માટે તજી દીધો, અને પોતાના પ્રાંતના ઉત્તર ભાગમાંથી અફઘાનોને હાંકી કાઢવામાં મુલ્તાન, કાશ્મિર, ડેરાજાત જીતી લે-

વામાં પોતાનું દિલ લગાડ્યું. ઇ. સ. ૧૮૦૯ ના આરંભમાં એમણે લડાઈ કરવાનો જે ડોળ કર્યો હતો, એ ખરો હતો કે ખોટો, તે શક ભરેલું છે. મી. મેટ્કાફ્ તો માનતા કે એમણે વિગ્રહ આરંભવાનો નિશ્ચય ખરેખાત કર્યો હતો. પરંતુ તે વખતે મહારાજાના અથાગ ડહાપણ અને વિચિક્ષણપણાની બરાબર ખબર પડી નહતી. અમને તો (મહારાજાએ) અંગ્રેજો પોતાની શરતોમાંથી કાંઇ કમી કરે માટે આ બધી ખોટી ધમાચકડી મચાવી હોય, એ વધારે સંભવિત લાગે છે. આમાં મહારાજા સહેજ ફાવ્યા પણ ખરા; કેમકે સતલજની આ બાજુનાં સંસ્થાનો આ છેલ્લી વખતની સ્વારીમાં જીતી લીધાં હતાં, તેજ માત્ર એમને પાછાં આપવાં પડ્યાં. ત્યાર પહેલાંની સ્વારીઓમાં જે જે સંસ્થાનો જીતીને પોતે રાખ્યાં હતાં, અગર પોતાનાં માણસોને આપ્યાં હતાં, તે તેમની પાસેથી પાછાં પડાવ્યાં નહિ; તોપણ એટલું તો ખરૂં કે સતલજની આ બાજુનાં સંસ્થાનો ઉપર એમની હકુમત બીલકૂલ રહી નહિ. જેમને એમણે પોતે જાગીરો આપી હતી. તેમના પર પણ એમનું ઉપરીપણું રહ્યું નહિ.

# પ્રકરણ ૧૦ મું.

## મહારાજાના પાછલા વિજયો.

હવે મહારાજાના મુસલમાન શત્રુઓ અને પ્રતિસ્પર્ધિઓ ઉપર મહારાજાએ મેળવેલા મુખ્ય મુખ્ય વિજયોનો હેવાલ આપવો જોઇએ. ઉત્તર અને મધ્યના મૂલકમાં મુસલમાન જાતોને વંશ કરી તેના અને મુલ્તાન, કાસ્મીર, પેશાવર, અને ડેરા*જાત જીતી લીધાં તેના વર્ણનનો એ વિષયમાં સમાવેશ થાય છે.

મુલ્તાનના પુરાતન શહેર અને પ્રાંતમાં રાજવંશનું એક અફઘાન કુટુંબ રાજ્ય કરતું હતું. નાદિરશાહના હુમલાના અરસામાં જ્યારે મુગલ શહેનશાહત પોતાના દૂરના પ્રાંતોમાં રાજવંશી સુબાઓ મોકલીને સત્તાનો જમાવ કરવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ આ સુબાઓને એ તાબે રાખી શકતી નહતી; તે વખતે આ વંશને નવાબી તરીકે એ પ્રાંત ૧૭૩૮ માં મળ્યો હતો. મુખ્ય રાજધાનીમાં આ બધા રાજવંશીઓ શહેરમાં રહેતા નહોતા. ૧૭૭૧થી ૧૭૭૯ સુધીમાં આ શહેર વખતે વખતે ભંગી સરદારોના હાથમાં આવ્યું હતું. પણ તૈમુરે તેમને આખરે હાંકી કહાડ્યા અને ૧૭૭૯માં મુજફરખાનને ત્યાંનો સુબો નીમ્યો. મુજફ્ફરખાન બહાદૂર અને ચપળ

*મહારાજાની મુલ્તાન ઉપર કરેલી ચડાઈનું વર્ણન મુલ્તાનના સદોઝની સરદારો અને દિવાન સાવનમલના જન્મચરિત્રમાં આવી જાયછે. જુઓ. સર. લેપલ. ગ્રીફીનનું "ચિફ્સ ઓફ પંજાબ" પાના ૪૭૫-૪૮૯. કાશ્મિરની સ્વારી સારૂં દિવાન મોકમચંદનું ચરિત્ર જુઓ. પાનાં ૫૫૧-૫૬૦.

આદમી હતો. એ સીખ લોકો અને શીઆળ અને બીજી એવી એવી જાતો જેઓ એના ઉપર ચડી આવતા તે બધાને બહાદૂરીથી હંફાવી શકતો હતો. ૧૮૦૨ માં રણજીતસિંહ એ પ્રદેશ છાનોમાનો તપાસવા નીકળ્યો હતો. એને મુજફ્ફરખાન પહેલ વહેલો મળ્યો. નવાબ એને મળવાને શહેરથી ત્રીશ માઇલ સુધી સામો આવ્યો હતો. એક બીજાને કીંમતી બક્ષિસો વગેરે અપાઇ, અને સારી મહોબતથી છૂટા પડ્યા. ૧૮૦૬ માં ઝાંગ જીતી લીધા પછી રણજીતસિંહ મુલ્તાન તરફ ગયો. મુલ્તાનની ઉત્તરે ૨૦ માઇલ સુધી મહતમ પહોંચ્યા એટલામાં નવાબે ૭૦૦૦૦ રૂપિઆ આપીને એને પાછો કાઢ્યો, કેમકે નવાબની મરજી વઢવાની નહતી. આથી રણજીતસિંહની ઇચ્છા તૃપ્ત ન થતાં વધારે જાગૃત થઇ. કેમકે એને આગલી સાલે વિના પ્રયાસે રૂપિઆ મળ્યા હતા. તેથી બીજી સાલ એ લશ્કર લઇને આવ્યો અને મુલ્તાનને છાપો માર્યો. શહેરનો ભાગ તાબે થયો પણ સીખ લોકોએ ગમે તેટલું કર્યું તોપણ કિલ્લો લેવાયો નહિ. સરદાર ફતેસિંહ ફલીઆનવાળાની મારફતે સલાહ થઇ, મહારાજાને ઘણા પૈસા મળ્યા ને એ પાછો ગયો. લડાઇથી કંટાળેલો નવાબ મુજફ્ફરખાન મક્કે હજ કરવા ગયો. પાછો આવ્યો ત્યારે એણે ઇંગ્રેજોને પોતાનું રક્ષણ કરવાનું ઘણુંએ કહ્યું, પણ એમણે માન્યું નહીં. મુલ્તાન ઘણું આઘું હતું, અને વળી તે વખતે કંપની સરકારની ધારણા જે હદ સુધી રાજ્ય વધારવાની હતી તે સીમાની બહાર આવ્યું હતું.

ઈ. સ. ૧૮૧૦ની શરૂઆતમાં મહારાજાએ મુલ્તાનપર સ્વારી કરી. ફરી પદચ્યુત થયેલો અફઘાન રાજા શાહસુજા મહારાજાને ખુશ્રાબ આગડી તરીજ મળ્યો હતો. શાહસુજાએ મહારાજાને કહ્યું કે મુલ્તાન

જીતીને મને આપો. ૧૮૦૩માં મુજફ્ફરખાને શાહસુજાના લશ્કરને પાછું હઠાવ્યું હતું. અને એને મેળવી લેવાને ઘણીએવાર કહાવ્યું હતું, કે તમે આવીને મુલ્તાનમાં રહો. પરંતુ શાહસુજાને તો એ શહેર અને પ્રાંત પોતાનેજ લઇ લેવાં હતાં. રણજીતસિંહે આ નબળા રાજાને ખૂબ માન આપ્યું, પણ જ્યારે જોયું કે એના તરફથી કાંઇ પૈસા મળે એમ નથી ત્યારે એણે પોતાને માટેજ મુલ્તાન જીતી લેવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૮૧૦ ના ફેબ્રુઆરીની ૨૪ મી તારીખે મુલ્તાનના કોટ આગાડી પહોંચ્યો, અને બીજે દિવસે શહેર પોતાને કબજે કર્યું.

કેટલાક વખત સુધી કિલ્લા ઉપર તોપનો મારો ચલાવ્યો, પણ એની કશી અસર થઈ નહિ. પછી સુરંગ ફોડવાનું શરૂ કર્યું. મુજફ્ફરખાનના કિલ્લામાંના લશ્કરે સામી સુરંગ ફોડી અને અતાર્ગસિંહ-ધારી, એનાં બાર માણસો અને એની તોપો ઉડાવી દીધી. તા. ૨૧ મી માર્ચે સઘળા લશ્કરે સામટો ધસારો કર્યો. સીખ લોકોનાં ઘણાં માણસો પડયાં, અને એમને પાછા હટવું પડયું. છાવણીમાં અનાજ પાણી ઘણાં મોંઘાં થઇ ગયાં હતાં. આ સઘળાથી સીખ લોકો બેદીલ થઇ ગયા. સેનાપતિ દિવાન મોકમચંદ જાતે ભય ભરેલી રીતે માંદો હતો. બીજા કેટલાએક સરદારો પડયા હતા. આમ છતાં પણ કિલ્લાને કશુંએ કરી શકયા નહોતા. તા. ૨૫ મીએ બીજીવાર સઘળા લશ્કરે હલ્લો કર્યો. તે વખતે પણ પ્રથમના જેવુંજ પરિણામ આવ્યું. હવે તો ઘેરો ઉઠાવ્યા વગર છુટકોજ નહતો. અને રણજીતસિંહને ઘણી દીલગીરીથી મુજફ્ફરખાનની શરતો કબુલ કરવી પડી. આ શરતો એણે ઘણીવાર ના કબુલ કરી હતી. એમ ઠર્યું કે મુજફ્ફરખાન એને અઢી લાખ રૂપિઆ, ૨૦ લડાઇના કેળવાયલા ઘોડા, અને

લડાઇ વખતે અમુક લશ્કર આપે. ખંડણીના બાના તરીકે ૩૦ હજાર રૂપિઆ લઇને તા. ૧૪ મી એપ્રીલે મહારાજા મુલ્તાનથી ગયા.

મુલ્તાન પોતાના એકલાથી જીતાતું નથી એમ જોઇને રણુજીતસિંહે ગવર્નર જનરલની મદદ માગી. એની માગણી કબુલ કરવામાં આવી નહિ. એની માગણી એવી હતી કે ચઢાઈ કરનાર લશ્કર એના રાજ્યમાં થઇને નહિ, પણ સતલજની દક્ષિણના ઉજ્જડ મૂલકમાં થઇને આવે. શાહસુજાએ પોતે એકલો મુલ્તાનપર ચડવાની તૈયારી કરી; પરંતુ પાછળથી એ વિચાર મૂકી દીધો. એમ કરવામાં એણે ડહાપણ વાપર્યું, નહીતો એનું કાંઈ વળત નહિ.

ઈ. સ. ૧૮૧૭ના ફેબ્રુઆરી માસમાં સીખ લોકોએ મુલ્તાન ઉપર હુમલો કર્યો હતો. એક મોટું લશ્કર મુલ્તાન અને ભાવલપૂર ખંડણી લેવા સારૂ મોકલ્યું હતું. મુજફ્ફરખાને ખંડણી આપતાં વાર કરી હતી, માટે ફુલસિંહ અકાળીએ મુલ્તાન ઉપર હુમલો કર્યો. ભાંગ પીને મસ્ત થએલા અને પોતાના જેવાજ ધર્માંધ માણસોને લઇને ફુલસિંહ અકાળી શેહેરપર ધસ્યો. એણે એવા તો જુસ્સાથી ધસારો કર્યો કે કિલ્લાની બહારનાં કેટલાંક બાંધ કામો કબજે કરી શકયો. પરંતું ફકીર અજીજુદીને મુજફ્ફરખાન તરફથી માફ માગી, અને નવાબે ખંડણી તાબડતોબ આપી દીધી. આમ ન બન્યું હોત તો એટલી ઝડપથી આપત નહીં. પછી સીખ લશ્કર માંકેરા તરફ ગયું.

ઇ. સ. ૧૮૧૭ માં દિવાનચંદની સરદારી નીચે સીખ લશ્કરે મુલ્તાન ઉપર ચઢાઈ કરી અને કિલ્લા ઉપર હુમલો કર્યો. પરંતુ

એને પાછું હઠાવ્યું હતું. દશ હજાર રૂપિયા લઇને એ પાછો ફર્યો. આ બધા પ્રયત્નો તનમનથી કરવામાં આવ્યા નહોતા. મહારાજાએ પણ લીધું હતું કે આટલી બધી વાર તાબે ન થયેલા મુલ્તાનને જેર કરવુંજ, અને તેમણે ચોતરફથી પોતાનું બળ એકત્ર કરવા માંડયું હતું. ૧૮૧૭ના શિયાળામાં મહારાજાએ ચોતરફથી ખોરાક અને લશ્કર એકઠું કરવા માંડયું હતું. ૧૮૧૮ના જાન્યુઆરીમાં કુમાર ખરકસિંહની નામની સરદારી નીચે ૧૮૦૦૦ આદમીનું લશ્કર લાહોરથી નીકળ્યું. પણ એનો વાસ્તવિક સેનાપતિ મિશ્ર દીવાનચંદ હતો. મુલ્તાન જતાં ખાનગઢ અને મુજફ્ફરગઢના કિલ્લા લઇ લીધા, અને મુલ્તાનને ઘેરો ઘાલીને ફેબ્રુઆરીની શરૂઆતમાં તાબે કર્યું, અને કિલ્લાપર તોપનો મારો શરૂ કર્યો. કિલ્લામાં નવાબનું માત્ર બે હજાર લશ્કર હતું. અને ઘેરાને માટે કાંઇ ખોરાક વગેરે ભરી રાખ્યો નહતો. આમ છતાં પણ નવાબે કિલ્લાનો બચાવ બહાદૂરીથી કર્યો. સીખ લોકો જોડે આવી ટક્કર કોઇએ લીધી નહોતી. જુનની બીજી તારીખ સુધી તોપનો મારો ચાલુ રહ્યો. કોટમાં બે જગ્યાએ મોટાં ભગદાળાં પડ્યાં. અહમદશાહ દુરાનીની ઝમઝમ નામની મોટી તોપ જેને સીખ લોકો ભંગીઓની તોપ કહેતા હતા, તે લાહોરથી આણીને કિલ્લા તરફ તાકી હતી. ચાર વખત એના ગોળા આબાદ કિલ્લા ઉપર વાગ્યા હતા. સીખ લોકોએ ઘણીવાર હુમલા કર્યા હતા, પણ એમને નુકસાન ખમી ખમીને પાછું હઠવું પડયું હતું. એક વખતતો એમનાં ૧૮૦૦૦ માણસો માર્યાં ગયાં હતાં. સુરંગ ફોડીને દરવાજા ઉરાડી મુકયા હતા, પણ નવાબના લશ્કરે દરવાજાની પછાડી માટીના મોટા ટેકરા કરી દીધા હતા. આ ટેકરા ઉપર સીખ અને નવાબનાં માણસોને ઝપાઝપી થઇ. છેવટ નવાબના લશ્કરમાં

માત્ર ૨૦૦ અગર ૩૦૦ લડવૈયા રહ્યા. આમાંના ઘણાખરા મુજફ્ફરખાનની જાતના અગર કુટુંબીઓ હતા. બાકીના માણસોમાંથી કેટલાક મરાયા હતા, અને કેટલાક શત્રુના પક્ષમાં જતા રહ્યા હતા; કારણ કે સીખ લોકોએ એ માણસોને ઘણી લાંચ આપી હતી. છેવટે ૨ જી જુનને દીવસે સાધુસિંહ અકાળીએ,૧૮૧૬ માં ફુલસિંહ અકાળીએ નામના મેળવી હતી, તેના કરતાં સવાઈ કરવાને ઇરાદે, થોડાં છાતીવડાં માણસો લઇને કિલ્લાની બહારના એક બાંધકામ ઉપર ઓચિંતો ધસારો કર્યો અને એ ભાગ કબજે કર્યો. આ જોઇને સીખ લશ્કરે હલ્લાં કર્યાં, અને ખીજડીના દરવાજા અગાડી પડેલા ભગદાળાપર ચઢી ગયા. આ જગાએ વૃદ્ધ નવાબ પોતાના આઠ નવાબજાદાઓ, અને જીવતાં રહેલાં સઘળાં લશ્કર સહિત હાથમાં ખડગ લઇને મરતા સુધી યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉભો હતો. અફઘાનોની પાણીદાર તરવારોથી એટલા બધા સીખ લોકો કપાઈ ગયા કે એઓને પાછું હઠવું પડ્યું. દૂર જઇને આ નાના ટોળા પર બંદુકનો મારો ચલાવ્યો. મરદો હો તો આવી જાઓ, અને ધર્મયુદ્ધથી હાથોહાથ લડો, એમ અફઘાનોએ પોકારીને કહ્યું, પણ સીખ આવી લાગણીની દરકાર કરે એવા નહોતા. આ જગાએ વૃદ્ધ મુજફ્ફરખાન અને તેના પાંચ નવાબજાદા માર્યા ગયા, પણ એમણે નમણું આપ્યું નહિ. છઠ્ઠા નવાબજાદાને મોંપર સખ્ત ઘા વાગ્યો હતો. બે નવાબજાદાએ તરવાર મૂકી દીધી, શરણ થયા અને ઉગર્યા * સીખ

* મુનરક્રોફ્ટ નામના મુસાફરને મહારાજા રણજીતસિંહે કહ્યું હતું કે નવાબનાં ૫૦૦ માણસ ઉગર્યાં હતાં, પણ આ વાત જૂઠી છે. છેલ્લા હુમલા વખતે ૩૦૦ થી વધારે માણસ ન હતાં અને તેમાંનાં ઘણાંખરાં ભગદાળાં આગળ નવાબની સાથે કપાઇ મૂઆં હતાં.

લોકોએ સુલ્તાન લૂટયું, અને નવાબના લશ્કરમાંથી થોડા જીવ લઇને નાઠા. સુજાહાબાદનો કિલ્લો પણ સર કર્યો હતો અને એમાંથી પાંચ તોપ લઇ લીધી હતી. સુલ્તાનનો કોટ સમરાવ્યો, કિલ્લામાં ૬૦૦ માણસનું લશ્કર મૂકયું, અને ક્ષીણ સેના લાહોર પાછી ગઇ. સુલ્તાન ઘણું પૈસાદાર શહેર હતું, પણ મહારાજાને લૂટનો ભાગ માત્ર બે લાખ રુપિઆનોજ આવ્યો તેથી એમણે હુકમ કાઢયો કે દરેક અમલદાર અને સિપાઇએ પોતાની પાસેની લૂટ સરકારમાં રજુ કરી દેવી, અને નીમેલી મુદત પછી કોઇની પાસે લૂટનો માલ માલૂમ પડશે, તો તેને જરૂર મોતની સજા થશે. આ હુકમથી લગભગ બીજા પાંચ લાખ રુપિઆ તીજોરીમાં આવ્યા. સુલ્તાનમાંથી લગભગ ૨૦ લાખ રુપિઆની લૂટ મળેલી હતી એમ કહેવાય છે લોકોમાં સુલ્તાની લૂટ અપશુકનીઆળ ગણાતી જેને જેને એ મળી તે યાતો રખડી મુવું અગર લડાઇમાં માર્યું ગયું હતું.

ઇ. સ. ૧૮૧૯ ની વસંત રૂતુમાં મહારાજાએ કાશ્મિરનો પ્રાંત ખાલસા કરી દીધો. આ પ્રાંત જીતવાની એને ઘણી મુદતથી ઇચ્છા હતી. તેમજ એ પ્રાંત ઉપર ઘણીવાર એણે ૦-થૈ ચડાઇઓ કરી હતી. આથી કરીને એના રાજયનો વિસ્તાર બમણાથી પણ વધ્યો. કાશ્મિર અલૌકિક અને ખૂબસુરત પ્રાંત છે. એમાં પંજાબની સરહદ અને જમુની નાની નાની ટેકરીઓથી તે છેક હિમાલય પર્વતનાં બરફથી સદાકાળ સફેદ દેખાતાં ગગન સુધી પહોંચેલાં શિખરો સુધી ઉત્તરોત્તર ઉંચી થતી ટેકરીઓ અને ખીણો આવી રહી છે. હીમાલયનાં શિખરો યૂરોપના આલ્પ્સ પર્વતનાં શિખરોથી બમણાં ઉંચાછે. ઉત્તર તરફના પાદશાહોને પોતાનાં તહેનરા કાબુલની શીતળને

અને ખુસ્તુમાં હવા યાદ આવતી. ઉનાળામાં હિંદુસ્થાનમાં દુઃસહ તાપ પડેછે, માટે આ પ્રાંતમાં એઓ એ વખતે વસવા આવતા. આ કારણને લીધે આ રમણીય પ્રાંત હિંદુસ્થાનના ઉત્તર તરફથી આવેલા પાદશાહોને કેટલાંક સૈકાંથી પ્રિયકર થઈ પડ્યો હતો.

તેરમા સૈકાના આરંભ સુધી કાશ્મિરમાં તેના પોતાના હિંદુ રાજાનું રાજ્ય હતું. ત્યારપછી અઢીસો વર્ષ સુધી એક મુસલમાનવંશે રાજ્ય કર્યું. ત્યારબાદ કેટલીએક વ્યર્થ સ્વારીઓ કરીને મહાન અકબરે ૧૫૮૮ માં કાશ્મિરમાં મુગલ રાજ્ય સ્થાપ્યું. તેનો આશરે દોઢ સૈકો અમલ રહ્યો. આ અમલમાં કાશ્મિરની ખૂબસુરતીની ખ્યાતિ ઘણી પ્રસરી. યુરોપના રાજાઓના કરતાં ધનાઢ્ય અને વધારે એશી ઔરંગઝેબ, અકબર, જહાંગીર અને શાહજહાંન જેવા બળવાન પાદશાહો દર ઉનાળામાં પોતાના બધા દરબાર સહિત કાશ્મિરની રમણીય ખીણમાં જતા. એમની મુસાફરીના ખર્ચમાં દેશની ઉપજ તણાઇ જતી. એમણે કાશ્મિરમાં મહેલો, બાગબગીચા. વગેરે બંધાવ્યાં હતાં. મુગલ પાદશાહોની જાહોજલાલી, આપસ્વાર્થીપણું, અને એઓ રૈયતની પાસેથી કેટલું બધુ લેતા, અને બદલામાં કેટલું થોડું આપતા, એ બધું બતાવનારાં ચિન્હ તરીકે આજપણ એ મેહેલોમાંના કેટલાક મોજુદ છે.

ઇ. સ. ૧૭૫૨ માં કાશ્મિર અહમદશાહ દુરાની અને એના વંશજોના હાથમાં ગયુ. એમનું રાજ્ય એવું તો સખ્ત અને જુલમી હતુ કે એમની અગાડી મુગલ રાજ્ય તો ઘણું નરમ કહેવાય. સિત્તેર વર્ષ પછી સીખ લોકો એ પ્રાંતના માલિક થયા. એમની પછી રજપૂતોનું રાજ્ય થયું. રણજીતસિંહના નોકર અને સલાહકાર જમુના રાજા ગુલાબસિંહને ઇંગ્રેજોએ ૧૮૪૬ માં કાશ્મિર અને તેના તાબાનો મુલક આપ્યા.

સકરચખીઆ મીસલની ચડતી પડતીની જોડે જમુને ખાસ સંબંધ હતો, એ આપણે જાણીએ છીએ. મહારાજાના બાપે જમુ લૂટયું હતું, તે વખતે ત્યાં રાજા બ્રીજલાલદેવ રાજ કરતો હતો, એ પણ આપણને ખબર છે. તે કાળે જમુને કાશ્મિરની જોડે કાંઇ સંબંધ નહતો. કાશ્મિરમાં તો સેંકડો વર્ષથી રજપૂત જાતના હિંદુ રાજા રાજ્ય કરતા હતા. તેઓ મુગલને તાબે થયા હતા, પણ મુગલવંશની પડતી આવી એટલે પાછા સ્વતંત્ર થઇ ગયા હતા. એમની આ સ્વતંત્રતા થોડી મુદત ટકી. બળવત્તર સીખ સત્તાએ એમને જેર કર્યા. ભંગી મિસલના સરદારોએ રાજા રણજીતદેવ પાસેથી ખંડણી લીધી હતી, અને પછીથી સકરચખીઆ મિસલના મહાનસિંહે ખંડણી લીધી હતી. આ પહાડી મુલકમાં અદ્યાપિ રાજા રણજીતદેવનું ખરા માનપુરસ્સર સ્મરણ થાયછે. એનો ન્યાય નિષ્પક્ષપાતી અને એનો અમલ ઉદારતા ભરેલો હતો. પરંતુ નવા ધર્મના ઝનુનથી મત્ત થએલા અને જૂના ધર્મના હિંદુઓને તેમજ ધિક્કારાએલા મુસલમાનોને લૂટવાને તત્પર એવા જંગલી સીખ લોકોની સામે ટકી રહેવા જેટલું એનામાં જોર નહોતું, એ એની રૈયતનું દુર્ભાગ્ય હતું. મહારાજાની ઉત્તર અવસ્થામાં લાહોર દરબારના રાજા ગુલાબસિંહ, ધ્યાનસિંહ અને સુચેતસિંહ એ ત્રણ બળવાન સરદારો આ કુટુંબના હતા. એમની આ વંશાવળી ખરી હોય કે ખોટી, પરંતુ એટલું તો ખરૂં કે રણજીતસિંહ જેવા અભણ રાજાના મનમાં તેઓ એ વાત ઉતારી શક્યા હતા. આથી કરીને જમુની જાગીર ઉપર એમનો હક સબળ ગણાતો હતો. આ ભાઇઓ જૂના રાજવંશમાં જન્મ પામ્યા હોય વા નહીં, પરંતુ બુદ્ધિમાં અને જાતિયગુણોમાં એઓ ઘણાજ વખણાયલા હતા. ખરેખાત જે પ્રજામાં પ્રમાણિક-

પણું અને સદ્દગુણો હાસ્યાપદ ગણી કાઢવામાં આવતાં, અને જોરજુલમ અને દગા ફટકાથીજ માત્ર ફાવી જવાતું, તેવી પ્રજામાં તેઓના પોબાર પડે એવાજ હતા.

મહારાજાએ ૧૮૧૧માં કાશ્મિર જીતી લેવાની તૈયારી કરી. એમણે પ્રથમથી ભીમબર અને રજાઓરીનાં પહાડી સંસ્થાનો જીતી લીધાં. આ સંસ્થાનોમાં મુસલમાન થઇ ગયેલા રજપૂત વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. પછીના વર્ષમાં એમણે કુલુ જીતી લીધું. પછી એમણે કાબુલના શાહમહમદના વજીર ફતેહખાનસાથે દોસ્તી કરી. કાશ્મિર જીતીને ત્યાંના સુબા અત્તાઅહમદખાનને હાંકી કાઢવાની ધારણાથી આ વજીર સિંધુ ઓળંગી આવ્યો હતો; પરંતુ આ દોસ્તી લાગ ફાવે ત્યારે તોડી નાંખવી એ હાનતથીજ કરવામાં આવી હતી. મહારાજા અને ફતેહખાન બંન્ને એક બીજાને લાગ ફાવે કે તરત ઠગવાને ધારતા હતા. પરંતુ આ વખતે દોસ્તીની બંનેને જરૂર હતી, કેમકે પોતાની પાછળ દુસ્મનનું લસ્કર હોય, એવી ધાસ્તીથી કાશ્મિરના પહાડી મુલકમાં જવાની કોઇની હિંમત ચાલતી નહોતી. સીખ લસ્કરનું સેનાપતિ પદ સરદાર મોકમચંદને આપવામાં આવ્યું, અને કાશ્મિરની લૂટનો ત્રીજો ભાગ મળે એવી ગોઠવણ કરી સરદાર મોકમચંદ અને ફતેહખાન જેલમથી નીકળ્યા. ફતેહખાન-પીર પંજાબની ટેકરીઓ સુધી પહોંચ્યો, એટલે એના મનમાં આવ્યું કે રણજીતસિંહ હવે આટલું કર્યા પછી બીલકુલ વચ્ચે પડશે નહિ. આમ ધારીને તે સરદાર મોકમચંદને જણાવ્યા વગર પોતે બમણી મજલ કાપીને ચાલ્યો. એના પહાડી ખડતલ સિપાઇઓ સહેલથી એટલી ઝડપે જઇ શકયા. પણ સીખ લોકો પહાડોમાં કદી બહુ કામમાં આવે એવા નથી; બરફ ઘણો પડતો હોવાથી તેઓ જઇ

શક્યા નહિ. દિવાન મોકમચંદને ફતેહખાનની ધારણા સમજાઇ ગઇ. પણ એથી ન ગભરાતાં એણે રજાઓરીના તાલુકદારને ફતેહખાન પહોંચે તેજ વખતે ખીણમાં પહોંચી શકાય એવો રસ્તો બતાવે તો રૂપિયા ૨૫૦૦૦ ની જાગીર આપવાનું વચન આપ્યું. એણે એવો રસ્તો બતાવ્યો, અને દિવાન ફતેહખાન પહોંચ્યો, તેજ વખતે કાશ્મિર જઇ પહોંચ્યો. જોધસિંહ કળશીઆ, અને નિહાલસિંહ અતારીનું જૂજ લશ્કર પોતાની જોડે રાખ્યું હતું, શેરગઢ, હરિપર્વત, અને કાશ્મિર લીધું તે વખતે આ પ્રમાણે મોકમચંદ સામેલ હતો. તથાપિ એનું લશ્કર છેક મુઠ્ઠીભર હતું, તેથી ફતેહખાને કહ્યું કે સીખ લોકોને લૂટનો ભાગ મેળવવાનો હક નથી. કાશ્મિર કબજે કરતાં કાંઇ મહેનત પડી નહી, કેમકે સુબોતો નાશી ગયો હતો, અને સહેજ પ્રતિરોધ પછી બધું તાબે થઈ ગયું,

કાબુલનો પદભ્રષ્ટ રાજા શાહસુજા કાશ્મિરમાં કેદી હતો. વઝીરે શાહસુજાને સીખ લોકોને સોંપી દીધો. એને લઇને મોકમચંદ લાહોર આવ્યો. વઝીર ફતેહખાને લૂટમાંથી ભાગ આપ્યો નથી, એ જાણીને મહારાજાને ખુબ ગુસ્સો લાગ્યો અને વેર લેવાનું નક્કી કર્યું. મહારાજાએ કાશ્મિરના માજી સુબાના ભાઇ જહાનદાદની જોડે વિષ્ટિ ચલાવી. સીખ લોકોને અટકનો કિલ્લો સોંપી દેવાનું એને ગળે ઉતાર્યું. આ કિલ્લો સિંધુ નદીના આરા ઉપર આવી રહેલો હતો. હવે ફતેહખાનને ગુસ્સો થવાનો વારો આવ્યો. એણે અટકનો કિલ્લો પાછો આપવાને કહેણ કહાવ્યાં. પણ જ્યાં સૂધી કાશ્મિરની લૂંટનો ભાગ મળે નહિ ત્યાં સુધી કિલ્લો પાછો આપવાની મહારાજાએ ના કહાવી. ૧૮૧૩ ના એપ્રિલ મહીનામાં પોતાના ભાઇ આઝીમખાનને સૂબા તરીકે નીમીને ફતેહખાને કાશ્મિરથી નીકળી આવીને અટકને ઘેરો ઘાલ્યો. લાહોરથી તત્કાળ સીખ લશ્કર આવ્યું. ફરી

ને આ લશ્કરનો સેનાપતિ પણ મોકમચંદ નીમાયો હતો. કેટલાક કાળ સુધી બન્ને લશ્કર સામસામાં છાવણી નાખીને પડી રહ્યાં. વારે ઘડીએ નાની નાની મારામારીઓ થતી, તેમાં સીખ લોકોને નુકસાન થતું. સીખ લશ્કરની લડાઇ કરવાની હિંમત ચાલતી નહોતી. છેવટે કિલ્લામાં ખોરાકી ખુટી પડી. લહીને ઘેરો ઉઠાવવાની ફરજ પાડવી, અગર કિલ્લો ખાલી કરીને, ચાલી આવવું, એ સિવાય બીજું થઈ શકે નહિ એમ બન્યું. દિવાન મોકમચંદે છેવટ લડવાનો નિશ્ચય કર્યો. અટકથી થોડા માઇલ દૂર હુઇદારૂ નામની જગ્યાએ એનું સીખ લસ્કર વ્યુહરચનામાં ગોઠવાઇને ઉભું.

દોસ્તમહમદ જે પછીથી કાબુલનો પ્રખ્યાત રાજા થયો, એણે મોખરે થઇને પોતાના ઘોડેસ્વારો સહિત ફક્કડ હલ્લાં કરીને યુદ્ધનો આરંભ કર્યો. અને સીખ લોકોની હાર તૂટી. સીખ લોકોનો એક તરફનો ભાગ છેક ગભરાટમાં પડયો. અને તેમની કેટલીક તોપો ગઈ. અફઘાનોએ જાણ્યું કે અમને જય મળ્યો, તેથી એઓ લૂટફાટ કરવા વેરાઈ ગયા. દિવાન મોકમચદે પોતાનુ ખાસ રાખી મૂકેલું લસ્કર લઇને દુસ્મનો ઉપર હુમલો કરીને તેમને દરેક જગ્યાએથી પાછા હઠાવ્યા. એમનાં ઘણાં માણસ મરાયાં. ફતેહખાનતો કયારનો નાશી ગયો હતો. એના મનમાં કે દોસ્તમહમદ મરાયો છે. અફઘાન લસ્કર પાછું કાબુલ ગયું. ત્યાંથી અટક અગાડી ખોયેલી આબરૂ પાછી મેળવવાને વઝીરે હિરાત ઉપર ચડાઇ કરી. આ હુઇદારૂની લડાઇ ૧૮૧૩ના જુલાઇની ૧૩ મી તારીખે થઇ. સીખ લોકો અફઘાનની જોડે ખુલ્લા રણક્ષેત્રમાં પહેલવહેલા આ લડાઇમાંજ લડયા. આ લડાઈનું પરિણામ બહુજ અસરકારક થયું. સીખ લોકોને પોતાની શક્તિ ઉપર ઘણો વિશ્વાસ આ-

વ્યો. પરંતુ એથી કરીને બીજે વર્ષે જે જબરી હાર ખાવાની સરજી હતી, તે ટળી નહિ. કાશ્મિરનો સુબો ફતેહખાન ત્યાં હાજર નહતો. તેમજ પોતે મેળવેલી જીતથી રણજીતસિંહના મનમાં એમ આવ્યું હતું કે અફઘાનો અધમ થઈ ગયા છે, માટે જો કાશ્મિર ઉપર હુમલો કરીશું તો તે સહેજ હાથ આવી જશે. એથી જમ્નુની આગળના મેદાનમાં શિયાલકોટ અગાડી એક લશ્કર જમાવ્યું, અને બીણપર સ્વારી કરવાની તૈયારી કરી. મહાન સેનાપતિ દિવાન મોકમચંદ આ વખતે માંદો હતો, અને થોડા મહિના પછી મરણ પામ્યો. એણે મહારાજાને આ સ્વારી ન કરવા માટે વાર્યો હતો. એના કહેવામાં એમ હતું કે એ વખત અનુકૂળ નહોતો. ડુંગરી રાજાઓ પ્રતિકુળ હતા. સરસરંજામ અને વાહનો વગેરેની સોઈ જોઇએ તેવી નહોતી. પરંતુ મહારાજાએ કોઇની શિખામણ પર લક્ષ આપ્યું નહીં. લશ્કરના એક ભાગની સરદારી એણે પોતે લીધી, અને બીજા ભાગની સરદારી સેનાપતિ મોકમચંદના તરૂણ પૌત્ર દિવાન રામદયાળને આપી. આ યુવાને કેટલીક લડાઇઓમાં નામના મેળવી હતી, અને જાતે બહાદુર હતો. લશ્કરે રજાઓરીમાં પહેલો પડાવ નાંખ્યો. ત્યાંના રાજા અગરખાને મહારાજાને સલાહ આપી કે લશ્કરના બે ભાગ કરી નાંખવા. તેમાંનો એક ભાગ લઇને પોતે પુંચને રસ્તે અને બીજો ભાગ લઇને રામદયાલે બહ્રમગલાને રસ્તે જવું. પહાડી મુલકમાં સરસરંજામ વગેરે લઈ જવાની મુશ્કેલીને લીધે વખતે આમ કરવાની જરૂર પડી હોય. પરંતુ એનું પરિણામ દુઃખ ભરેલું હતું. આથી લશ્કરનો એક ભાગ લશ્કરના બીજા ભાગને મદદ કરી શકે એવું ન રહ્યું; અને જેથી ચાલતા શત્રુ બંનેનો વીણી વીણીને ઘાણ કાઢી શકે અને કાશ્મિરના સુબા

એ એમજ કર્યું. સખત મુસાફરીથી થાક્યા પાક્યા જેવા સીખ લોકો પીરપંઝાલના પહાડી ગાળામાંથી ખીણમાં ઉતર્યા કે તેણે પોતાના સઘળા લશ્કર સાથે એમનાપર હુમલો કર્યો. રામદયાળ બહાદુરીથી લડ્યો, પણ શત્રુની સંખ્યા ઘણી હોવાથી એનું કાંઈ ચાલ્યું નહિ, અને ઘણાં માણસો મરાયાં. આમ છતાં પણ લડતાં લડતાં એણે ખીણમાં એક મજબૂત સ્થળે પડાવ નાંખ્યો અને મદદની રાહ જોતો ત્યાં રહ્યો. મહારાજાએ તેના ભાઇ રામસિંહ નામના દમ વગરના સરદારની નીચે કેટલુંક લશ્કર મોકલ્યું. પરંતુ એ રામદયાળને મદદ કરવા જઈ શક્યો નહિ, અને મહારાજા પાસે પાછો ગયો. દુશ્મનની ફોજ વિજયી અને ઘણી મોટી હતી. એથી કરીને અગાડી વધવું અશક્ય હોવાથી મહારાજાએ પાછા ફરવાનું નક્કી કર્યું. એની પછવાડે પહાડી રાજાઓએ દંગો કર્યો. ભારે વરસાદથી નાનાં નદી નાળાં બન્ને કાંઠે ભરાઈ ગયા હતાં, અને રસ્તો મુસાફરીને માટે તદ્દન જવાય નહિ એવો થઈ ગયો હતો. આ બધાને લીધે ઘણી મુશ્કેલીએ અને ઘણું ભારે નુકસાન વેઠીને, રણજીતસિંહ લઢતો લઢતો પહાડોમાંથી નીકળીને લાહોર આવી પહોંચ્યો. રામદયાળને મદદ મળવાની આશા ન હોવાથી એ એવી બહાદુરી ભરેલી રીતે વર્ત્યો કે આઝીમખાને જોયું કે આ શત્રુનો નાશ કરી શકાય એમ નથી,*

* દિવાન રામદયાળને એના દાદા દિવાન મોકમચંદની ખાતર જીવતો જવા દીધો, એમ કાશ્મિરના સુબા આઝીમખાનનું કહેવુંછે. તે વખતે એવા સયોગ હતા કે ઇતિહાસકર્તા કનિંગહામ એ વાત ખરી માને છે. ભા. કા. જુઓ કનિંગહામનો સીખ લોકોનો ઇતિહાસ પૃષ્ટ ૬ પાનુ ૧૩૫.

એથી એને સલાહ કરવાની જરૂર પડી. અને સહીસલામત પંજાબ જવા દીધો.

આ સ્વારી અનિષ્ટકારી નીવડી, એમાં મહારાજાનો વાંક છે. સેનાપતિ તરીકે એમણે આવી ભૂલ કરવી નહોતી જોઇતી. પરંતુ મહારાજામાં યુદ્ધ ગોઠવણની પ્રવિણતા કરતાં ખંત વધારે હતી. બીજેજ વરસે કાશ્મિર જીતી લેવાનો લાગ તપાસવા માંડયો. પરંતુ આવો લાગ તુરત વેળા મળ્યો નહિ, કેમકે વઝીર ફતેહખાન હેરાત અને કાબુલથી પાછો પોતાના ભાઇ આઝીમખાનને આવી મળ્યો હતો. આ સુબો આઝીમખાન અને ફતેહખાન એ જણ એકત્ર થયા એટલે ઘણા જ બળવાન હતા. એમના ઉપર હુમલો કરાય એમ નહોતુ. તોપણ રણજીતસિંહે રજોરીના રાજાએ જે દગો કર્યો હતો તેનું વેર લીધું. એનો મહેલ અને એનું શહેર બાળી નાંખ્યું. ૧૮૧૯ માં કાશ્મિર લેવાનો દાવ આવ્યો. ત્યાંનો સુબો હાજર નહોતો, એ જાણીને મહારાજાએ ત્યાં મોટું લશ્કર મોકલ્યું. આ લશ્કરના સેનાપતિ મિશ્રદિવાનચંદ હતા. એણે ગયે વરસે મુલ્તાન લીધું હતું. પછાડીના લશ્કરનો સેનાપતિ રામદયાળ હતો. રામદયાળવાળું લશ્કર ઘણો વરસાદ પડવાથી પહોંચી શકયું નહિ., એનો લડાઇમાં બીલકુલ હાથ નહોતો. સુબાની ગેરહાજરીમાં કામ કરનાર ઝબરખાને સહેજ નામનો બચાવ કર્યો, અને નાઠો. મહારાજાએ કાશ્મિરનો પ્રાંત પોતાના રાજ્યમાં મેળવી દીધો. દિવાન મોકમચંદનો પુત્ર અને રામદયાળનો પિતા મોતીરામ કાશ્મિરનો પહેલો સીખ સુબો હતો.

આ વખતથી ઇંગ્રેજોએ રાજા ગુલાબસિંહને કાશ્મિર આપ્યું, ત્યાંસુધીનો કાશ્મિરનો ઇતિહાસ બીજા સીખ પ્રાંતો જેવોજ છે. માત્ર વિશેષણમાં એટલુંજ કે એ પ્રાંત દૂર હોવાને લીધે ત્યાં વ-

ધારે જુલમ થતો, અને લોકો પાસેથી બહુ નાણાં કઢાવાતાં. એમના આવા ન ખમાય એવા જુલમને લીધે કેટલીકવાર બંડ થતાં. જુલમગારોના જુલમનું પરિણામ સામાન્ય રીતે રૈયતનાં બંડમાંજ આવેછે. આમ થતું ત્યારે મહારાજાને એમ લાગતું કે એ સુબાને બદલીને બીજા ઓછા જુલમગાર આદમીને હવે મોકલવો જોઇએ. બીચારા કાશ્મિરના આ દુઃખના દિવસોમાં દિવાન મોતીરામ અને એનો દીકરો કિરપારામ એ બંને ત્યાંના સુબા હતા. સમગ્ર રીતે જોતાં એઓ સારા અમલદારો હતા. બે વાર બીજા સૂબા નીમાયા હતા. તે સહિત એમની હકુમત ૧૮૩૧ સુધી ચાલી હતી. દિવાન મોતીરામ એશ આરામી હતો, અને કામકાજમાં બહુ મન ઘાલતો નહોતો. પરંતુ એનો સ્વભાવ દયાળુ હતો, અને એ લોકપ્રીય હતો. ૧૮૨૦ માં એનો મોટો દિકરો રામદયાળ હુઝારામાં મરાયો, ત્યારે એણે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું. પોતે રાજખટપટમાંથી વિરક્ત થઇને કાશીવાસ કરવાનો ઇરાદો કર્યો. મહારાજાએ એની જગાએ લડાયક સરદાર હરિસિંહ નળવાને મોકલ્યો. પરંતુ હરિસિંહ નળવો રાજ્ય કરવું એટલે ખૂબ જૂલમ કરવો એમજ સમજતો હતો. કાશ્મિરના લોકોએ બળવો કર્યો, અને દિવાન મોતીરામને પાછો ત્યાં મોકલવો પડ્યો. આ સુબેદારી એણે ૧૮૨૬ સુધી કરી. ૧૮૨૬ માં રાજા ધ્યાનસિંહની ખટપટને લીધે, દિવાન કુટુંબ અવકૃપામાં આવી પડ્યું. અને દિવાન મોતીરામની જગ્યાએ દિવાન ચુનીલાલ નામનો એક નમાલો આદમી નીમાયો. એ દોઢ વર્ષ સુબેદાર રહ્યો. ત્યારપછી દિવાન કિરપારામની નીમણુક થઇ. આ સુબેદાર ઘણો વિચિક્ષણ હતો, અને વાણીઆ જાતમાં સાધારણ રીતે ન હોય એવી રસજ્ઞ બુદ્ધિવાળો હતો. દબદબો શું એ બરાબર સમજતો, અને એણે કાશ્મિર-

ની રાજધાનીમાં ઘણાં સરસ મકાનો અને વાડી વજીફા બાંધીને તેની શોભામાં વધારો કર્યો. શ્રીનગરમાં જ્યાં હાલ મહારાજા ગુલાબસિંહનો સ્મારક સ્તંભ છે તે રામબાગ દિવાન કિરપારામે કરાવ્યો હતો.

સને ૧૮૨૮ માં કાશ્મિરમાં ધરતીકંપ થવાથી ઘણું નુકસાન થયું. ઘણાં સરકારી અને ખાનગી મકાનોનો નાશ થયો હતો અને ઘણાં માણસો મરી ગયાં હતાં. ધરતીકંપ પછી કોગળીઉં ફાટી નીકળ્યું હતું. દિવાન મોતીરામના વખતમાં એકવાર કોગળીઉં ફાટી નીકળ્યું હતું, પરંતુ આ વખતનો રોગ તે વખતના કરતાં વધારે ઝનૂન હતો. ૧૮૩૧ માં કિરપારામ ઉપર રાજા ધ્યાનસિંહની ફરી દુશ્મનાવટ થઇ. ભીમબોરના રાજા ફૈઝતલબખાનને કિરપારામે આશ્રય આપ્યો હતો. આ ફૈઝતલબખાનને બન્ને ડોગરા રાજા ધિક્કારતા હતા અને જેર કરવાની ઇચ્છા રાખતા હતા. પણ કિરપારામે એને આપી દેવાની ચોખ્ખી ના પાડી. આથી એને કાશ્મિરથી પાછો બોલાવી લેવામાં આવ્યો, અને થોડી મુદતમાં પંજાબ છોડીને પોતાના બાપની પાસે બનારસ ગયો. કિરપારામના કુટુંબોએ ત્રણ પેઢી સુધી મહારાજાની નિમકહલાલ અને ઉત્કૃષ્ટ સેવા બજાવી હતી. પરંતુ મહારાજા ઉપરનો આભાર એમને કાંઈ કામમાં આવ્યો નહીં. મહારાજાના મનથી જે માણસનું કામ સરી રહ્યું, તેની પછી એક કોડીની કિંમત રહે નહીં, એમ હતું. તેમજ નવા માનીતાને દુભવે કે થયું. પછી એના ઉપર અવકૃપા થઇ છેજ. મહારાજામાં આવી તદ્દન સ્વાર્થ પરાયણતા અને નિમકહલાલ નોકરોની કરેલી નોકરીના બિલકુલ બેશરમ રીતે છેક અખાડા કરવા, એ બે ઘણા નઠારા દુર્ગુણો હતા. દિવાન ફકુંબનો મોકમચંદ એમનો શ્રેષ્ટ સેનાપતિ હતો. ઘણે ભાગે એના શુદ્ધ કૌશલ્યથીજ પંજાબમાં મહારાજાનું રાજ્ય જામ્યું હતું. પરંતુ

એથી કરીને કાંઈ એના દીકરા મોતીરામ તથા પૌત્ર કિરપારામને લાભ થયો નહોતો. એમનું વારેવાર અપમાન અને દંડ થતો; એમની જાગીરો જપ્ત કરી હતી, અને પરિણામે એમનો નાશ થયો હતો.

૧૮૦૯માં કાંગ્રા અને તેની આજુબાજુનો પહાડી પ્રદેશ મહારાજાએ જીતી લીધો. મહારાજાની ટેવ પ્રમાણે આ વખતે પણ એમણે દગો કર્યો હતો. કાંગ્રાનો રાજા સંસારચંદ કટકના ઊંચા રજપૂત વંશનો હતો. ઊંચકુળનો તેમજ હુશીઆર હોવાને લીધે એને બધા માન આપતા. અઢારમા સૈકાના પાછલા ભાગમાં જ્યારે અંધાધુંધીનો સમય હતો, ત્યારે એણે પડોશમાંનાં રજપૂત રાજ્યો જીતી લઈને પોતાનું રાજ્ય વધાર્યું. એની કુશળતાને લીધે એની સામે થતાં ઘણાં કાવતરાં છતાં એ ટકી રહ્યો. ૧૮૧૪માં સરદાર જયસિંહ કનૈયાની પાસેથી તે સમયની તોપો વગેરેથી ન જીતાય એવો અજીત્ય કાંગ્રાનો કિલ્લો મળ્યો. આ કિલ્લો જેના તાબામાં હોય તેના હાથમાં આજુબાજુના મુલકનો કબજો રહેતો. મહારાજાની મરજી ઘણી મુદતથી એને લાભ દાયક સ્થળમાંથી હાંકી કહાડવાની હતી. જ્યારે કેલોરના રાજા માનસિંહના બોલાવવાથી ગુર્ખા લોકોએ કાંગ્રાની ખીણપર હલ્લો કરીને એના ગઢને ઘેરો ઘાલ્યો ત્યારે મહારાજાની ઇચ્છા ફળીભૂત કરવાનો લાગ મળ્યો. ઘેરો ઘણાં વર્ષ ચાલ્યો અને ગમે તેવો હઠીલો શત્રુ હોય તેને પણ સંસારચંદ થકવી થકવીને કાયર કરી શકત, પણ એના કમનસીબને લીધે એને રણજીતસિંહ પાસથી મદદ માગવાનું સૂઝયું. મહારાજાએ બન્ને પક્ષની જોડે બાજી માંડી. પોતે નેપાળના સરદાર અમરસિંહ થય્યાની તરફથી આવ્યો છે એવો ઢોંગ કર્યો. સંસારચંદે એ સરદારને મદદ માટે બોલાવ્યો હતો, માટે એ બહાને ગઢમાં દાખલ થયો. એકવાર

દાખલ થયો કે પછી રજપૂત અને ગુર્ખા બન્નેને હાથતાળી આપીને પોતે ગઢ પચાવી પડયો. આ હીકમત છક કરી નાંખે એવી હતી, અને ઇતિહાસમાં સરેતોરે ઉતરેલી દગાબાજીનાં વખાણ થાય છે, તેવાં વખાણને લાયક હતી.

ત્યારપછી ઘણાં વર્ષ પછી મહારાજાએ કાંગ્રાનું બધું રાજ્ય ખાલસા કરીને પોતાના રાજ્યમાં ભેળી દીધું, તે વખતે બહાદૂર સંસારચંદ મરી ગયો હતો. અને એની ગાદીપર એનો દીકરો અનેરોધચંદ ખંડીઆ તરીકે રાજ્ય કરતો હતો. આ વખતે ધ્યાનસિંહ જે મહારાજાને બૂરી મસલતનો આપનાર હતો, અને પોતે જમુના પ્રાચીન રજપૂત કુળનો ખરો હકદાર હોવાનો ડોળ સાબિત કરવાને સર્વદા ઉત્સુક હતો તેણે મહારાજાને ભંભેર્યો કે મારા દીકરા હીરાસિંહને અનરોધચંદની એક બેન વેરે પરણાવો. હીરાસિંહ ખૂબસુરત જુવાન અને લાહોર દરબારમાં માનીતો હતો. પરંતુ આ વાત કટકના કુલીન રજપૂતને રૂચી નહિ. પોતાની બહેનને ડોંગરા જાતના રજપૂતને આપવાની એણે ના કહી, કેમકે પોતે ડોંગરા જાતની ખુનામત હલકી ગણતો હતો, અને પોતાના કુટુંબને લઇને લાહોરથી નાશીને સતલજની આ પાર બ્રિટિશ મુલકમાં આવતો રહ્યો. મહારાજાને આથી ઘણોજ ગુસ્સો લાગ્યો, અને તરત એની બધી જાગીરો જપ્ત કરી. બીજે વર્ષે એટલે ૧૮૨૯માં આ કુલીન રાજપુત્રને નામોશી લગાડવાના હેતુથી એની બે અનૌરસ બહેનોને પોતે પરણ્યો. આમાની એક રણજીતસિંહના જીવતાં મરી ગઇ હતી, અને બીજી એની પછવાડે સતી થઈ હતી.

પેશાવર અને હઝારાનો પહાડી મુલક જીતતાં મહારાજાને ઘણો વખત લાગ્યો હતો. વળી પૈસાનો પણ બહુ ખરચ થયો હતો.

તેમજ એના ઘણા સરદારો અને ઘણું લશ્કર માર્યું ગયું હતું. પરંતુ આ બધાનું, તેમજ પંજાબમાં વસતી મુસલમાન જાતોને મહારાજાએ જેર કરી તેનું વર્ણન ટુંકામાં કહીશું. આ મુસલમાન જાતો સીખ લોકોના જેવીજ લડાયક અને બહાદૂર હતી- પરંતુ મહારાજામાં જેમ બધા સીખ લોકોનું બળ એકત્ર કરવાની અને ગોઠવણ કરવાની શક્તિ હતી, તેમ એમનામાં ન હતી. આમ હોવાથી મહારાજા એ બધાને પ્રથક્ પ્રથક્ જીતી શક્યા. જો બધા એકત્ર થયા હોત તો મહારાજા એમને જીતી શકત નહિ. એમનામાં એવો એક પણ બુદ્ધિશાળી આદમી નહતો કે જે બધા મુસલમાનોને પેગંબર સાહેબના લીલા વાવટા નીચે એકઠા કરે, ને ઉત્તર પંજાબમાં સીખ લોકોની સ્પર્ધા કરે અને એમને અંકુશમાં રાખે, એવું મુસલમાની રાજ્ય સ્થાપે. સૈયદ અહમદશાહ જેવા કેટલાક ધર્માંધ મુસલમાનો જુદી જુદી પહાડી જાતોનું લશ્કર એકઠું કરીને વખતે વખતે ઘણી મહેનત આપતા, અને સીખ લોકો અને બીજી મુસલમાન નહિ એવી જાતો સાથે જીહાદ ઉઠાવતા. પરંતુ એમનું ભયંકર ઝનૂન તરખલાં પેઠે તરતજ લળી જતું. આવા ધર્માંધો રાજ્યનો નાશ કરવાને સમર્થ હતા, પણ રાજ્ય સ્થાપવાને સમર્થ નહોતા. પોતાના મહાન રાજાથી આગ્રહપૂર્વક દોરાવાથી છેવટનો જય તો જડસા જેવા, મજબુત અને અડગ સીખ લોકોનોજ થતો. એમની જીત ધીરી, નક્કી અને ચડતી ભરતીની પેઠે ખાળી ન શકાય એવી હતી.

સીખ લોકો અને એમના મહારાજાનાં આ વર્ણનથી જો વાંચનાર એમ સમજે કે પંજાબમાં ખસૂસ કરીને હિંદુઓનીજ વસ્તી હતી, અને એમના ઉપર ગુરૂ ગોવિંદના નવા ધર્મના અનુયાયીઓ એકદમ અસાધારણ બળવાળા થઈ પડ્યા, તો તે તદ્દન ખોટું છે.

રણજીતસિંહના વખતમાં પંજાબ હતો એવોજ હાલ છે. ત્યાં હિંદુએ અને મુસલમાનની વસ્તી સરખી છે. દક્ષિણ અને મધ્યનાં પરગણાંઓનાં મોટાં શહેરોમાં મુસલમાનની વસ્તી ઘણીછે. પણ સાધારણ રીતે એમ કહેવાય કે ચીનાબ નદીની પૂર્વે હિંદુઓ અને પશ્ચિમે મુસલમાનોની વસ્તી છે. આપણે જેમ જેમ વાયવ્ય તરફની સરહદ તરફ અને એ તરફના પહાડી મૂલક તરફ જઈએ છીએ તેમ તેમ હિંદુઓની વસ્તી ઘટતી જતી જણાયછે. છેક સરહદનાં પરગણાંમાં તો ઘણું કરીને મુસલમાનનીજ વસ્તી છે. માત્ર નાણાં ધીરનારા અને વેપારીઓ ઘણું કરીને હિંદુઓ હોયછે. આ લોકો તો છેક મધ્ય એશિયાનાં ધર્મ ઝનૂની શહેરોમાં પણ આબાદાની ભોગવતા માલુમ પડે છે. ગક્કર જોદ્ધા ઝાંઝોબા, અવાન, ટીંવાન, સીઆલ, ખરલ, ખત્તર, ધીબા અને કોખર જેવા લાહોરની પશ્ચિમના સપાટ પ્રદેશમાં અથવા* સિંધુનદીની વચ્ચે આવેલા ખાડા ટેકરા વાળા અને પહાડી પ્રદેશમાં રહેનારી પંજાબની કેટલીક મુસલમાન જાતો તો ઘણી જૂની અને અગત્યની છે. આમાંની થોડીએકની ઓલાદ આ દેશની નથી, એમ કહેછે. ગક્કરો ઇરાનથી અવાન, અફઘાનીસ્તાન અગર આફ્રિકાના યુનાનીઓથી ઉતરેલા ગણાય છે. પરંતુ હિંદુસ્થાનમાં રહેનારી બધી આર્ય પ્રજા એજ પ્રમાણે એક પછી એક આવેલા પરદેશી ખળકાથીજ બનેલી છે. એ સિવાય એ કહેવાનો બીજો હેતુ હોય એ શક ભરેલું છે. રજપૂત અને જાટ લોકો કરતાં એઓ જુદા છે, એવું માનવાને ખાત્રી ભરેલું કશું નોંધાએલું નથી. એઓ ખરેખરૂં જોતાં બીજી હિંદુજાતોની પેઠેજ આ ભૂમિના મૂળ રહેવાશીઓ છે. તેઓએ મુસલમાન ધર્મ વહેલો અંગિકાર કર્યો, તેથી મૂ-

* સપૂર્ણ હેવાલ સારૂ જુવો "પંજાબ ચીફ્સ" પાનું ૫૦૨થી ૬૦૫.

ળ આનો કરતા તેમના જાતિ લક્ષણો જૂદા ન થતા ઉલટા બદલાવ વગર એવાને એવા રહ્યાં છે એટલુજ બન્યું છે. આશાની ઘણી જા તેનો એક બીજાની જોડનો નિકટ સંબંધ તો જાણીતો છે

તીવાન, સીઆળ, ઘેબા અને ભાવલપુરના દોદપુત્રા બધે એકજ પૂર્વજથી ઉતરેલા છે. માત્ર દૌદપુત્રા પોતાને અલ્લદ પેગંબરના કાકા અબ્બાસથી ઉતરેલા ગણાવવામા આનંદ માને છે. પરં આ તેમજ પંજાબની ઘણીખરી જૂની જાતો રજપુતોમાંથીજ ની કળી છે. એ સંભવીત છે કે પંજાબ ઉપર રજપૂતોના ત્રણ જાણ લાયક હુમલા થયાછે તેમનો પહેલો હુમલો ઇતિહાસ લખાયાની ૨ હેલા પણ ઇ. પૂ. ૨૫૦૦ વર્ષથી પહેલા નહિ થયો હતો. કટ ચંબા અને જાલધરના પહાડી રાજાઓ જેમના પૂર્વજો બાગી અ રેચના દુઆબ ઉપર રાજ્ય કરતા હતા તેઓ આ વખતે આવેલ રજપુતોના હાલના વંશજોછે. માણસોનો બીજો બગડો ત્યારપછી હજાર વર્ષે આવ્યો હતો. તે વખતે હસ્તિનાપુરના સ્થાપનારનો પુ ઉજમીદ પોતાના યદુ રજપૂતોને લઇને જેલમ નદીની ઉત્તરે આવ્યો હતો. એમણે જે વંશ સ્થાપ્યો, તેણે રાવળપિંડીથી સુલતાન સુ રાજ્ય કર્યું હતું. છેવટે રજપૂતોનો ત્રીજો હુમલો દક્ષિણ તરફથી આવ્યો હતો. ઇ. સ. ના દશમાથી પંદરમા સૈકાસુધીમા આ લો ધીરે ધીરે આવ્યા હતા. પંજાબના આવનાર આ રજપૂતો ઘણી જૂ જુદી જાતના હતા. આ લોકોના વંશજો, તે હાલના જાટ, તીવા સીઆળ, ઘેબા, કોખર અને બીજી જાણીતી જાતો છે.

હિંદુસ્થાનના દેશી લશ્કરના પંજાબી મુસલમાન એ એ અગત્યની જાત છે. શાંતિ અને યુદ્ધના સમયમા છાવણીની આળસુ અ શાંત જીંદગી તેમજ યુદ્ધનાં જુસ્સાદાર આનંદમા બધી રીતે જોત

હિંદુસ્તાનની સઘળી લશ્કરી જાતોમાં સીખ લોકો વધારે સરસ અને ચડીઆતા છે, એમ અમે કહેલું છે. પરંતુ પંજાબના મુસલમાનો તેમનાથી બહુ ઉતરતા નથી. ખરેખાત યુદ્ધ પ્રસંગે તેમનું જોસ્સાદાર ઝનૂન બિલકુલ ખળાય નહિ એવું છે. સીખ લોકો એ વાતમાં એમનાથી ઉતરતા છે, તેમજ તેમની બહાદૂરી અને યુદ્ધાનંદ પણ એટલોજ વધારે છે. પરંતુ યુદ્ધ પ્રસંગ વિનાના વખતમાં હાર પામ્યે હોય ત્યારે, અગર આફતમાં આવી પડયા હોય ત્યારે એઓ સીખ લોકો જેવા દૃઢ મનના નથી, તેમજ સીખ લોકની પેઠે શાંતિના વખતમાં પોતાના દેશથી દૂર નોકરી કરવા જવું એમને ગમતું નથી. સીખ જેમ દરેક વાતે ઉપયોગી છે, તેમ એ લોકો નથી. સીખ લોકો ઉશ્કેરાઇ જાય એવા નથી. સીખ લોકો લશ્કરી નોકરીના લાભાલાભ શાંત મનથી કબૂલ કરે છે. પરંતુ પંજાબી મુસલમાન યુદ્ધ કરવામાં ફક્કડ છે. ૧૮૪૯ માં અને ૧૮૫૭માં તીવાન, સિઆલ અને મુલ્તનીઓએ ઇંગ્રેજોની મદદમાં લડાઇઓ કરીને ઘણી કીર્ત્તિ મેળવી છે.

મહારાજાએ પ્રથમ લાહોરની પડોશમાંની મુસલમાન જાતો ઉપર હલ્લાં કરીને જેર કરી. પ્રથમ ખરલનો વારો આવ્યો. આ જાતનાં શેખોપુરા અને ઝંગની આજુબાજુ ચાળીશ ગામો હતાં. એ જાત તોફાની અને ચોર હતી, તેમજ તાબે થાય એવી નહોતી. બીજી મુસલમાન જાતો કરતાં એ લોકો ધર્માંધ હોવાથી હિંદુ રાજ્ય કબુલ રાખવાનો તેમને સૌથી વધારે અણગમો હતો, અને દિવાન સાવનમલ અને સીખ લોકો તેઓને દાબમાં રાખ્યા ઉપરાંત (અદ્યાપિ પર્યંત) કાંઈ વધુ કરી શકયા નહોતા. કારણ કે જ્યારે જ્યારે તેઓની સામે વ્યવસ્થિત લશ્કર તેમને જેર કરવાને મોકલવામાં આવતું ત્યારે ત્યારે તેઓ એવાં ગાઢ જંગલમાં અને ભેજવાળી જગ્યામાં ભરાઈ

બેસતા કે ત્યાં તેમની પૂંઠે જઈ શકાતુંજ નહોતું.

મહારાજાએ એ લોકોનાં ગામ ૧૮૦૩ માં ખાલસા કરી દીધાં અને પછી તેમના પડોશી શીઆલ લોકો ઉપર ચડ્યા. આ લોકો ઝંગ, લીઆ અને ચુનીઓટની આસપાસ રહેતા હતા. મહારાજાએ એમના સરદાર અહમદખાન પાસેથી ખંડણી તરીકે ૬૦૦૦૦ રૂપિઆ લીધા. અને ત્રણ વરસ પછી એ મૂલક લઈ લીધો અને સરદાર ફતેસિંહ કલિયાણવાળાને એ પ્રાંત મુજારે આપ્યો. આ વખતે તીવાન જાત ઘણી જોરાવર હતી ને એમનાપર ખુલ્લી રીતે હુમલો કરાય એમ નહોતું. મહારાજાએ ઈ. સ. ૧૮૦૬ની સ્વારીમાં એ જાતના એક સરદાર ખાનબેગને દગાથી પકડ્યો, અને એક લાખ રૂપિઆ લઈને એના ભાઈને આપી દીધો. એણે એ બીચારાનો વધ કરાવ્યો. છેક ૧૮૧૭માં મહારાજાએ તીવાનના સરદાર ઉપર હુમલો કરીને નુરપુરનો ગઢ લઈ લીધો. તે વખતે અહમદયારખાન રાજ્ય કરતો હતો. માંકેરાનો નવાબ એનો શત્રુ ને પ્રતિસ્પર્ધિ હતો, પણ એની મદદ વડે પાછો પોતાનો મૂલક મેળવ્યો, પણ તે થોડી મુદત સારૂજ. એને આખરે મહારાજાને નમણું આપવું પડ્યું. માંકેરાના નવાબ હાફીઝ અહમદખાન ઉપર વેર લેવાની તક તરતજ આવી. મહારાજાએ એના ઉપર ૧૮૨૧ માં હુમલો કર્યો. આ હુમલામાં તીવાન લોકો તનમનથી સામેલ થયા. આ ચઢાઈ કાંઈ સરલ ન હતી, કેમકે માંકેરા રણમાં આવ્યું છતાં એને ફરતા બાર કિલ્લા આવી રહેલા હતા. એમાં એકે કૂવો નહોતો. પરંતુ મહારાજા પંડે એઓ ઉપર ચઢ્યા. અને ખંત આગળ બધી ભૌતિક અડચણો હઠી ગઈ. એ ધીરે ધીરે આગાડી ધસ્યો. જેમ જેમ અગાડી ગયો તેમ તેમ કૂવા ખોદાવતો ગયો, અને છેવટે કિલ્લાને ઘેરો ઘાલ્યો. પચીશ દિવસ ટકાવ કરીને કિલ્લો તાબે થયો. ત્યાંના નવાબને ડેરાઇસ્માલખાન પ્રગણાના સુબા તરીકે રહેવા દીધો. આ પ્રગણું ઘણુંજ તોફાની હતું, અને સીખ લોકો એને વશ રાખી શકે એમ નહોતું.

તીવાન લોકોએ આ વખતે એટલી બધી બહાદૂરી વાપરી હતી કે મહારાજા ખુશ થઇને પચાસ તીવાનોને પોતાના આત્મરક્ષક તરીકે લાહોર લઇ આવ્યા. ખરેખાત તીવાન લોકો દેખાવમાં ઘણા સુંદર હોય છે. ૧૮૬૪મા લૅાર્ડ લૅારેન્સે ભરેલા ઐતિહાસિક મેલાવડામાં ફતેશેરખાન અને શેરમહમદખાન નામના બે તીવાન સરદારોને અમે દીઠા છે. એ દરબારમાં આવેલા સઘળા અમીર ઉમરાવો કરતાં એઓ ઘણાજ ભવ્ય દેખાવના હતા. લાહોરની દક્ષિણે પચાસ માઇલ દૂર આવેલા કાસુર નામના ગામમાં એક બળવાન પઠાણ મુસલમાન કુટુંબનું રાજ્ય હતું. અઢારમી સદીના પાછલા અર્ધાદ ભાગમાં આ લોકો સીખ લોકો સામે પોતાનો બચાવ કરી રહ્યા હતા. ઇ. સ. ૧૮૦૦ની સાલમાં જ્યારે રણજીતસિંહે લાહોર લીધું, ત્યારે એઓ રણજીતસિંહની સામે ખટપટમા સામીલ થયા હતા. મહારાજાએ એ લોકો ઉપર કેટલાક હુમલા કર્યા હતા. આખરે ૧૮૦૭માં પોતાનું સઘળું લશ્કર લઇને પોતે કાસુરપર ચઢયો, અને નવાબ કુતબુદીનને હાંકી કાઢયો, એ નવાબ સતલજને દક્ષિણ કિનારે પોતાની મામદોત નામની જાગીરપર રહેવા ગયો. હાલ પણ એના વંશજોને તાબે એ જાગીર છે.

પ્રેમશૌર્યવાળી ગક્કર લોકોની જાતિએ હિંદુસ્તાનના ઇતિહાસમાં ઠીક ભાવ ભજવ્યો છે. આ જાતે ઘણાં વર્ષ સુધી કાશ્મિરમા રાજ્ય કર્યું છે. કાશ્મિરપર ચઢી આવતા વિજેતાઓની સામે બહાદૂરીથી ટક્કર ઝીલી છે. પરંતુ ૧૭૬૫મા રણજીતસિંહના સરદાર ગુજરસિંહ ભંગીએ ગુજરાતના કોટ અગાડી ગક્કરોના સરદાર સુલતાન મુબારકખાનને યુદ્ધમાં જે જબરી સિકસ્ત ખવાડી, ત્યાર પછી તેઓ રણજીતસિંહની સામે ટકી શક્યા નહિ. તે કાળે ગુજરાત, રાવળપીંડીનો ઘણોખરો ભાગ અને જેમલ પરગણું ગકકરોને તાબે હતું. બુધસિંહ સિંધનવાલીઆ અને જમુના રાજા ગુલાબસિંહ આ

બન્ને આ પરગણાઓમાં અમલદારીપર હતા. આ લોકોએ ગક્કર લોકોને છેક નીચોવી દીધા હતા. ૧૮૧૮માં તેમની રહી સહી રાજસત્તા ઝુંટી લેવામાં આવી. આ જુના રાજકુટુંબનું નશીબ કેટલેક દરજ્જે ઇંગ્રેજોને હાથ ફરવાનું નિર્માણ થયું હતું.

અવાન જાત ઘણી છુટી છવાઇ વસેલી હતી, તેથી તેઓ સીખ લોકોની સામે ટકાવ કરી શકે એમ નહોતું. આ લોકોના મુખ્ય ગામ શામશાબાદ, સેનાપતિ મોકમચંદે સને ૧૮૧૩ માં તેમને સજા કરવા ખાતર તેમનો નાશ કર્યો હતો, કારણ કે કાબુલનું લશ્કર જ્યારે અટક ઘાટપર ઘેરો ઘાલવા આવ્યું હતું ત્યારે આ લોકોને તેમની મહેમાનગીરી કરવાની ફરજ પડી હતી. પણ રાવળપીંડી, જેમલ અને શાહપુરમાં આવેલી તેમની વંશપરંપરાની જાગીરોને બદલે તેમને સીખ સુબેદારોને સલામી આપવી પડતી એટલુંજ. એનો ઉપભોગ કરવામાં કાંઇ નડતર કરવામાં આવેલું નહોતું. જંજોવા જાતનું પણ એમજ હતું. આ લોકોને મહારાજાના બાપ માનસિંહની સાથે મૈત્રીદાવો હોઇને તેઓ સાથે રહીને લૂટફાટ કરતા.

કાંગ્રા, જમુ અને ગુજરાત પ્રગણાની આજુબાજુ નીચી ટેકરી વાળા પ્રદેશમાં પથરાયલી ચીબ નામની જૂની રજપૂત જાત ઘણી ખરી વટલીને મુસલમાન થઇ ગઇ હતી. કાંગ્રામાં રહેનારી એ જાત પોતાનો મૂળ ધર્મ પાળતી હતી. ભંગડ સરદારો આ જાતપર વારેવડીએ હુમલા કરતા, તેમજ સકર ચખીઆ સરદાર મહાનસિંહ પણ તેમનાપર ઘણીવાર ચડી આવતો. પરંતુ એમનો પ્રદેશ ઘણો વિકટ હોવાથી કોઈ એમને વશ કરી શક્યું નહોતું. મહારાજાને હાથે એઓ જેર થયા. સને ૧૮૧૦ માં સરદાર સાહેબસિંહની પાસેથી ગુજરાત જીતી લીધા પછી મહારાજા ચીબ સરદાર રાજા ઉમરખાનના બે મજબુત કિલ્લા ચુનીયાન અને માંધા ઉપર ચડ્યા, રાજાને

તાને થવું પડયું. જ્યારે થોડા માસ પછી એનું મરણ થયું ત્યારે એની બધી જાગીરો જપ્ત કરવામાં આવી.

આજ વર્ષમાં મહારાજાએ શાહીવાળના બલુચી સરદાર ફતેહખાન ઉપર ચડાઈ કરી. આ માણસ ઘણો સત્તાવાન હતો, અને ભંગડ સરદાર સામે ટક્કર ઝીલવામાં ફતેહમંદ નીવડયો હતો, અને સીખ લોકો પાસેથી પોતાનો ગએલો ઘણો મૂલક પાછો મેળવ્યો હતો. મહારાજાના બાપે એની પાસેથી નામની થોડીએક ખંડણી લીધી હતી. ૧૮૦૪ માં મહારાજાએ ખંડણી ઘણી વધારી; પરંતુ આ ખંડણી અનિયમિત રીતે આપવામાં આવતી. એની જાગીરો ખાલસા કરી લેવાનું આ ઠીક બહાનું જડયું. મહારાજાએ એનો ત્વરાથી ઉપયોગ કર્યો. સન ૧૮૧૦ માં ફતેહખાનપર ચઢાઇ કરીને તેના કિલ્લાપર છાપો મારીને તે લીધો. ફતેહખાનને પોતાની જોડે લાહોર લઇ આવ્યો. અહીં એને સારી જાગીર આપવામાં આવી. લાહોર દરબારમાં એ કેટલાંએક વર્ષ રહ્યો. છેવટે દરબારી સુસ્ત જીંદગીથી કંટાળીને એ દરબારમાંથી નાશી ગયો. અહીથી તહીં નાસવું પડયું. છેવટે નાસેડુની સ્થિતિમાંજ સન ૧૮૨૦માં ભાવલપુરમાં મરી ગયો.

આ પ્રમાણે એક પછી એક એમ સઘળા મુસલમાન સરદારો મહારાજાને વશ થયા. ૧૮૧૦ સુધીમાં તો આખા પંજાબમાં સિંધુથી તે સતલજ સુધી મહારાજાની સત્તા નિર્બાધીત રીતે પ્રતિપાદીત થઇ હતી. સતલજની દક્ષિણના પ્રાંતો ઇંગ્રેજના રક્ષણ નીચે હોવાથી અને ઉત્તરે કાબુલના રાજાની હદ આવેલી હોવાથી મહારાજાની સત્તા બળાઇ રહી હતી. કાબુલના રાજકર્ત્તાઓ તૈમુર અને અહમદશાહ દુરાનીના જીતેલા પ્રાંતો ગણીને હમેશ ઉત્તર હિંદુસ્તાન ઉપર દાવો રાખતા.

અટકના કિલ્લા અગાડી મહારાજાએ વઝીર ફતેહખાન અને પછવાડે અમીર થયો એ દોસ્તમહમદખાનને હરાવ્યા હતા; અને હૈદારની લડાઇનું અમે અગાડી વર્ણન કરી ગયા છીએ. ત્યારપછી

દિવાન રામદયાળને કાસ્મિરથી સખત હાર ખાઇને પાછું હઠવું પ-ડયું હતું. પછી પંડે મહારાજા પણ ઘણી હેરાનગતિ ભોગવીને પાછા આવ્યા હતા. છેવટે ૧૮૧૯માં કાસ્મિર જીતાયું હતું. હુજારાની તોફાની મુસલમાન જાતોને જેર કરવામાં ઘણીજ મહેનત પડી હતી. આ જાતો ઇંગ્રેજોએ જીતી લીધી છે, ત્યારથી ઘણી વખત તકલીફ આપ્યાં કરેછે, અને એમના ઉપર ઘણી સ્વારીઓ કરવી પડી છે. સીખ લોકોને પહાડોમાં લડવું કદી પસંદ નહોતું. પણ અફઘાનો અને યુસફઝી લોકોને તો મેદાનના કરતાં પહાડોમાં લડવું ખૂબ ફાવતું. આ લોકોની હુમલો કરીને તુટી પડવાની રીત એઓ જે જંગલી અને પહાડી જમીનપર લડવાને ટેવાયલા હોયછે તેને લીધેજ ઉદ્ભવ પામી છે. હુઝારાનો સુબો સરદાર હુકમસિંહ ચીમની બહાદૂર લડવૈયો હતો, પણ અમલદાર તરીકે છેક નિર્દય હતો. એ સન ૧૮૧૪ માં અટક અને હુઝારાનો સુબો નીમાયો હતો; અને એણે ઘણીજ બહાદૂરી ભરેલું પરાક્રમ કરીને, અફઘાનોને અટકના કિલ્લામાંથી હાંકી કહાડ્યા હતા. અફઘાનોએ આ કિલ્લો ઓચિંતો છાપો મારીને પાછો લઈ લીધો હતો. આ સુબાએ હુઝારામાં ઘણોજ જુલમ કર્યો હતો, તેથી અને ખસુસ કરીને તાલેવાન અને સત્તાવાન અમીર સૈયદખાનને એણે ફાંસી દીધો, તેથી એ પ્રાંતમાં ઘણી ઉશ્કેરણી થઈ હતી. સન ૧૮૧૯ માં મહારાજાને એને પાછો બોલાવી લેવો પડ્યો, અને એની જગ્યાએ દિવાન રામદયાળને મોકલ્યો. આ જુવાન અને અસાવધ સરદારોની જોડે કુમાર શેરસિંહ, નામના સેનાપતિ તરીકે હતો; તેમજ ફતેસિંહ અલુવાલીયા પણ હતો. તેઓ પાહડોને રસ્તે ગંડગઢ સુધી ગયા. ત્યાં અગાડી યુસફઝી અને સ્વાન જાતો એમની સામે થવાને એકઠી થઈ હતી. સીખ લોકોના કરતાં એ લોકો ઘણા હતા. વળી ગાઝી સુબાના લશ્કરને ઘણી વાર હરાવ્યાથી નીડર બન્યા હતા. છેક સૂર્યાસ્ત થતાં સુધી લડાઈ જારી રહી હતી. સીખ

લોકો થાકીને સાંજરે પોતાના બચાવને માટે કરેલી છાવણીમાં ગયા. દિવાન રામદયાળ થોડાં માણસો સહિત રણક્ષેત્ર ઉપરથી સૌથી છેલ્લો ગયો. આ પ્રમાણે મુખ્ય લશ્કરથી એને છૂટો પડેલો જોઇને, દુશ્મનો ઘણા જુસ્સાથી એનાપર તુટી પડ્યા. એ પણ ઘણી બહાદુરીથી સામો થયો. પણ આખરે એ અને એના સઘળા સાથીઓ કપાઇ મુઆ. સીખ લોકોએ જોયું કે એમનો સેનાપતિ મરાયો, આથી તેઓ ગભરાયા અને બીજે દિવસે પાછા ફર્યા; રસ્તામાં દરેક ગામ બાળતા ગયા. દિવાન રામદયાળના મોતથી આખા લશ્કરને ઘણું દુ:ખ થયું. પણ મહારાજાના પિત્રાઇ બુધસિંહ સીંધનવાલીયા અને હુરીસિંહ નળવા જેવા ઘણાએ સારા અમલદારો હતા, જેઓની તુલના રામદયાળની સાથે થઇ શકે. એને બદલે મજીઠીઓ સરદાર અમરસિંહ હુઝારાનો સુબો થયો. એ પણ એવોજ કમનશીબ હતો કટાકટીની લઢાઇ વીલાબાદ થોડાં માણસો સહિત થાક ખાવા બેઠો હતો, તેવામાં ધુંડ અને તારીન જાતોએ રામદયાળની પેઠેજ એને કાપી નાંખ્યો હતો.

પેશાવરનાં શહેર અને પ્રગણા બદલ મહારાજાને ૧૮૨૩ માં ખંડણી મળી તે વખતે એ પ્રાંત અફઘાન રાજાની તરફથી યારમહમદખાનના હાથમાં હતો. એનો ભાઇ મહમદ આઝીમખાન ફતેહખાનની પછી કાબુલનો વઝીર થયો હતો. આ વઝીર નામે વઝીર પણ ખરૂં જોતા કાબુલનો અને ઉત્તર અફઘાનીસ્થાનનો રાજા હતો. મહારાજાની જોડે યારમહમદે દોસ્તી કરીને એને ખંડણી આપવી કબુલ કરી હતી. માટે આ વઝીર પોતાના ભાઇ પર ગુસ્સે થયો હતો. કાબુલથી જબરૂં લશ્કર જમાવીને ઝનૂની યુસફજી લોકોએ સીખ લોકોની સામે જીહાદ ઉઠાવી પેશાવર અને અટકની વચ્ચોવચ્ચ નવશેરા અગાડી થેરી પાસે એનો અને સીખ લોકોનો મુકાબલો થયો. ખરેખર આ ઘણોજ દારૂણ યુદ્ધ પ્રસંગ હતો. આ-

ઈબિરની ગાળીની પૂર્વ તરફ તેમજ વાયવ્ય તરફના પહાડોપર કોનો અમલ રહેશે એ તે દિવસે સદાને માટે નક્કી થવાનું હતું. કાબુલ નદીને ડાબે કિનારે મહારાજાએ પોતાના લશ્કરનું સેનાપતિપણું સ્વતઃ લીધું. આ જગાએ યુસફઝીઓ હતા. સીખ ધર્મના ધર્માંધ ઝનૂની અકાળી અને મુસલમાની ધર્મના ધર્માંધ ધાઝીઓ આ જગાએ રણ અખાડે ઉતર્યા. અકાળીઓનો બહાદૂર સરદાર ફુલસિંહ મરાયો અને એમને પાછા હઠવું પડયું. પણ મહારાજાએ બીજી જાતોના માણસોને પાછા હઠાવ્યા. કાબુલ નદીને બાજે કિનારે સરદાર હરિસિંહ નળવો જનરલ વેંન્ચુરા, જમાદાર ખુશાલસિંહ અને સરદાર બુધસિંહ સિંધન વાલીયા, મહમદ આઝીમખાનની સરદારી નીચેના અફઘાનોને પાછા હઠાવતા હતા. હરિસિંહ નળવો મુખ્ય લશ્કરનો સેનાપતિ હતો. આ લોકો સામી અફઘાનોથી ટક્કર ઝીલાઈ નહિ, અને એઓ પેશાવર ગયા. ત્યાંથી ગાળીઓમાં ગયા. મહારાજાએ પેશાવર કબજે કર્યું, અને લૂટયું. દરવરસે આપવાની ખંડણી ઠરાવીને, યારમહમદને ત્યાંનો સુબો ઠરાવીને મહારાજા પાછા આવ્યા.

આ વખતથી હજારા, પેશાવર અને સરહદના પ્રાંતો મહારાજાને હમેશાં જહેમત આપતા. આ લોકોને જેર કરવામાં ઘણો ખરચ થતો. બરકઝાઈ અમીરો અને વશ ન થાય એવી ધર્માંધ જાતોની સાથે લડતાં એના ઘણા સારા સારા સરદારો અને માણસો ગાર્યા ગયાં હતાં. આ ટુંકા વર્ણનમાં સરહદ ઉપર જે ઘણાં વર્ષ એવાને એવા ઝગડા થયા તે બધાનુ વર્ણન આપી શકાય નહિ. વાયવ્ય પ્રાંતમાં નસીરાબાદના રહેવાસી, મુસલમાન ધર્મના એક આગેવાન સૈયદ અહમદશાહના આવવાથી સમય બારીકી ભરેલો થઈ ગયો હતો. આ સૈયદ પોતાના ધર્મ અને સ્વધર્મીઓના બચાવને

માટે પેશાવરના પહાડી મૂલકમાં વસવા ગયો, અને ત્યાં જઇને આ કાફરો સામે જીહાદ ઉઠાવવાની વાયજી કરી. હિંદુસ્તાનમાં વહાબી પંથનો સ્થાપનાર આ માણસ હતો. આ પંથના માણસોએ વખતો વખત હિંદુસ્તાનના રાજ્ય કરનારાઓને જોહેમતમાં નાંખ્યા છે. આ વહાબીઓમાંના ઘણા વફાદાર અને કાયદાને માન આપે એવા છે. આ લોકોની ભક્તિ રીતિ બીજા મુસલમાનો કરતાં સાદી અને પવિત્ર છે. બાકીના ઝનૂની ધર્માંધ અને હુલડખોર હોયછે. એઓ હમેશાં રાજ્ય કર્તાની વિરૂદ્ધ હોય છે. બળવને વખતે આ લોકોએ લોકોમાં બેદીલી અને દ્વેષભાવ ફેલાવવાનો પ્રયત્ન કર્યો હતો. કોઈ મુસલમાન દેશની અંદર જીહાદ ઉઠાવવી હોય તેના કરતાં ઇંગ્રેજ લોકોની સામે જીહાદ ઉઠાવવામાં મુસલમાનોને ધર્મસંબંધી પ્રતિબંધ થોડો છે. તો પણ હિંદુસ્તાનના મુસલમાનો ઇંગ્રેજની સામે જીહાદ ઉઠાવવામાં પાપ ગણેછે. પરંતુ ૧૮૨૩માં સીખ લોકોને કાપી નાંખ્યા હતા. તેમનાં દેવળો ભ્રષ્ટ કર્યાં હતાં. હવે વેર લેવાનો લાગ આવ્યો હતો, અને તેથી ઈસ્લામના મતાનુયાયીઓને ગુરૂગોવિંદસિંહના મતાનુયાયીઓએ ધૂળ ભેગા કરી નાખ્યા હતા.

સરદાર હરિસિંહ નળવાને હુજારાનો સુબો ઠેરવ્યો હતો. એનો અમલ ઘણો કરડો હતો. અને એ મુસલમાનો ઉપર ઘણો દ્વેશ ધરાવતો હતો. આથી કરીને ઘણી વખત ધર્મબંડ ઉઠતાં. ૧૮૨૪ માં દ્રાબંડમાં એક બળવો ઉઠયો ત્યાર પછીના વખતમાં સીખ લશ્કરના કરતાં પાચ ગણા યુસફઝીઓ એકઠા થઈ ગયા હતા. આ લોકોને એણે ઘણી સખત અને બહાદૂરી ભરેલી લડાઇમાં હરાવ્યા. સરદાર બુધસિંહ સિંધન વાલીયા જે જાતે ફક્કડ લડવૈયો હતો, તેને હરિસિંહની મદદે મોકલ્યો હતો. મહારાજાના મનમાં એમના પિત્રાઇ ઉપર વહેમ આવવાનું આ કારણ હતું. ૧૮૨૫ માં મહારાજા અમૃતસરમાં રાજ-

બાગમાં માંદા પડયા હતા. આ વખતે એમના વૈદોએ એમની આશા છોડી દીધી હતી. બુધસિંહ ઘણો બળવાન સરદાર હતો. એના અવિચારી ભાઇ અતારસિંહ અને લહેનાસિંહે નિશ્ચય કર્યો કે મહારાજાના મરી ગયા પછી એમના પ્રાંતો વગેરેને સારૂ જરૂર તકરાર ઉઠશે. આવી વખતે ગોવિંદગઢ જેવો કિલ્લો હાથમાં હોય તો ઘણો જ કામ આવે, એમ ધારીને એમણે છાનોમાનો તે ગઢ રાત્રે તાબે કરવાનો પ્રયત્ન કર્યો. કિલ્લાના અમલદારોને ઘણીજ લાંચ આપી. મહારાજાની સહી સાથેનો ખોટો બનાવટી હુકમ ઉભો કર્યો કે એ કિલ્લો એને સોંપવો. પરંતુ કિલ્લામાં જે લશ્કર હતું તેના અમલદાર જમાદાર ખુશાલસિંહને વહેમ પડયો કે આમાં કાંઇ દગો છે, અને કહાવ્યું કે પંડે મહારાજા આવે તોપણ હું રાતને વખતે કિલ્લાનો દરવાજો નહિ ઉઘાડું. આમ થવાથી આ કાવત્રું પેશ ગયું નહિ. મહારાજા સાજા થયા અને આ બધી વાત જાણી. આથી બુધસિંહને હઝારા તરફ હવ.ફેર કરવા સારૂ જવું પડયું !! ત્યાં અગાડી તેણે ઘણી સરસ નોકરી બજાવી. અકોરા આગળ એનો અને સૈયદ અહમદશાહનો ભેટો થયો. એણે સૈયદને હરાવ્યો તથાપિ એનાં ૫૦૦ માણસ માર્યાં ગયાં. બીજે દિવસે અંજગિરા ગયો. અહીં અગાડી એને ડોંગરા અને અતારી સરદારો મળ્યા. એમનું સઘળું લશ્કર ૧૦૦૦૦ માણસોનું હતું એમની પાસે ૧૨ તોપો હતી. એમની છાવણી આજુબાજુ સૈયદનું મોટું પણ બીન કવાયતી લશ્કર ફરી વળ્યું. એના લશ્કરમાં કાબુલીઓ, યુસફઝીઓ અને અફઘાનો હતા. કેટલાક દિવસ સુધી સીખ લોકો પોતાની છાવણીમાં રહ્યા. એમના ઉપર મુસલમાનો વારેવારે હુમલા કરતા. છેવટે બુધસિંહનો ખોરાક ખૂટી પડયો અને ઘણાએ અધીરા થઇ પડયો. પોતાનું લશ્કર લઇને એણે દુશ્મન ઉપર હલ્લા કર્યાં, અને જબરી કટાકટીની લડાઇ કરીને

તેમને હરાવ્યા. મુસલમાનોના લશ્કરની જબરી કતલ થઇ. સૈયદ નાશીને યુસફ્ઝાઇ ડુંગરોમાં ભરાઇ ગયો, અને બીજાં બે વર્ષ સુધી રણક્ષેત્રમાં ઉભા રહવાને શક્તિમાન થયા નાહ.

મહારાજા અને હુરિસિંહ નળવો બુધસિંહની મદદે આવતા હતા; પણ પોતાની મદદની જરૂર નથી, એમ જણાયાથી પેશાવર ગયા. ત્યાંના અફઘાન સુબાએ સૈયદને સતત મદદ કરી હતી. તેને શિકસ્ત આપવાનો તેમનો ઇરાદો હતો. તેમણે પેશાવર લૂટયું. બાલા-હિસ્સારનો મહેલ બાળ્યો. મસીદો અપવિત્ર કરી અને પેશાવરની ખીણનાં પ્રખ્યાત શોભારૂપ ઘણાં ઝાડો કાપી નાખ્યા. ખંડણીમાં વધારો કર્યો ને ત્યાંના સુબા યાદમહમદખાનના દીકરાને ઓળમાં લઇ ગયા.

ઇ. સ. ૧૮૩૩ માં શાહસુજાએ મુલ્તાક, ડેરાજાત અને પેશાવર મહારાજાને આપી દીધાં. ત્યાં સુધી પેશાવર અને સરહદ સંબંધે વારંવાર લડાઇઓ, દરોડા અને બંડ થયા કરતાં હતાં. શાહસુજાની સત્તા માત્ર નામની હતી, તોપણ એ રાજપદ ધારણ કરી રહ્યો હતો. આ બક્ષિસનો કબજો જોર અગર દગા ફટકાથી લેવો પડે એમ હતું. કુમાર નોહોનિહાલસિંહ અને હુરિસિંહ નળવાને ૮૦૦૦ માણસ આપીને મોકલવામાં આવ્ય. એઓએ વધારેલી ખંડણી માગવાને બહાને જવું અને શહેરનો કબજો કરી લેવો, એવી ગોઠવણ હતી. શહેરનો કોટ જોવાની ખાયશ થઇ છે એવી યુક્તિ કરીને કુમારે તેનો કબજો લીધો. બારકઝાઇ સરદારો સહેજ સામા થઇને પછી નાઠા. સીખ લોકોને ધારેલો કબજો મળ્યો. પણ અફઘાનોની સામા થયા વગર શહેર એમને કબજે રહવા દેવાની મરજી ન હતી. ૧૮૩૫ માં અમીર દોસ્તમહમદખાને પેશાવરનો કબજો લેવાને ઇરાદે સ્વારી કરી. ફકીર અઝીઝુદીનને એને ખોળવાને મોકલ્યો હતો. એણે પોતાનું કામ એવું તો રીતથી બજાવ્યું કે સીખ લોકોનું

મોટું લશ્કર આવ્યું, અને અફઘાનોને લગભગ ઘેરી લીધા. અમીર દોસ્તમહમદ ઉતાવળો ગાળીઓની પેલી બાજુ તરફ જતો રહ્યો.

સરહદના પ્રાંતો જેર કરવા જેટલું સીખ લોકોમાં જોર નહોતું. પેશાવર લીધા પછી કુમાર નાહોનિહાલસિંહ પોતાના લશ્કર સાથે બધા પ્રાંતમાં ફરવા નીકળ્યો. ઠેકાણે ઠેકાણે બાળતો, લૂટફાટ કરતો અને એનાથી ઉઘરાવાય તેટલાં નાણાં ઉઘરાવતો હતો. ૧૮૪૯ માં થયેલા બંડના મોટા આગેવાન દિવાન હાકીમરાઇને, બન્નુ, ટાંક, દેરાઇસ્માલખાન અને ઇસાખેલનો સુબો બનાવ્યો. પરંતુ આ જંગલી મૂલક ઉપર કોઇ દિવસ પણ સીખ સત્તા પુરી જામી નહોતી. એમના કિલ્લાની બહાર એમની સત્તા નામની હતી. લશ્કરની મદદ વગર એઓ કદી પણ વસુલ ઉઘરાવી શક્યા નથી. દર બીજે ત્રીજે વરસે વસુલની બાકી ઉઘરાવવાને, લશ્કરને આખા પ્રાંતમાં ફરવું પડતું. આનો એક રમુજી દાખલો આપીએ છીએ. ૧૮૪૭માં લડાઇ પછી બ્રિટિશ રેસીડેન્ટ કર્નલ લૉરેન્સને મુલકી પ્રધાન રાજા દીનાનાથે કહ્યું કે ટાંકની વસુલાત બે વર્ષથી બિલકુલ આવી નથી. માટે તે ઉઘરાવવા માટે હવે લશ્કર મોકલવું જોઇએ.

સરદાર હરિસિંહ નળવો પેશાવરમાં લશ્કરના મુખ્ય સેનાપતિ તરીકે રહ્યો હતો. ૧૮૩૬ માં જમરૂદ અગાડી એને એક કિલ્લો બાંધવાનો હુકમ મળ્યો હતો કે જેથી ખાઇબરની ગાળી ઉપર નીઘા રખાય. આ કિલ્લો થોડીવારમાં પુરો કરવામા આવ્યો હતો. એ બહુ મજબુત નહોતો પણ આફ્રીદીઓને બીવરાવવાને અને કાબુલથી આવતાં લશ્કરને હેરાન કરવાને પુરતો લાયક હતો. આથી અમીરને બહુ ગુસ્સો લાગ્યો, અને એના પહાડી દરવાજાની અગાડી આ કિલ્લો બાંધીને એનુ અપમાન કર્યું હોય, અને તેથી લડાઇનું કહેણુજ કહાવ્યું હોય એમ માની લીધું.

એણે ૭૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦૦ બરકમદાર, અને ૧૮ તોપ-

વાળું લશ્કર જલાલાબાદથી મોકલ્યું. આ લશ્કરનો સેનાપતિ એનો દીકરો મહમદ અકબરખાન હતો. તેમજ એના બીજા ત્રણ દીકરા પણ એની જોડે હતા. આશરે બીજા ૨૦૦૦૦ પહાડી લોકો એમને આવી મળ્યા. એઓ બધા ૧૮૩૭ ના એપ્રિલ માસમાં જમરૂદ અગાડી આવ્યા. તે વખતે એમાં ખોરાક વગેરે સંચય નહોતો. તેમજ માત્ર ૮૦૦ સીખ સિપાઇઓ હતા. પેશાવરમાં સરદાર હુરિસિંહ તાવથી રીબાતો હતો. એણે કશા ઉપાય લીધા નહિ. છ દિવસ સુધી ઘેરો ચાલ્યો. કોટમાં મોટાં ભગદાળાં પડયાં કે જેથી ઘોડેસ્વારોથી એમની ઉપર હલ્લાં કરી શકાય. છેવટે જ્યારે છેકજ આશા ન રહી, ત્યારે હુરિસિંહે પોતાનું સઘળું લશ્કર પેશાવર બહાર કાઢયું. એ લશ્કરમાં ૬૦૦૦ પાયદળ, ૧૦૦૦ લશ્કરી અને ૩૦૦૦ અનિયમિત ઘોડેસ્વાર હતા. આ સઘળું લશ્કર મદદ કરવા ચાલ્યું. કેટલાક દહાડા સુધી બંને લશ્કરો સામાસામાં પડી રહ્યાં. એમાંથી કોઇએ હુમલો કરે નહિ. છેવટે હુરિસિંહે યુદ્ધે ચઢવાનું નક્કી કર્યું. પ્રથમ તો એનો હુમલો ખળાય નહિ એવો હતો. અફ્ઘાનોની હાર તુટી અને તેઓ નાઠા. સીખ લોકો એમની પછવાડે જવું જોઇએ, તે કરતાં પણ વધારે દૂર ગયા. પરિણામે સરદાર સમસુદીનખાનના ઘોડેસ્વારોએ એમના ઉપર હુમલો કરીને એમને દબાવી નાંખ્યા. હુરિસિંહે જોયું કે માથું કોરાણે મૂકીને હુમલો કર્યા સિવાય મામલો સુધરે એમ નથી. પોતાના મુખ્ય સરદારોને લઇને લશ્કરને મોખરે ગયો. અને પોતાના દાખલા અને હાજરીથી સીખ લોકોને લઢવા ટકી રહેવાને ઉશ્કેર્યા. આથી જીત મળી હોત, પણ હુરિસિંહ પડખામાં અને પેટમાં બંને જગાએ ગોળીઓ વાગવાથી મરણતોલ ઘાયલ થઇને પડયો. આથી એનાં માણસો નિરાશ થયાં, અને જમરૂદના કોટ અગાડી બીજાં માણસોની મદદની વાટ જોવા ગયાં. મદદ આવી પહોંચી, પણ અન્નપાણી ખૂટી પડયાં. ઘેરાયલા લશ્કર ને એકજ રસ્તો રહ્યો તે એ કે દુશ્મનના

લશ્કરમાંથી જેમ બને તેમ કાપાકાપી કરીને નીકળી જવું. પણ જ્યારે લાહોરમાં અફઘાનોના આ હુમલાની પહેલ વહેલી ખબર પડી હતી, ત્યારે જે લશ્કર કુમાર નાહોનિહાલસિંહના લગ્ન પ્રસંગે માન આપવા સારૂ એકઠું કર્યું હતું, તેને તુરતજ ઝડપથી ઉત્તર તરફ રવાના કરવામાં આવ્યું હતુ. કુમાર પડે એનો પિતા ખરકસિંહ, જનરલ વેંચુરા, જનાદાર ખુશાલસિંહ અને સીખ લશ્કરના શ્રેષ્ટ યોદ્ધાઓ આ લશ્કરમાં હતા. આ કારણ લશ્કરને વખતસર આવી પહોચ્યું જાણીને બરકજાઈ સરદારો બિલકુલ લડયા વગર જલાલાબાદ ગયા.

લડાઈ ટટાના આ વખતમાં મહારાજાએ બ્રિટિશ સરકારની ગાઢ દોસ્તી નિભાવી રાખી. બ્રિટિશ સરકાર પોતાને આ વખતે મળેલી ઊંધી મસલતને અનુસરીને અફઘાનીસ્તાનના રાજ્ય મામલામાં પોતાની તરફથી હાથ ઘાલવાનું કરતી હતી. બ્રિટિશ સરકારની ઇચ્છા રાજ્ય કરી શકે એવા અને બહાદૂર કુટુંબને રાજ્યપરથી ઉઠાડીને ખાખાવીખી થઇ ગયેલી સદોઝાઇ જાતમાંથી નબળામાં નબળો અને અશક્ત માણસોનો પક્ષ કરવાની હતી. લાહોર દરબારની સાથે આ બાબતનાં કહેણો, રણજીતસિંહ અને શાહસુજાની સાથે કરેલી ગોઠવણ, માથે ઉઠાવેલા આ કામનો ફતેહ ભરેલો આરંભ, તેમજ તેમનો મહા દુઃખ ભર્યો અંત એ બધાનું યથાસ્થિત વર્ણન બીજી જગાએ કરવમાં આવ્યું છે. આ જગાએ એનું વર્ણન કરવાનો અવકાશ નથી. મહારાજાને આ સ્વારી બિલકુલ ગમતી નહોતી. એમને લાગતું હતું કે જેમ સતલજ નદી તરફ એમના રાજ્યની સીમા નક્કી કરી દીધી હતી, તેમ સિંધ અને અફઘાનીસ્તાન તરફ એમના રાજ્યની હદ બાંધી લેવાના વિચારથી આ બધી ગોઠવણ કરી છે. છતા સને ૧૮૩૮માં વિલ્યન મેકનોટનને એમણે બધી બીના નિવદન કરી હતી. તે પ્રમાણે આ સ્વારીના લાભમાં પોતાથી બને તેટલું એમણે કર્યું હતું. જો એમના સરદારો આડે ન આવે તો

પોતાને ભાગ જે કરવાનું આવે તે કરવાને તત્પર હતા. પરંતુ સીખ અમીરોને ઇંગ્રેજોની જોડે મળીને કાંઇ પણ કરવું ખાસ અરૂચતું હતું આ સમયે મહારાજાની પંડની સત્તા કમતર થતી જતી હતી, અને લાહોર દરબારમાં જમ્મુના રાજાઓ ધ્યાનસિંહ અને ગુલાબસિંહ જે કરે તે કરી શકે એવા શક્તિમાન થઈ પડયા હતા.

૧૮૩૮ના શિયાળામાં અફગાનિસ્તાન જનારા બ્રિટિશ લશ્કરને ફિરોજપુર એકઠું કરવામાં આવ્યું. ગર્વનર જનરલ લૉર્ડ ઑકલાંડ પણ દબદબા સાથે મહારાજાને લાહોર મળવા આવ્યો હતો. તે વખતે મહારાજા ઉપર પક્ષઘાતનો બીજો હુમલો થયો. રોગનો આ હુમલો હદ બહારના વ્યસન, ફિકર અને આવેશને લીધે થયો હતો. આ હુમલો મહારાજાએ હવે નાના પ્રાંતો જીતવાનું સદાને માટે તજી દેવું જોઇએ, એમ સૂચવતો હોય એમ લાગ્યું. આ વખતથી તે બીજે વર્ષે એઓ મરણ પામ્યા ત્યાંસુધી મહારાજા અર્ધામુએલા હતા, એમ કહીએ તો ચાલે. આમ છતાં પણ એઓ કામકાજ પર લક્ષ આપવાનો પ્રયત્ન કરતા. કેટલીક વખત એમને પાલખીમાં નાંખીને દીલગીરી ભર્યે ચહેરે બુસામત બુરજ આગાડી મેદાનમાં મળેલા લશ્કરની કવાયત જોવાને લઇ જતા. હવે મહારાજાનો અંત આવ્યોછે એમ બધા સમજતા હતા. એમના સરદારો એક બીજાનો ટોટો પીસવાને તત્પર હતા. પણ મહારાજાની બીકને લીધે અંકુશમાં રહેતા. મહારાજાના મરણ પછી વધરા નક્કી થવાના એમ બધા જાણતા, અને તેને માટે તૈયારીઓ કરતા હતા.

મહારાજાએ કેટલીક વખત ઇંગ્રેજી વૈદોનું ઓસડ ખાધું હતું. ૧૮૨૬ માં ડાકટર મરે, અને મહારાજાને પક્ષઘાત થયા પછી ૧૮૩૪માં ડાકટર મક ગ્રેગરે એમની દવા કરી હતી. પરંતુ એમની દવાથી મહારાજાને કાંઇ ફાયદો થયો નહોતો. કેમકે એક તો મહા-

રાજાનો રોગ અનિવાર્ય હતો, અને બીજું મહારાજા બેહદ પીવાની ટેવ મુકી દેતા નહિ. મહારાજાએ બન્ને પ્રકારની વીજળી પણ અજમાવી જોઈ હતી. ૧૮૩૭ માં કુમાર નાહોનિહાલસિંહના લગ્ન પ્રસગે બ્રિટીશ કમાંડર ઇનચીફ સરહેનરી ફ્રેર અને કેટલાક ઈંગ્રેજ અમલદારો મહારાજાને ત્યાં ગયા હતા. આથી મહારાજાને ગેરલાભ થયો હતો, કેમકે પરોણાગતની ખાતર હઠ કરીને ખુબ પીવું અને ખાવું જોઈએ એમ મહારાજા ધારતા હતા. આ બધા અમિતાહારથી બીજે વર્ષે ઉપર કહી ગયા તેમ મહારાજા ઉપર પક્ષઘાતનો સજ્જડ હુમલો થયો. આ છેવટના મંદવાડમાં ફકીર અઝીઝુદીન એમની દવા કરતો. આ માણસ એમનો વૈદ તેમજ ખાનગી શિરસ્તેદાર જેવો હતો. એની બધી હકીકત અમે અગાડી કહી ગયા છીએ. મંદવાડ વખતે એણે મહારાજાની ઘણી સેવા બજાવી હતી. તે પોતાને હાથેજ દવા પાતો, અને મહારાજાને બધી ખબર અતરો કહેતો. તેમજ બીજા પ્રખ્યાત દેશી વૈદોને પણ બોલાવવામાં આવ્યા હતા. ગવર્નર જનરલે ડાકટર પણ મોકલ્યો હતો. પણ મહારાજા એને મળ્યા નહિ. દેશી દવામાં મહત્વની ગણાતી એવી કસ્તુરી, સફેદ અબર, મોતીના ખાખ, સુખડ બદામો વગેરે દવાઓથી કદાપિ એમનો અત ઉતાવળો ન આવ્યો હોય તો કોણ જાણે. પણ એનાથી એ બચ્યાતો નહિજ. પોતાના એકના એક ઔરસ કુમાર ખરકસિંહને બિછાના પાસે તેડાવ્યો; અને પોતાની પછી ગાદીએ બેસનાર જાહેર કર્યો. રાજા ધ્યાનસિંહને ખરકસિંહનો મુખ્ય પ્રધાન ઠેરવ્યો, આણ ભોગવવાનું આ લુચ્ચા રાજાના નસીબમાં ઘાલ્યું નહોતુ. નાનખાનાના અને ડેરાબાબા નાનકના સાધુઓને અને ગરીબોને એમણે ૨૫ લાખ રૂપિયા ધર્માદા તરીકે વહેંચ્યા, નાનખાનામાં પહેલા મહાન ગુરૂનો જન્મ થયો હતો, અને ડેરા બાબાનાનકમાં

એમની સમાધ હતી. આ કર્યાપછી મહારાજાને સોંયે લીધા.૧૮૩૯ ના જુન મહીનાની ૨૭ મી તારીખે એમણે દેહ તજ્યો.

ત્યાર પછીનાં છ વર્ષો તોફાન અને અરાજ્યનાં ગયાં. એકબીજાનાં ખુન કરવાં એજ નિયમ હતો. ગરીબ લોકોને દયા વગર કચરી નાંખવામાં આવતા. મહારાજાનો ઐારસ પુત્ર નઆલો ખરકસિંહ અને ખુબસુરત કુચ્છંદી અને બે પૌત્ર નાહોનિહાલસિંહ એ બંનેના ખુન થયાં ત્યાર પછી ગાદીના ખોટા દાવાદાર ઉભા થયા. દારૂડીઆ અને વિષયાસકત મહારાજા શેરસિંહનો એના પુત્ર સહિત ક્રૂર સિંધન વાલીઆએ ઘાત કર્યો. નાચનારીના છોકરા દુલિપસિંહની પણ એવીજ અવસ્થા સત્વર થઇ હોત, પરંતુ એને સુભાગ્યે સીખ લશ્કર નિર્બળ થઈ ગયું, અને બ્રિટિશ સરકારનો ઉદાર આશ્રય ( જેનો બદલો વળાયો નથી ) મળી ગયો માટે એ ઉગર્યો.

રણજીતસિંહે જેવું વાવ્યું હતું તેવું લણ્યું. બાપે જે દુષ્કર્મો કર્યાં હતાં, તેનો બદલો છોકરાંઓને મળ્યો. દગો ફટકો, જોર જુલમ, અને ખુનામરકીથી જે રાજ્યની સ્થાપના થઇ હતી, તે રાજ્ય સ્થાપનારના મોત પછી ઝાઝીવાર ટક્યું નહિ. એક માણસની લશ્કરી નિપુણતા, અને વહીવટની કુશળતાવડે ઉદ્ભવ પામેલું રાજ્ય જ્યારે એને હયાતીમાં લાવનાર ગયો ત્યારે તરતજ છુટું થઇને ટુકડેટુકડા થઇ ગયું. ખાલસાનું રાજ્ય ઈંગ્રેજ લોકોના હાથમાં ગયું. અને જો ઈંગ્રેજો દયા અને ન્યાયાન્વિત બળે રાજ્ય કરશે તો ગમે તેવો શત્રુ આવે તોપણ એમના હાથમાંથી એ રાજ્ય પડાવી નહિ શકે. ન્યાય, દયા અને બળ એજ પાદશાહતને સુદૃઢ બનાવે છે.

સમાપ્ત.